




# ભારતજીવન

સચિત્ર
માસિક
પત્ર

ઓગષ્ટ ૧૯૦૯



જસ્ટીસ મી. ચંદાવરકર મુંબઇ.



# भेटनां पुस्तको.

(૧) યોગવાસિષ્ટ અને (૨) મેવાડની સંધ્યા (ઐતિહાસિક નવલકથા) આ બે પુસ્તકો આ વર્ષમાં ભેટ આપવાનાં નક્કી થયાં છે.

પુસ્તકો છપાઈને તયાર થયાં છે. હમણાં બાઈન્ડીંગનું કામ ઝપાટાબંધ ચાલે છે. બંન્ને દળદાર પુસ્તકો લગભગ ૨૫૦–૨૫૦ પાનાનાં હોવાથી તેમજ છપાઈ રહેતાં વિલંબ થવાથી હજુ બહાર પડતાં થોડીક ઢીલ થશે. અર્થાત દિવાળી પહેલાં બહાર પડી જશે. હિંદુસ્થાનનાં ગ્રાહકોનું જેઓનું લવાજમ બાકી છે તેઓને ભેટનાં પુસ્તકો વેલ્યુપેબલથી મોકલાશે. ભેટનાં પુસ્તકોનું પોષ્ટેજ ખર્ચ લગભગ ચાર પાંચ આના લવાજમ ઉપરાંત વધુ આપવું પડશે.

**આફ્રીકાનાં** ગ્રાહકોએ રૂા. ૩–૧૨–૦ ઉપરાંત ભેટના પોષ્ટેજના ૦–૧૨–૦ વધુ મોકલવા જોઇએ. જેઓ નવાં ગ્રાહકો થયાં હોય તેમણે વધારાનો પોષ્ટલ ઓરડર "**કાલબાદેવી પોષ્ટ ઓફીસ**" ને નામે અમને મોકલવો. "જનરલ પોષ્ટ ઓફીસ" ને નામે મોકલવો નહિં. આફ્રિકાનાં જુનાં ગ્રાહકોએ લવાજમ રૂા. ૩–૬–૦ અને ભેટોનું પોષ્ટેજ ૦–૧૨–૦ મોકલવું જોઇએ. જેઓએ લવાજમ ઓછું મોકલાવ્યું હોય તેમણે બાકીનાં પોષ્ટલ ઓરડરો તરતજ મોકલવા.

જવાબને માટે હમેશાં ટીકીટ બીડવી.

**મેનેજર–ભારતજીવન–પોષ્ટ નં. ૨. મુંબઇ.**

મુંબઇના ગ્રાહકોએ પોતાનું લવાજમ તરતજ અમારી ઑફીસમાં ભરી જવું નહિ તો વેલ્યુપેબલથી ભેટો મોકલવામાંઆવશે.

## અનુક્રમણિકા.



## ચિત્ર માળા.

૧ ન્યાયમૂર્તિ ચંદાવરકર જનજ
૨ નેપોલીયન બોનાપાર્ટ.
૩ આદિશ્વર ભગવાનની ટુંક—પાલીતાણા
૪ નળરાજા દમયંતિને તજી જાય છે.
૫ દમયંતિની વિરહ દશા.





# ભારત જીવન.

॥ जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी ॥

પુ. ૬. ઓગષ્ટ ૧૯૦૯ અંક ૮.

## म्हारी गरवी ओ गुजरात.

મ્હારી ગરવી ઓ ગુજરાતરે,
શોભે રૂડેરી રસાળ
રમ્ય લીલાં તરૂકેરી ભૂમી હે
મધુરી ચોરૂ વિશાળ,
જનુનિ ! કોડે લાડ કરીને
ઉછેરે તું કવિ-બાળ
મ્હારી ગરવી ઓ ગુજરાત.
નદી તળાવોથી પૂર્ણ ભૂમિ રે
દીનની લેતી સંભાળ,
વ્હાલી મ્હારી તું પિતૃ ભૂમિ હે
સુખ દેતી સહુ કાળ,
મ્હારી ગરવી ઓ ગુજરાત
વત્સલ ભાવે ગુંથાયાં પ્રેમે,
હું, તું, ભૂમી રસાળ !
તે દૃઢ બંધ નહિ છોડી શકેરે,
મનુજનો હસ્ત કો કાળ,
મ્હારી ગરવી ઓ ગુજરાત.

सत्येन्द्रराव भीमराव.

## मायानो मद !

માયાયે મદમાં મચાવ્યો રે,
જીવ માયાયે મદમાં મચાવ્યો,
હયા કુટ ત્હને ફંદમાં ફસાવ્યો રે
કામી હરામી નઠારી ધૂતારીયે,
ધામધુમ કરીને નચાવ્યો,
મ્હારૂં આ ત્હારૂં શું મારૂં કે તારૂં એ,
આસે પાસમાં સપડાવ્યો રે—જીવ.
ત્રાસ દઇ ખાસ તો નિરાસ ત્હને કીધો જીવ,
હાય હાય જન્મ તે ગુમાવ્યો રે—જીવ૦
તું બન્યો ગુલામ શ્યામ નામ ભૂલ્યો,
અંતરથી કપી સમ તુજને નચાવ્યો રે—જીવ૦
ધાર્યું પોતાનું કરી નાહક ફજેતી કરી,
નર્ક તણા કુંડમાં નખાવ્યો રે—જીવ૦
હજી ચેત ચેત પ્રેત હરીથી લગાડી હેત,
માનવનો દેહ આ ગુમાવ્યો રે—જીવ૦
રંગી દુરંગીમાં ઉમંગી બન્યો તું જીવ,
આવી સંસારમાં શું ફાવ્યો રે—જીવ૦
પીતાંબર અંગ ધરી કંબલને પરહરી,
માર્ગ હરી નામનો બતાવ્યો રે—જીવ૦

पतांबर नरसिंह भट्ट.

વિદેશથી આવેલું રતું સુતર અને લુગડાં પર જે કર ઠરાવેલો છે તે ખરેખર રક્ષા-કર એટલે પ્રોટેક્ટીવ ડયુટીનુંજ કામ કરે છે, માટે તે વ્યાપાર નીતિથી વિરૂદ્ધ છે. તેથી તે કર કહાડી નાંખવો જોઇએ." વાહ વા, શાબાસ સ્વાર્થ, તને ધન્ય છે! ત્હારા પ્રભાવથી ધર્મ અધર્મ, નીતિ અનીતિ અને અન્યાય ન્યાય થાય છે. હે સ્વાર્થ! ફરીથી તને ધન્યવાદ અને શાબાસી આપીએ છીએ.

ભારત ગવર્નમેન્ટ પણ વિલાયતી કોમન્સ સભાનું આવું મન્તવ્ય જોઇ ચકીત થઇ અને બધા ગભરાઇ ઉઠયા. દાવાનલ જેમ વનમાં વનસ્પતીઓનો ધ્વંશ કરે છે, તે પ્રમાણે દુકાળ વ્યાધિ વિગેરે તે સમયે ભારતમાં પ્રબળ થઇ લોકોનો સંહાર કરવા લાગ્યા હતા અને તેટલાજ માટે ભારત ગવર્નમેન્ટ, વિલાયતી કોમન્સ સભાની આજ્ઞા મુજબ જલદીથી આમદાની કર કહાડી અબાધ વાણિજ્ય-નીતિનું પ્રવર્તન કરી શકી નહિં ખરી, પરંતુ મેંચેસ્ટરની સ્વાર્થી વાણીઆ મંડલીની વાત તેઓ એકદમ અગ્રાહ્ય કરવાને પણ સમર્થ થયા નહિ. ઇ. સ. ૧૮૭૮ ના માધ મહીનામાં વાઇસરોય બહાદુરની વ્યવસ્થાકારી સભાના તે સમયના ફાઇનેનસીયલ મીનીસ્ટરે સ્પષ્ટ કહી દીધું હતું કે, "ભારતમાં થોડી મુદ્દતની અંદર ફ્રી ટ્રેડ એટલે અબાધ-વાણિજ્ય-નીતિ ચલાવવામાં આવશે" કહેવાની સાથેજ કાર્યનો આરંભ થયો. ૧૮૭૮ ઇ. સ. માંજ વિદેશથી આવેલા જાડા સુતર અને જાડા સુતરથી બનેલા લુગડાં, અને વળી ૧૮૭૯ ઇ. સ. માં વિલાયતી કોરા લુગડા પરનો આમદાની કર એકદમ કહાડી નાખવામાં આવ્યો. આથી પણ મેંચેસ્ટરના શેઠીયાઓના મનને સંતોષ વળ્યો નહી. હાયરે તૃષ્ણા! ત્હારી તૃપ્તી નથી. મેંચેસ્ટરી શેઠીયાઓ વિલાયતી પાર્લામેન્ટ ઉપર વળી જબરદસ્તી કરવા લગ્યા. ૧૮૭૯ ઇ. સ. નાં એપ્રેલ માસમાં વળી પાર્લામેન્ટ સભામાં એક એવો ઠરાવ થયો કે,—"હિંદમાં રૂથી બનેલા માલપર જે આવક-કર નિમાયલો છે, તે હિંદી સરકારે તરત એકદમ કહાડી નાંખવો જોઇએ." સ્વાહાઃ! દેશી વસ્ત્ર, શિલ્પની રક્ષા માટે જેઓ થોડાક વખત પૂર્વે જે દેશના માલપર આવક-કર સેંકડે ૭૦ થી ૮૦ ટકા ;કરાવ્યો હતો. તેઓએજ આજે તે લોકોનાજ દેશમાંથી પોતાના માલ ઉપર જે થોડાક આવક કર હતો તે કહાડી નંખાવ્યો! પરંતુ એ કર કહાડી નાંખવાથી હિંદના વસ્ત્ર-શિલ્પની શી ગતી થશે, વસ્ત્ર-બનાવનારાઓનાં પેટ શાથી ભરાશે, અને હિંદી સરકારની રૂપીઆની અછત કેવી રીતે પુરી થશે? વિગેરે વાતો મેંચેસ્ટરના સ્વાર્થી વાણીઆઓના મનમાં તો આવવાનીજ નહોતી; પરંતુ વિચારશીલ બુદ્ધિમાન, ભણેલા ગણેલા ન્યાય નીતિવાળા, પાર્લામેન્ટ સભાના સભ્યલોકોના મનમાં આવી નહિં એજ અજાયબી ભરેલું દેખાય છે! પાર્લામેન્ટ સભાના સભ્યની આવી વ્યવસ્થા જોઇ અમે ભારતવાસી નીગ્રોના મનમાં એમજ થાય છે કે જ્યાં સુધી સ્વાર્થી પશુ વૃત્તિ ઇનેસટીંકટ પ્રબળ હોય છે, ત્યાં સુધી વિવેક વિચાર, ન્યાયનીતિ, સભ્યતા, ભવ્યતા વિગેરે કંઈ વસ્તુજ નથી. ફક્ત કહેવાનું જ છે પણ કરવાનુ તો મનનું ધાર્યુંજ!

તે ગમે તેમ હો, આપણો મુખ્ય વિચાર તો હજી વધારવાનો છે. કારણ કે વિલાયતી વ્યાપારનીતિના વિચારથીજ ઇંગ્લેંડના ચરિત્રની ઓળખાણ આપણને મળવાની છે. ઇ. સ. ૧૮૭૯ ના એપ્રેલ માસની પાર્લામેન્ટ સભાનું પ્હેલું હુકમ નામું:—"ભારત—ગવર્નમેન્ટે, રૂથી બનેલા માલ ઉપર આવકનો કર તરત કહાડી નાંખવો જોઇએ."—આ હુકમનામું અમલમાં આવ્યા બાદ હિંદી સરકાર તે હુકમ પાળવાને સમર્થ થઇ નહીં પણ ઇ. સ ૧૮૮૧-૮૨માં લોર્ડ રિપન સાહેબના અમલમાં રૂથી બનેલા માલ ઉપરનો આવક-કર એકદમ કહાડી નાંખવામાં આવ્યો. હવે જુવો-મજા કે સજા તે અમે કહી શકતા નથી પણ-હિંદના કાપડ વણનારાઓનું અન્ન ધીમે ધીમે ઓછું થવા લાગ્યું. હવે હિંદના બજારમાં દેશી લુગડાંનું વેચાણ ઓછું થવા લાગ્યું. વણકરોએ વણવાનું કામ છોડી કેટલાક ખેડવાનુ કામ અને કેટલાક બીજી તરેહના કામે વળગ્યા. પણ હાય! તે કામોનો અભ્યાસ ન હોવાને લીધે મજુરી ઓછી મળવા લાગી તેથી વણકરોનાં પુત્ર પરિવાર ભુખથી અકલાઇ ગભરાઇ ગમે તેવી ચીજો ખાઇ અકાળે સંસાર ત્યાગ કરી સ્મશાન જાત્રા કરવા લાગ્યા! હવે બીજી તરફ જુવો-ઇ. સ. ૧૮૭૯ પૂર્વે ચાર વરસ સુધી એકંદર રીતે હિંદમાં દર સાલ ૧૮ કરોડ રૂપીઆનો રૂથી બનેલો માલ આવ્યો હતો. ઇ. સ. ૧૮૮૫-૮૬ ના પૂર્વે દર વર્ષે ભારતમાં

૨૪ કરોડ રૂપીઆનો રૂથી બનેલો માલ આવ્યો હતો. ઇ. સ. ૧૮૯૨-૯૩ ના પૂર્વે ચાર વરસ સુધી એકંદર વર્ષે સઘળા ભારતમાં રૂથી બનેલું સુતર અને કાપડ ૩૦ કરોડ રૂપીઆનું આવ્યું હતું. અને તે પછીથી ગયા સાત વરસનો હિસાબ અમે આ નિબંધને મ્હોડેજ મુકયો છે. વાંચક ! હવે તમેજ વિચારી જુવો, ફ્રી ટ્રેડ અથવા અબાધ વાણિજ્ય નીતિના બહાનાથી ઇંગ્લેંડ ધીમે ધીમે કેટલો લાભ મેલવી રહ્યું છે અને ભારતના વસ્ત્ર શિલ્પની કેટલી બધી અધોગતી થઇ રહી છે ! જે ઇંગ્લેંડની વણીક મંડળી ૧૭૯૪ માં એક હજાર પાંચ સો સાઠ રૂપીઆથી વધારે રૂનો બનેલો માલ ભારતમાં વેચી શકતા ન્હોતા, તેજ અંગ્રેજ વાણીઆઓ હવે દર વર્ષે એકંદર રીતે ૪૦ કરોડ રૂપીઆનું સુતર અને કાપડ હિંદમાં વેચીને પોતાના દેશની ધન વૃધ્ધિ કરી રહ્યા છે !

૧૮૯૪ માં હિંદી સરકારની તીજોરી વળી ખાલી પડી ગઇ અને હીંદી સરકારને રૂપીઆનો ખપ વધી ગયો ! માટે તેજ વર્ષે વિદેશથી ભારતમાં આવેલા માલ ઉપર વળી સેંકડે ૫ ટકા લેખે આવક-કર બેસાડવામાં આવ્યો; પરંતુ હિંદી સરકાર મેંચેસ્ટરના વાણીઆઓના ભયથી રૂના માલપર આમદાની કર બેસાડવાને સમર્થ થઇ નહિં. પરંતુ રૂથી બનેલા માલ ઉપર કર ન બેસાડવાથી હીંદી સરકારની તીજોરી ભરાતી નથી અને રૂપીઆની અછત પણ દુર થતી નથી. માટે ભારત ગવનમેન્ટે છેવટે રૂના બનેલા માલ ઉપર આવક-કર બેસાડવાની ઇચ્છા પ્રગટ કરી. તેથી તે વખતના સ્ટેટ સેક્રેટરી લોર્ડ કિંબર્લીએ હીંદી સરકારને બહુજ ધમકાવી, અને લોર્ડ સભામાં કહ્યું હતું કે—" હીંદમાં વિદેશથી આવનાર રૂથી બનેલા માલ ઉપર જો હીંદી સરકાર આવક-કર બેસાડશે તો લેંકેશાયરનો દરેક માણસ તે કર કહાડી નાંખવા માટે યોગ્ય પગલાં ભર્યા વગર રહશે નહિં." વિલાયતી વણકરોના ભયથી કોમન્સ સભાના સભાસદો એકદમ સજ્જડ થઇ ગયા ! આ તરફ હીંદી સરકારની તીજોરીમાં રૂપીઆ નથી. કર ન બેસાડવાથી પણ ચાલતું નથી. ત્યાર પછી હિંદના સ્ટેટ સેક્રેટરી સર હેનરી ફાઉલરે એવો ઠરાવ કર્યો કે—"વિદેશથી આવેલા રૂથી બનેલા માલ ઉપર જેમ સેંકડે પાંચ ટકા લેખે આમદાની કર બેસાડવામાં આવશે, તેજ પ્રમાણે ભારતનાં શિલ્પકળાનાં કારખાનાંઓમાંથી ઉત્પન્ન થયેલા રૂથી બનેલા માલ ઉપર પણ સેંકડે ૫ ટકા લેખે કર બેસાડવામાં આવશે." આવા ઠરાવથી પણ મેં[illegible] વાણીઆઓને સંતોષ વળ્યો નહિં ! તેઓ ભારત સેક્રેટરી અને ભારત ગવર્નમેન્ટના ઠરાવ વિરૂધ પાર્લામેન્ટ [illegible] ખુબ ધામધુમથી આંદોલન ચલાવવા લાગ્યા. તેથી છેવટે ૧૮૯૬ ના ફેબ્રુવારી મહીનામાં લોર્ડ જોર્જ હેમીલ્ટનની આજ્ઞાથી વિદેશી અને સ્વદેશી વસ્ત્રોપર સેંકડે ૩॥ ટકા લેખે કર બેસાડવામા આવ્યો; અને વિદેશથી હિંદમાં આવેલા સુતરનો કર એકદમ કહાડી નાંખવામાં આવ્યો !"

પ્રિય વાંચક ! જોયું, હવે વિચારો અને સમજો, રાજકારભારમાં વ્યાપાર નીતિ કેવી રીતે ચોંટી રહી છે ? મેંચેસ્ટર અને લેંકેશાયરના વાણીઆઓની આજ્ઞાથીજ હીંદમાં રૂથી બનેલા માલ ઉપર કર નિયંત્રિત થઇ રહ્યો છે. વિલાયતી વાણીઆઓના લાભ નુકશાનથીજ હીંદી સરકારનો રાજ્ય કારભાર ચાલી રહ્યો છે. આ વીષે બીજો તો વળી શું, પણ લોર્ડ કર્ઝનેજ વિલાયતનાં વર્તમાન પત્રોમાં લખ્યું હતું કે—" આજે ત્રીશ ચાલીસ વરસથી હીંદી સરકારની અર્થનીતિક ( ફાઇનેનશીયલ ) વ્યવસ્થા મેંચેસ્ટરદ્વારાજ થઇ રહી છે. કલકતેથી નહિં." વળી લોર્ડ કર્ઝને સ્પષ્ટ રૂપે કહ્યું છે કે—લેંકેશાયરના ભયથીજ હીંદી સરકાર સ્વદેશી વસ્ત્રપર બેસાડેલો કર હજી સુધી કહાડી નાંખવાને સમર્થ થતી નથી." અંગ્રેજીમાં એક કેહેવત છે કે—Two of a trade can never agree. આ ઉપરથી એમજ જણાય છે કે મેંચેસ્ટર લેંકેશાયરના કળ કારખાનાવાળા વાણીઆઓ, હિંદના કળ કારખાનાઓના દુશમન છે. મેંચેસ્ટર અને લેંકેશાયરના હાથમાં હીંદના કળ કારખાનાનાં નશીબનાં દોરડાં હજુ પણ આપવામાં આવશે તો, પછી વાઘના હાથમાં ગાયનું નશીબ, બગલાના હાથમાં માછલાનું નશીબ અને સર્પના હાથમાં દેડકાનું નશીબ, સોંપવાથી જેવું પરિણામ થાય છે, તેવુંજ થશે, એમાં કંઇ સંદેહ નથી. કર્નલ સીલી સાહેબ તો મેંચેસ્ટરના પક્ષપાતી છે. માટેજ તે મેંચેસ્ટરનું ભવિષ્ય વિચારીનેજ ભયથી અધીર થઇ પડયો છે. અંગ્રેજો પોતાના ભવિષ્યના લાભ નુકશાનની વાતો વિચારી જાણે છે, તેથીજ તેઓ આજે આવા મહંત બન્યા છે. અમે જો કોઇ દાહાડો પણ આવું શીખીશું તો અમારૂ પણ મંગળ થશે એ યાદ રાખવું જોઇએ.

 एक सन्यासी.

# પ્રેમ તત્વ.

( ૧ )

પ્રેમ એ શું છે? એવો પ્રશ્ન ઘણા માણસો કરે છે. એનો ઉત્તર એ છે કેઃ પ્રેમ કેવો છે તે કલમથી લખી શકાતો નથી, નજરેથી જોઇ શકાતો નથી, માત્ર તેનો અનુભવ થાય છે ત્યારેજ જાણી શકાય છે કેઃ જગતમાં પ્રેમ એ કોઇ અદ્ભૂત વસ્તુ છે. પ્રેમ એ રસિકજનોનાં હૃદયનું અમૃત છે.

જેણે મધનો સ્વાદ ચાખ્યો છે તેજ જાણે છે કે મધ કેવું ગળ્યું હોય છે. મધનો સ્વાદ જેણે ચાખ્યો નથી તેમને ખબર નથી કે મધનો કેવો મીઠો, મધુર, મન અને પ્રાણને તૃપ્ત કરે તેવો તેનો સ્વાદ હોય છે. અનુભવ વગર તેની મધૂરતા જણાતી નથી. તેજ પ્રમાણે જેના હૃદયમાં પ્રેમ રસનાં ટીપાં પડ્યાં નથી, જેઓ પ્રેમના નિશામાં ગુલતાન થયાં નથી, તેઓને પ્રેમ એ શું છે તેની ખબર પડતી નથી. જેમ વાંઝણી સ્ત્રીને સુવાવડનાં સુખ દુઃખની ખબર પડતી નથી. તેમ પ્રેમ વગરનાં માણસને પ્રેમમાં રહેલા સુખ દુઃખની ખબર પડતી નથી.

મનમાં થતી ચિન્તા તો શબ્દો વડે સ્પષ્ટ કહી શકાય છે, તેનાં વર્ણનો થાય છે. પણ હૃદયના વિચારો લેખોદ્વારા કહી શકાતા નથી. અને તેમાં પણ હૃદયમાં ભરાયલી પ્રેમની લાગણીનું સ્પષ્ટ રીતે વર્ણન થઇ શકતું નથી. તે માત્ર ઇશારતથીજ જણાવી શકાય છે.

મનુષ્યોના હૃદયમાં જેટલા પ્રકારના ભાવો ભર્યા છે તેમાં પ્રેમ-ભાવની ઉચ્ચ સ્થીતિ અને ગંભીરતા તો સૌ કરતાં વધારે છે.

એ પ્રેમ ભાવની સાથે સુખ, દુઃખ, આનંદ, સંતાપ, સ્વાર્થ અને પરમાર્થ, આ બધું મજબુતાઇથી વળગી રહ્યું છે.

પ્રેમના ધર્મની હદજ નથી, પ્રેમમાં નીતિની હદ નથી, અને પ્રેમમાં લજ્જાની પણ હદ નથી. પ્રેમ એ કાંઇ પણ જોતો નથી. શુધ્ધ પ્રેમ! હારા અનેક ધર્મ છે. આખું જગત હારૂંજ રાજ્ય છે. તું ગમે તેના હૃદયમાં, ગમે તે વખતે રાજ્ય કરે છે. રાજાઓના રાજ્ય કરતાં હારૂં રાજ્ય વિશાળ છે. તું અનેક રાજાઓનો રાજા છે.

પ્રેમ! હારામાં ઠંડા પાડવાની અને બાળવાની બન્ને શક્તિઓ છે. તું કેટલાંક પ્રેમીનાં કાળજાં બાળે છે અને કેટલાંકનાં ઠંડા પાડે છે. રાજાઓનાં રાજ્ય બદલાય છે પણ પ્રેમ-રાજ્ય બદલાતું નથી. તે જેના હૃદયમાં પેશે છે તેના ઉપર હમેશાં રાજ્ય કર્યાંજ કરે છે.

જે માણસનાં અંતઃકરણ વડે-જે માણસની વર્તણુકવડે-સ્હામા માણસને આનંદ થાય, તેના તરફ માણસનું હૃદય ખેંચાય છે. તે માણસને હમેશાં મેળવવા માટે માણસના હૃદયમાં પ્રબળ ઇચ્છા થાય છે તે માણસના તરફ સ્હામા માણસના હૃદયનું જે ખેંચાણ તેનુંજ નામ પ્રેમ!

જે આનંદકારક વર્તણુક વડે, બે વેગળાં રહેલાં અંતઃકરણોને એક બીજાના તરફ ખેંચે, અને બન્ને અંતઃકરણોને એકઠાં કરે, બન્નેનાં હૃદયને ઠંડક આપે તેનુંજ નામ પ્રેમ.*

અંતઃકરણના પ્રેમના—વિચારોના-સંબંધમાં વિચાર કરતાં ત્રણ બાબતો નજરે પડે છે, (૧) લાગણી—પ્રેમના વિચારોનો-જન્મ (૨) વિચાર કરનાર માણસ અને (૩) વિચારવા જોગ વસ્તુ (પ્રેમ). આ ત્રણમાંથી

* "Love is that which brings together and unites the lover with the beloved"

Dante.

એકને છોડીને બીજી બાબતોનો વિચાર કરવો એ કાંઇ અઘરૂં કામ નથી.

મનુષ્યના હૃદયરૂપી બગીચાને પ્રકાશીત કરીને જે બધાં (પ્રેમ વિચારોનાં) ફુલો પ્રફુલ્લિત થાય છે તેમાં પ્રેમ એજ જાણે ગુલાબના ફુલ જેવો છે. એ (પ્રેમ)ની મીઠી સુગંધ વડે ભયંકર સ્મશાન પણ (પ્રેમી સ્ત્રી પુરૂષના મનથી) આનંદમય બાગ થઇ પડે છે.

જેમ આકાશના તારાઓ એક બીજાના રૂપ તરફ ખેંચાતા જણાય છે તેમ પ્રેમી માણસો પોતાના પ્રેમીના રૂપ તરફજ ખેંચાતાં જણાય છે. તે પોતાના પ્રેમી મનુષ્યનીજ મૂર્તિનાં દર્શનનું પાન કરી પોતાની તરસ મટાડે છે! અહો! પ્રેમ દેવતા! ત્હમે ત્હમારા સેવકનેજ ચ્હાઓછો. ત્હમારા ખરા ભકતનેજ ગળે વળગો છો. ત્હમારૂં મહાત્મ્ય અપૂર્વ છે!

એક માણસનો પ્રાણ બીજા માણસના પ્રાણ તરફ દોડી જાય, એક માણસની આંખો બીજા માણસની તરફ સ્થીરતાથી જોતી, દોડતી બીજા માણસની આંખને ભેટે, એક માણસના હાથ, બીજા માણસના બન્ને હાથને ઝાલી લે, એક માણસના હોઠ બીજા માણસાના હોઠ ઉપર ઝપાટા બંધ ચોંટી જાય, એક માણસનું હૃદય બીજા માણસના હૃદય સાથે (પ્રેમના ખરા ઉમળકાથી) ભેટી પડે તથા એક માણસનું શરીર (પ્રેમની તિવ્ર લાગણીથી) બીજા માણસના શરીર સાથે બાઝી જાય. તેનેજ "પ્રેમ" કહેવામાં આવે છે.

હૃદયની સાથે હૃદયનું ભેટી પડવું, પ્રાણની સાથે પ્રાણનું મળી જવું, આત્માની સાથે આત્માનું એક થવું, એનું નામજ પ્રેમ કહેવાય છે.

એક માણસ પોતાના મ્હોટાપણાના વિચારો છોડી દઇ બીજાના પ્રેમની મ્હોટાઇનો દાસ થઇ જાય, પોતાના પ્રેમીનો ગુલામ થઇ જાય. એનું નામજ પ્રેમ. બે માણસોના આત્માનું એકજ મન, એકજ પ્રાણ અને એકજ વિચાર હોય એનું નામ પ્રેમ.

એક પ્રેમી, પોતાના બીજા પ્રેમીને જોવા ઇચ્છા કરે, જોઇને તેની પાસે રહેવામાંજ આનં[illegible] પામે, તેની સેવા કરવામાં, તેના મનને સં[illegible] આપવામાં, અને તેને જે રીતે સુખ મળે તે રી[illegible] દરેક બાબને વર્તવામાં તૈયાર થાય, તેનુંજ [illegible] પ્રેમ જે માણસને જોવાથી સુખ ઉત્પન્ન થાય [illegible] અને તેના તરફ હૃદયમાંથી જે વિચારો, જે લાગણ[illegible] ઓ ઉત્પન્ન થાય તેનુંજ નામ પ્રેમ કહેવાય છે. એક માણસને નહિં જોવાથી, તેને સુખી નહિં કરવાથી, જે દુઃખ થાય, તેનું જે કારણ તેનુંજ નામ પ્રેમ.

પ્રેમીઓ એક બીજાના સુખે સુખી, અને એક બીજાના દુઃખથી દુઃખી થાય છે. તેનું મૂળ કારણજ પ્રેમ છે. પોતાના પ્રેમી માણસના સુખને માટે પોતાનો દેહ, મન, પ્રાણ, ધન, કુટુંબ અને સર્વસ્વ અર્પણ કરી દે, ત્યાગ કરી દે, પોતાના પ્રેમીના કોઇ પણ કામ માટે, પોતાની જીંદગી સુધી એવોજ નિશ્ચય કરવો, એનુંજ નામ (ખરો) પ્રેમ કહેવાય છે. એજ પ્રેમનું ખરૂં કાર્ય છે.

પ્રેમીઓ કહે છે કેઃ—ગમે તેમ થઇ જાય પણ હું ત્હારા પ્રેમને માટે મ્હારો જીવ ત્યાગ કરીશ, જીંદગીનું મ્હારૂં સુખ દુઃખ, ત્હારા સુખ દુઃખમાં જોઇશ."

પ્રેમની ખરી પરિક્ષા છેવટે એકને માટે બીજાનો જીવ આપવામાં જણાઇ આવે છે. પ્રેમ, એના કરતાં વેગળે જઇ શકતો નથી. દિવા ઉપર ઉડતાં પતંગની પેઠે, કાંઇ પણ દુઃખ માન્યા વગર, પ્રેમના અગ્નિમાં પડી બળી મરવું એજ પ્રેમનો ધર્મ.

કવિ સેખ સાદિએ કહ્યું છે કેઃ હે બુલ બુલ! તું ગુલાબના ફુલ જોડે શું પ્રેમ બાંધે છે? પ્રેમ કરતાં શીખવું હોય તો દિવા ઉપર પ્રેમ મસ્ત થયલાં પતંગ પાસે જા. તે દિવાની બત્તી ઉપર પડીને પ્રાણ ગુમાવશે પરંતુ એક શબ્દ પણ બોલશે નહિં

તેમજ જરા પણ દુ:ખી થશે નહિં !" જ્યાં શુદ્ધ પ્રેમ છે ત્યાં જુદાઇ નથી, ત્યાં તો એક બીજાને માટે પ્રાણ અર્પણ કરવાનીજ તૈયારી હોય છે. સાચાં પ્રેમીઓ હમેશાં પોતાનાં પ્રેમીઓનેજ જુવે છે. તે ગમે ત્યાં જાય છે, તે ગમે ત્યાં ફરે છે, તે ગમે તેવાં કામોમાં ગુંથાય છે, તે ગમે તેવાં માણસોનાં ટોળાંમાં ભેળાય છે છતાં ત્યાં, દરેક મીનીટે મીનીટે, પોતાના પ્રેમીનીજ મૂર્તિ જુવે છે. જાગતાં, ઉંઘતાં કે સ્વપ્નામાં પણ પોતાના પ્રેમી મનુષ્યની મધુરી મૂર્તિ હાસ્ય કરતી, આનંદ આપતી જણાય છે.

"પ્રેમ" એ સ્વર્ગની ભાષાનો શબ્દ છે. એ ભાષા મૃત્યુ લોકનાં માણસોથી નથી સમજાતી. "પ્રેમ" એ સ્વર્ગમાંથી વરસતી અમૃતની ધારા છે. સ્વર્ગમાં મળતું સુખ, એજ અમૃતની ધારાઓ પીવાથી મળે છે. પોતાના પ્રેમીને હમેશાં આનંદ આપવા, હમેશાં તેનું હૃદય સુખી સંતોષી રાખવા માટેજ સ્વર્ગના અમૃતને પીવું જોઇએ. (અર્થાત ખરો પ્રેમ શું છે ? એ સારી પેઠે સમજી લેવું જોઇએ.)

વિજળીના જેવા વેગવાળી છરી, સૂર્યનાં ઝીણામાં ઝીણાં કિરણને ભેદી શકે છે પણ તેજ ધારવાળી છરી, પ્રેમના ભેદને ભેદી શકતી નથી.

માયામાં ફસેલાં (ગ્રહસ્થ ધર્મમાં) કોઇકજ માણસો એ ખરા પ્રેમ રસથી ભીંજાયલાં હોય છે- કોઇકજ માણસ વિશુદ્ધ પ્રેમના ધર્મ જાણે છે. કોઇકજ માણસ વિશુદ્ધ પ્રેમ ભક્તિમાં લીન થઇ ગયલાં જણાય છે. અને કોઇકજ સ્ત્રી અથવા પુરૂષ પોતાના ખરા પ્રેમ-ભક્તને ઓળખી શકે છે. કવિઓ પ્રેમના રૂપ માધૂર્યમાં મદમસ્ત બની જાય છે. સાંધુઓ તેના રસ વડે ભીંજાઈ ગયલા હોય છે. જેણે આત્મારૂપી પુસ્તકના, હૃદયરૂપ પાના ઉપર પ્રેમની વિચિત્ર ભાષામાં સ્તોત્રો લખ્યાં છે તેને ધન્ય છે.

જ્ઞાન એ આત્માની શોભા છે. પ્રેમ એ આત્માની સુગંધી છે. જ્ઞાન એ પાંદડાં છે. પ્રેમ એ ફુલો છે. જ્ઞાન એ સ્વર્ગીય પ્રકાશ છે. પ્રેમ એ સ્વર્ગની નિસરણી છે. જ્ઞાન એ રસ્તો બતાવનાર ભોમિયો છે પણ પ્રેમ એ તો સ્વર્ગનો રસ્તો છે. જ્ઞાન એ અન્ન છે, પ્રેમ એ રસ છે, સુંદરતા એ પ્રીતિ-પ્રેમ-નો પીતા છે. પ્રેમ-પ્રીતિ-એ ભક્તિની પૂત્રી છે.

શુદ્ધ ભક્તિ કરવાથી પ્રેમ ઉત્પન્ન થાય છે.

" ભક્તિની સાધના કરવાથી રતિનો-સુરતાનો- ઉદય થાય છે.

" રતિ-સુરતા-વિશાળત્વ પામ્યાથી જે સ્થીતિએ પહોંચાય છે તેનેજ " પ્રેમ " કહેવામાં આવે છે."

" આશા એ પ્રેમની મ્હોટી બ્હેન છે. કલ્પના શક્તિ એ પ્રેમની બ્હેનપણી છે. ( જ્યારે કોઇના હૃદયમાં કોઇના ઉપર અતિશય પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યારે અનેક વિચારો ( કલ્પનાઓ ) ઉત્પન્ન થાય છે.

પ્રેમ એ અનંત સુખ મેળવવાનું બારણું છે. પ્રેમના એકજ બિન્દુમાં પેસવાથી અનન્ત સુખની છાંયા જણાશે અને તે અનંત સુખ મેળવવાનું સ્થાન જણાશે. પછી પ્રેમના એકજ બિન્દુની અંદરની બાજુએ સુખનો અનંત સાગર જણાશે. એક બીજાના મન સાથે મનને મેળવી દીધાથી, એક બીજાના સુખમાં પોતાનું સુખ મેળવી દીધાથી ઐકયતા થશે. અને તેવી ઐકયતા થયાથી પ્રેમ રૂપી નદી સુખના સાગરને ભેટી પડશે.

માણસોનો પ્રેમ, એ " પ્રેમ સાગર "નો એક એક પરપોટો છે. જેમ ચંદ્ર, તેજવાળા સૂર્યમાંથી પ્રકાશ મેળવે છે તેમ જીવ; પોતાના પ્રેમનું કિરણ પ્રાણમાં થઇને મેળવીને ધન્ય અને કૃતાર્થ થાય છે.

प्रेम-भक्त.



# ब्रह्म-तेज



હિંદુ રાજાઓના રાજત્વ સમયે વિદ્વાન બ્રાહ્મણોનો કેટલો આદર સત્કાર થતો તથા સંસ્કૃત વિદ્યાને કેટલું ઉત્તેજન મળતું હતું તે જેઓએ ભોજ અને વિક્રમ રાજાની દરબારમાં વિદ્વાન બ્રાહ્મણોની સભા ભરાવાના હેવાલો વાંચ્યા છે તેઓને ખબરજ છે. વિદ્વાન બ્રાહ્મણોનો સત્કાર થવાથી સંસ્કૃત વિદ્યા ઉત્તેજન પામતી અને તે ભાષાનાં વિદ્વાનો વેદ શાસ્ત્રમાં પારંગત જણાતા. પરંતુ જ્યારથી જૂદા જૂદા વિદેશી રાજાઓનાં રાજ થયાં ત્યારથી સંસ્કૃત વિદ્યા અને તેના વિદ્વાનોનો લોપ થતો ગયો. ઉત્તેજનને અભાવે દરેક વસ્તુનું એવુંજ પરિણામ આવે છે. એક જમાનો એવો પણ હતો, જે સમયે વિદ્વાનોની વિદ્યાની કદર ન થતી તો તેઓ ગુસ્સે ભરાઈ વિવાહનું બારમું કરી મૂકતા! તે માટે જેઓ નંદ રાજાના રાજ્યનો અને વંશનો નાશ થયાનો ઇતિહાસ જાણે છે તેઓને માહિતી છે. નંદ રાજાનાં દરબારમાં ચાણુકય નામના વિદ્વાન, ચતુર અને શાસ્ત્ર પારંગત બ્રાહ્મણ આવી પોતાની વિદ્યાનો પરિચય આપવા છતાં પોતાની દરબારના બ્રાહ્મણોના મતને અનુસરી નંદ રાજાએ તે વૃધ્ધ તપસ્વી બ્રાહ્મણનું સહજ અપમાન કર્યું હતું. તે ઉપરથી તે તપસ્વીએ નંદરાજ-કુળનો ધ્વંશ કરી ચંદ્રગુપ્તને પોતાની મરજી પ્રમાણે ગાદી ઉપર બેસાડયો હતો. માત્ર સહજ અપમાનનોજ એ બદલો હતો. પરંતુ આ જમાનો સંસ્કૃત વિદ્યાના ઉત્તેજનનો નથી. હવે તેવા વિદ્વાનો પણ નથી; તેવા તપસ્વીઓ પણ નથી. આ જમાનામાં તો માત્ર અંગ્રેજી વિદ્યાનું મહત્વ છે. સંસ્કૃત નહિં ભણેલો હોય તો ચાલે પણ અંગ્રેજી ભણેલો તો હોવો જોઇએ. પછી તે વિદ્વાન ઋષિકુળનો બ્રાહ્મણ હોય કે નિરક્ષર ઢેડ ભંગી હોય! જ્યાં ત્યાં અંગ્રેજી વિદ્યાનું મહત્વ છે. એક સમય એવો પણ હતો કે બ્રાહ્મણો પોતાની વિદ્યાનું અભિમાન રાખતા અને તેની સહજ પણ અવગણના થતાં તેઓ ગુસ્સે ભરા[illegible] જતા. તે જમાનાના બ્રાહ્મણોમાં એક પ્રકારનું [illegible]-તેજ પણ હતું. અને તે બ્રહ્મતેજે જગતને દૃઢ નિશ્ચય અને કર્તવ્ય પરાયણતાનું ઉદાહરણ આપ્યું છે. આજના લાડુભટ્ટોને તેવાં ઉદાહરણો [illegible] રૂચશે! આજના મોજ શોખના વિલાસી ગુરૂ [illegible] રાજાને તે ઉદાહરણોથી કદાચ અસંતોષ થશે! અમારા ઉપર ગુસ્સે પણ થશે. તેમ છતાં પણ અમે તો અમારી ફરજ બજાવ્યા જઈશું! આજે આ સ્થળે તેવા લાડુભટ્ટોને અને ગુરૂ કહેવાતા રૂષ્ટ પુષ્ટ આચાર્યોને માટે અમે બ્રહ્મ-તેજનું એક ઉદાહરણ લખીએ છીએ. આશા છે કે તે મોજીલા જીવડાઓ જરા ધ્યાન દઈને હૃદયમાં ઉતારશે! અને પોતાના પોતાના ધર્મ, કર્મને બરોબર રીતે સમજશે.

ભરતખંડમાં જે સમયે બ્રાહ્મણ-પેશ્વા રાજાઓની હાક વાગી રહી હતી તે વખતે તેઓ ઉપર જો કોઈનું પણ ચલણ હોય તો માત્ર વિદ્વાન બ્રાહ્મણોનુંજ ચલણ હતું. તેઓના દરબારમાં દર વરસે શ્રાવણ માસમાં, તેઓની રાજગાદી પુનામાં, વિદ્વાન બ્રાહ્મણોની એક મ્હોટી સભા ભરાતી. આ સભામાં બ્રાહ્મણોની વિદ્વત્તાની પરિક્ષા થતી. સભાને પ્રમુખસ્થાને કેટલાક ઘણાજ વિદ્વાન મહામહોપાધ્યાય પણ્ડિતો બેસતા. આ વખતે પરિક્ષા લેવાતાં જે બ્રાહ્મણ, પરિક્ષકોની નજરમાં સર્વ શાસ્ત્રોમાં પારંગત જણાતો તેને પેશ્વા મહારાજા એક લાખ સોનાની મોહોરોનું દાન કરતા. આ દાન એક રીતે ઉત્તેજન કહો કે તેની વિદ્યાની કદર કહો જે કહો તે હતું. એટલુંજ નહિં પણ તે વિદ્વાન બ્રાહ્મણને પાલખીમાં બેસાડીને પેશ્વા રાજા પોતે પોતાની કાંધ ઉપર ઉંચકતા અને ત્રણ પગલાં દૂર લઈ જતાં હતા. પેશ્વાના રાજ સમયે વિદ્વાન બ્રાહ્મણોનું આ પ્રમાણે સન્માન થતું. આવો રિવાજ રાજા રઘુનાથરાવ પેશ્વાના વખત સુધી ચાલ્યો આવ્યો હતો. જો કે રઘુનાથરાવ પેશ્વા બ્રાહ્મણોનું એ પ્રમાણે સન્માન કરતા પરંતુ તેના હૃદયમાં બ્રાહ્મણો ઉપર પોતાના પૂર્વજોના જેવી શ્રધ્ધા ભક્તિ નહોતી

તેમના રાજ અમલ વખતે એક મૈથિલ બ્રાહ્મણ પણ્ડિત શ્રાવણ માસની સભામાં આવી પહોંચ્યો હતો. સભામાં તે બ્રાહ્મણની પરિક્ષા લેવામાં આવી. તેમાં તે સર્વ કરતાં શ્રેષ્ઠ વિદ્વાન ગણાયો. દર વરસે જે દક્ષણા આપવામાં આવતી તે પણ લેવાનો તેનો હક્ક થયો પરંતુ તેની બોલવા, ચાલવાની નીતિ રીતિ એક વિદ્વાનને યોગ્ય એવી નિસ્પૃહ હતી. તે બીજા બ્રાહ્મણોની પેઠે "જી મહારાજ, જી મહારાજ" કરનાર નહોતો. રાજા હોય કે રંક હોય પણ તે બધાને એક સરખી નીતિથી બોલાવતો હતો. હમણાનાં કેટલાક બ્રાહ્મણો પોતાના યજમાનોને રાજી રાખવાને હદ બહારનો વિનય દેખાડે છે અને યજમાન જે કામ બતાવે તે કામ–પછી તે કામ ઘરમાં ઝાડુ કહાડવાનું હોય કે પછી શેઠાણીનું લુગડું ધોવાનું હોય; છોકરાંને બજારમાં લઇ જવાનું હોય કે શેઠાણીના પગ દાબવાનું હોય–તો પણ તે–કરે છે! મૈથિલ પણ્ડિતરાજ તેવા ન હતા. તેમજ હદ બહારનો વિનય દેખાડી પેશ્વા સરકારને નમી નમીને સલામો કે નમસ્કાર કરે તેવા ન હતા! તેઓ તો જે કાંઇ પ્રશ્ન પૂછવામાં આવતો તેનો કડકડાટ જવાબ આપી ચુપ રહેતા. પેશ્વા રાજા રઘુનાથરાવને, મૈથિલી મહારાજની આવી વર્તણુકથી કાંઇક અસંતોષ થયો. કારણ કે તેઓ ગમે તેવા નિરક્ષર હોવા છતાં પ્રારબ્ધ બળે રાજ્યનું સિંહાસન મેળવવા પામ્યા હતા. આજના જમાનામાં જેમ કેટલાક નિરક્ષર શ્રીમંતો પોતાની પાસે આવતાં વિદ્વાનો સાથે ગમે તે રીતે તોછડાઇથી વર્તે છે તેમજ તેમની પાસે ગમે તેવાં નીચ પ્રકારનાં કામો કરાવે છે તેમ પાછલા જમાનાના રાજાઓના ભેજામાં પણ કાંઇક ભૂત હતું! રઘુનાથરાવ પેશ્વાના આ ઉદાહરણથી એવુંજ અનુમાન થાય છે. મૈથિલી મહારાજ પરિક્ષામાં પાસ થયા. તેમની વિદ્વત્તા સૌથી ચડતી છે એવું સભાની પ્રમુખ બ્રાહ્મણ મંડળીએ પણ કબુલ કર્યું. રઘુનાથરાવ પેશ્વાએ પણ કબુલ કર્યું. અને પંડિતજીને કહ્યું કેઃ—મહારાજ, હમે વિદ્યાભ્યાસમાં સારા શ્રમ કર્યો છે. હમે એક લાખ સોનાની મ્હોરોની દક્ષિણાને પાત્ર છો. પરંતુ હું તમારી એક વાતથી દિલગીર છું. તમારામાં વિનય થોડોક ઓછો છે. રાજા પ્રત્યે બ્રાહ્મણોએ કેવી નમ્ર રીતે વર્તવું તે તમને આવડતું નથી. માટે એક લાખ મોહોરોમાં માત્ર એક મોહોર ઓછી મળશે," મૈથિલી પંડિતજીએ રાજાને મોઢેથી આ વાત સાંભળી તે વખતે તેના હૃદયનો ગુસ્સો ઉશ્કેરાઇ ગયો. તેણે તરતજ કહ્યુંઃ મહારાજ, મ્હારામાં વિનય તો અવસ્ય ઓછો હશે. પરંતુ તેથી કાંઇ મ્હારી વિદ્યા ઓછી છે એમ કહેવાય નહિં. દક્ષિણાને મ્હારી વિદ્યા સાથે સંબંધ છે. આપ જે દક્ષિણા આપો છો તે કાંઇ વિનય માટે નહિં પણ વિદ્વતાને માટે આપોછો. એક મુદ્રા ઓછી આપવાથી હું મારૂં અપમાન થયલું સમજીશ. અને તે બધી મ્હોરો આ સભામાં બેઠેલા બ્રાહ્મણોમાં વેહેંચી દઇને ચાલ્યો જઇશ. હું મારૂં માન વધારવા આટલે બધે વેગળે સુધી આવ્યો છું. મારા માનમાં જરા પણ ખંડન થશે તો હું તે સહન કરીશ નહિં." પેશ્વા સરકારે કહ્યુંઃ પંડિતજી, મ્હારી આજ્ઞા થઇ ચુકી છે. હવે તે પાછી ફરશે નહિં. હમે એક મ્હોર ઓછીજ લ્યો. મહારાજ, આટલા બધા રૂપિયાનું દાન કરે એવો માણસ હમને મળશે કયાં?"

પંડિતજીએ ઉત્તર દીધુંઃ મહારાજ! આ તો બ્રાહ્મણોના સંબંધની સભા છે, અને બ્રાહ્મણોના દાન માટેનો હુકમ છે. કાંઇ પ્રજાને હુકમ આપ્યો નથી. આપના ઉપર પ્રજા કરતાં બ્રાહ્મણોનો હક વધારે છે. આપે કરેલો હુકમ રદ કરશો તો કાંઇ અડચણ નથી. મહારાજ! ભરતખંડમાં લાખો મોહોરો દાન આપે એવા ધનવાનો ઓછા છે એ ખરૂં પરંતુ આટલા બધા રૂપિયાનો ત્યાગ કરનાર મારા જેવા દરિદ્ર બ્રાહ્મણો તેથી પણ શું ઓછા નથી?

પેશ્વા સરકારે હુકમ બદલ્યો નહિં. બ્રાહ્મણે પણ એક મોહોર ઓછી લીધી નહીં! તે એમને

એમજ ગુસ્સામાં ચાલ્યો ગયો. તેણે ફરીથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહીં. રઘુનાથરાવનો પૂત્ર બાજીરાવ, એ પુનાની ગાદી ઉપર છેલ્લો રાજા હતો તેના પિતા રઘુનાથરાવના વખતથીજ લક્ષ્મી નાશ પામવાનાં લક્ષણો જણાતાં હતાં. "તેણે પૂર્વના પેશ્વા, નારાયણરાવનુ ખુન કરવાનું કાવત્રું કર્યું હતું." એવું કહીને દરબારના વિદ્વાન પંડિત રામશાસ્ત્રીએ તેના રાજ્યને ધૂળમાં મેળવવાની વ્યવસ્થા કરી હતી. રામશાસ્ત્રીએ કહ્યું હતું કે એજ મ્હારો છેલ્લો નિશ્ચય છે. નિશ્ચય પાલન થાય નહિં ત્યાં સુધી કોઇ સભામાં બેસવું નહીં. પરમાત્માની મરજી પણ એવીજ હશે. તરતજ સમય એવો આવી પહોંચ્યો કે પેશ્વાઓનું રાજ્ય અંતર્ધાન થઈ ગયું.

અમારા લાડુભટો બ્રાહ્મણોનું માન, અપમાન અને બ્રહ્મતેજ શું વસ્તુ છે તે કાંઇ સમજશે તો અમારા લેખનું સાર્થક મનાશે. વિદ્યા એજ મનુષ્યનું ભૂષણ છે. વિદ્યા વગરના ડોળ ઘાલુ શ્રીમંત બ્રાહ્મણો પથ્થર કરતાં પણ વધારે નિરૂપયોગી છે. પત્થરો તો બહુ ઉપયોગમાં આવે છે પણ આજ કાલના લાડુભટો યજમાનની ગુલામગીરી કરવા કરતાં બીજા કોઈ ઉપયોગમાં આવતા નથી !

चंद्र.



**અફીણના ઝેરનો ઉતાર**—ખામગામના ડા. દોરાબજી રૂસ્તમજીએ વર્તમાન પત્રદ્વારા જાહેર લખી જણાવ્યું છે કે, જે માણસને અફીણનું ઝેર ચડયું હોય તેને હિંગની ગોળી ગળાવવી, અથવા શરબતમાં હિંગ ઘોળીને પાવાથી ચાર પાંચ કલાકમાં ઝેર ઉતરી જશે. દરદી શુદ્ધિમાં ન આવે ત્યાં સુધી ઝીણો રૂમાલ પાણીમાં ભીંજવીને કાન આગળની કપાળપટી ઉપર અવારનવાર ફટકા મારીને તેને જાગતો રાખવો તથા તેના બે હાથ પકડીને તેને હલાવ્યા કરવો અને ઉંઘમાં પડવા ન દેવો. મોટી ઉમરના માણસને દર અરધા કે એક કલાકે ૫ થી ૨૦ ગ્રેન હીંગ આપવી.

**અફીણનો વેરી હિંગ**—અફીણની આખી વખાર ભરી હોય તેમાં ૧૫-૨૦ તોલા હિંગ રાખી હોય તો સઘળું અફીણ માટી બની જશે. અફીણ સાથે હિંગને આટલું વેર છે.

**હિંગનો વેરી જીરૂં**—હિંગની આખી વખારમાં વઘારનું જીરૂં રાખ્યું હોય તો સઘળી હીંગ મટોડા જેવી થઇ જશે. માટે અફીણ ખાધેલ માણસની સારવાર કરતી વખતે તેના દમમાં જીરાનો વાસ જાય નહિ, તેની સંભાળ રાખવી. વધારે હિંગ ખાવાથી મરડો થાય અથવા પેસાબ બંધ થાય તો તેને જીરૂ સુંઘાડવાથી તથા ખવરાવવાથી હિંગથી થયેલી બીમારી દુર થાય છે. **ડો. દોરાબજી રૂસ્તમજી.**

**બીડી તથા દારૂ પીનારને ફટકાની સજા !**—બેશક કાયદો વચ્ચે પડયા વિના વ્યસનીઓ પાછા હઠે એમ લાગતું નથી. છાપામાં એક ઠેકાણે વાંચ્યું કે પાલીતાણાના એડમીનીસ્ટ્રેટરની ઑફીસથી એવો હુકમ કાઢવામાં આવ્યો છે કે તે સ્ટેટની વસ્તી માંનો કોઈ પણ ૧૬ વરસની અંદરની ઉમરનો છોકરો બીડી કે દારૂ પીશે તો પોલીસ તેને પકડી શકશે અને તેને રૂ. ૫૦ ના દંડની ને ફટકાની અથવા બેમાંથી એક શિક્ષા કરવામાં આવશે. જો આ વાત ખરી હોય તો પાલીતાણાના એડમીનીસ્ટ્રેટરને ખરેખર ધન્યવાદ આપવો જોઇએ, અને બીજાં સ્ટેટોએ પણ દારૂ જેવાં વ્યસનો ઉપર અંકુશ મૂકનારા ધારાઓની શરૂવાત કરવી જોઇએ.

(વૈદ્ય કલ્પતરૂ.)



# शाहजहांनो राज्य नाश.



ઈ. સ ૧૬૫૭ ની ૭ મી માર્ચે, બાદશાહ શાહજહાંનો રાજ્યાભિષેક થવાને ૩૧ મું વરસ શરૂ થયું. મ્હોટા ઠાઠ માઠથી એ દિવસ વિતાડવામાં આવ્યો. આટલા બધા લાંબા સમયના રાજઅમલ સુધી પ્રજાએ શાંતિ અને સુખવિભવ ભોગવ્યાં હતાં. માત્ર છેલ્લા દિવસોમાં એક વિપદની છાંયા દેખાવા લાગી. રાજ કુમારોમાં પરસ્પર મ્હોટો વિરોધ અને ઇર્ષા ઉત્પન્ન થઇ હતી. પરંતુ બાદશાહ તેઓને ઘણે વેગળે વેગળે રાખીને કોઇ પણ રીતે શાંતિ જળવાય એવો યત્ન કરી શક્યા હતા.

પાટવી રાજકુમાર દારાશિકોહ, બાદશાહ શાહજહાંનો પ્રીતિ પાત્ર પુત્ર હતો. તે હમેશાં બાદશાહની સાથેજ રહેતો. તેને મ્હોટામાં મ્હોટો ખેતાબ, "શાહ-ઇ-બુલન્દ-ઇકબાલ" "નો આપ્યો હતો. અને ૧૦૦૦૦ ઘોડેસ્વારોનો સેનાપતિ બનાવ્યો હતો. બાદશાહના રાજ્યમાં એજ ખેતાબ સૌથી ભારે ગણાતો. આ મ્હોટી પદવી અને ઉંચો ઓધ્ધો જાણીને પ્રજા અને લશ્કરનાં માણસો રાજકુમાર દારાશિકોહને સામ્રાજ્યનો ભવિષ્યનો ગાદીનો વારસ જાણતાં હતાં. બાદશાહે પણ તેજ વિચાર રાખ્યો હતો. એક હીરા, માણેક, મોતી જડેલું સોનાનું સિંહાસન બાદશાહના સિંહાસનની મ્હામુંજ રાખ્યું હતું. જ્યારે દરબાર ભરવામાં આવતો ત્યારે દારાશિકોહ તે સિંહાસન ઉપર બેસતો હતો. રાજનું કોઇ પણ કામ દારાંને જણાવ્યા વગર કરવામાં આવતું નહિં. કુમાર પિતૃભક્ત-પિતાની આજ્ઞા પાળનાર-હતો તેથી તેણે પિતાનું હૃદય છતી લીધું હતું. પિતા પણ તેજ પ્રમાણે પુત્રનું માન રાખતા. રાજકુમારનું જ્ઞાન પણ અતિ ગંભીર હતું. પરંતુ ઘણા લાંબા વખત સુધી રાજસભામાં હાજર રહેવાથી લડાઇની વિદ્યા ભૂલી ગયો હતો. ફકીર અને યોગી લોકોની સોબતથી તથા સુફી અને ઉપનિષદ્‌નાં ગંભીર ઉપદેશ શ્રવણની બારીકાઇથી તેની વિષય બુધ્ધિ પણ લોપ થઇ ગઇ હતી.

શાહજહાંના બીજા રાજ કુમારનું નામ શાહ સૂજા હતું. તે બંગાલાનો સુબેદાર હતો. તે ઘણોજ મોજ શોખ કરનાર અને આળસુ હતો. ૧૭ વરસ સુધી તે બંગાલામાં રહેવા છતાં તે દેશના જળ અને વાયુએ તેનાં મન અને શરીરને નિસ્તેજ કરી દીધાં હતાં. રાજકાજમાં અને લશ્કરમાં બધેજ અંધેર કારભાર ચાલતો હતો.

ત્રીજો રાજકુમાર ઔરંગઝેબ હતો. રાત દિવસ એક સરખી મેહેનત કરનાર, વિજળીના જેવો કામનો વેગવાળો, એક ચતુર ઘોડેસ્વાર, અસીમ બુદ્ધિ બળવાળો, સ્થીર ગંભીર વિચાર વાળો, સંયમી, વિલાસ ભોગનો ત્યાગ કરનાર હતો. તે દક્ષિણનો સુબેદાર હતો. તેનું અપૂર્વ સાહસ, તથા રાત દિવસની હોંશીઆરીની તુલના, તેની ઉંડી રાજ ચાતુરી તથા કપટતાની સાથેજ કરી શકાય. ખરૂં છે કે તેનાં અંતઃકરણમાં ઉદારતા અથવા વિશાળત્વપણું નહોતુ. પરંતુ મનનું સાંકડાપણું હોય તો એજ થાય છે કે જે ઉદ્દેશ ધારેલો હોય તેની સિધ્ધિ કરવા માટે પોતાની સર્વ સતત શક્તિદ્વારા રાત દિવસ મેહેનત કરવી પડે છે. ઔરંગઝેબના નિત્ય વિજયનું એ પણ એક કારણ હતું. દયા, દાક્ષિણ્ય, કૃતજ્ઞતા, વાત્સલ્ય આદિ તેના હૃદયની દુર્બળતા, તેની ચાણક્ય નીતિની સફળતામાં વિઘ્ન લાવતું નહિ. ઘણે વેગળે દક્ષિણ દિશામાં પણ તેનું લશ્કર હમેશાં લડવાને તયારજ રહેતું. ભવિષ્ય જાણી લઇને ઔરંગઝેબે તે સ્થળે અનેક કાર્યદક્ષ અને વિશ્વાસુ નોકરો સંગ્રહ કર્યા હતા. તેમાં ખલિલુલ્લાખાં જમાન, મિર આસકરી (આકિલખાં રાજી,) મૃશિદ કુલીખાં, અને રણ મેદાનમાં તથા સલાહ આપવા લેવામાં અદ્વિતીય કુશળ મિરજુમલા, વિગેરે હતા.

ન્હાનો રાજ કુમાર મુરાદબખ્સ, અંધ વિશ્વાસે યુધ્ધ કરવા અને વિલાસ વિભવમાં શરીરને નાંખી મુકવા શિવાય બીજું કાંઈ જાણતો ન હતો. બુધ્ધિ વિધાનો વેપાર તેણે કર્યોજ ન હતો, આ વખતે ગુજરાત પ્રદેશ એના રાજ અમલમાં હતો.

## બાદશાહની નાદુરસ્ત તબીયેત.

એકાએક રાજદ્વારી પડદો બદલાઇ ગયો. ૬ ઠી સપ્ટેમ્બરે બાદશાહ શાહજહાં મુત્રક રોગના સખત હુમલાથી પટકાઈ ગયો. દરબારી વૈદોની દવાઓથી કાંઇ ફાયદો થયો નહિ! બાદશાહને એટલી પણ શકિત રહી નહિં કે તે દરબારમાં આવે અથવા દરબારના ઝરૂખામાં બેસીને પણ ભકત પ્રજાને એક વખત પણ દર્શનનો લાભ આપી શકે. દારાં, પોતાના પૂજ્ય પિતાની સેવામાં રાત દિવસ જીવતોડ મેહેનત કરતો હતો. દિવાનખાનામાં બાદશાહનું બિછાનું હતું. તેની બહારના દિવાનખાનામાંજ તેનું રહેઠાણ હતું. પોતાના ભાઇઓને આ મંદવાડની ખબર ના પડે તેટલા માટે દારાંએ દરબારી માણસો અને અમીર ઉમરાવોને, બાદશાહની ખબર લેવા દેવાનું પણ બંધ કર્યું. ઔરંગઝેબના વકીલને કેદ કર્યો અને રાજધાનીના બહારના રસ્તાપર અને શેહેરમાં પેસવાના મુખ્ય દરવાજા ઉપર સિપાહીઓના પેહેરા બેસાડી દીધા. કે જેથી કોઇ ખાનગી માણસને પણ ખબર પડે નહિ! પરંતુ આ બધી ચતુરાઇનું ફળ ઉલટુંજ થઇ પડયું! બાદશાહની કોઇ ખબર અંતર નહિં મળવાથી રાજકુમારોના જીવ ઉંચા થઇ ગયા! રાજમાં અદભૂત વાતો થવા લાગી. સ્વાર્થિ અને પ્રપંચી લોકો અનેક પ્રપંચ કરી પોતાનો લાભ તપાસવા લાગ્યા. થોડા દિવસ પછી બાદશાહની તબીયત્ત સુધરી અને તેથી તેઓ દરબારી ઝરૂખામાં આવી બેઠા. રાજ ભકત પ્રજાએ પોતાના રાજ પિતાનાં દર્શન કરી બહુ આનંદ મેળવ્યો. પરંતુ તેથી શું વળ્યું? પ્રપંચી લોકોએ ગપ ઉડાવી કેઃ ખરો બાદશાહ તો મરણ પામ્યો છે. ઝરૂખામાં તો એક નોકરને બાદશાહનો પોષાક પહેરાવીને બેસાડયો છે. અને તેજ બનાવટી બાદશાહ લોકોની સલામ ઝીલે છે!"

આ ગપાષ્ટક વાત બીજા ત્રણ રાજકુમારોને કાને પણ જઈ પહોંચી. જેથી તેઓએ જાણ્યું કે દારાં રાજ પચાવી પાડવા માંગે છે. તરતજ ત્રણે ભાઇઓ ભેગાં થઈ લશ્કર સાથે રાજધાની તરફ આવી પુગ્યા. થોડેક છેટે લશ્કરનો પડાવ થયો. આ ભયંકર વાત બાદશાહને કાને પણ આવી પહોંચી. બાદશાહે આશ્ચર્ય થઇ તેમને પોતાની સહી તથા મોહોર—સિક્કા સાથે આશ્વાસન મળે તેનો પત્ર લખ્યો. પરંતુ ઉત્તર એવો મળ્યો કે અમે કાંઇ રાજગાદી લેનાર બળવાખોર કે લડાઇ કરનાર દુશ્મનો નથી. અમે તો તાબેદાર પૂત્રો તેમજ રાજ ભકત નમ્ર પ્રજા છીએ. જૂઠી જૂઠી ભયંકર વાતો સાંભળી અમે તો આપના દેદારનાં દર્શન કરવા દોડી આવ્યા છીએ. અમને આપની સુખાકારીની બહુ ચિન્તા થઇ છે. માત્ર એકજ વખત આપ નામવરની પાસે આવી આપનાં દર્શન કરી, મન અને આંખોને પવિત્ર કરવાની ઇચ્છા છે. તે પછી બાદશાહનો જેવો હુકમ હશે તે પ્રમાણે વર્તવાને અમે તયાર છીએ." આ પત્ર દારાંની પાસે આવતાંજ દારાં તેનો ખરો અર્થ જાણી ગયો. પોતાના શરીરને બચાવવા માટે બે લશ્કરી ટુકડીઓને સુજા અને ઔરંગઝેબ તરફ મોકલી અને બાદશાહને ધીમે ધીમે દિલ્હીથી આગ્રા મોકલી દીધા.

## દારાની હાર.

રસ્તામાંજ ઔરંગઝેબ અને મુરાદ એકત્ર થઇ ગયા. અને ઉજ્જયિનિની લડાઇમાં, દારાંએ મોકલેલાં લશ્કરને હરાવી દઇ આગ્રા તરફ જવા માંડયું; દારાં પણ આ વખતે આગ્રા જઇ એક મ્હોટું લશ્કર લઇ આવ્યો અને બન્ને ભાઇઓની સ્હામા લડવાને તયાર થઇ ગયો. ઈ. સ. ૧૬૫૮ ની ૨૯ મી મેને દિવસે અસહ્ય તાપ અને ગરમ પવનના સખત ઝપાટાની

વચમાં, આગ્રાથી ૧૩ માઈલને છેટે દક્ષિણ દિશામાં સામુગડ નામના ગામમાં બન્ને દુશ્મન લશ્કરો સ્હામ સ્હામાં થઈ ગયાં દુશ્મનોના ચતુર તોપચીઓના તોપના ગોળા વડે દારાંના લશ્કરી સિપાહીઓ, ખેતરોમાં કપાતાં અનાજનાં ડુંડાં પેઠે કટાકટ જમીનદોસ્ત થઇ પડયા! તેના ચંચળ બંદુક ચલાવનારાઓની બંદુકની ગોલીઓનો મારો વ્યર્થ થઇ પડયો. તેના સેનાપતિ રૂસ્તમખાં અને રાવ છત્રસાલ વિગેરે લડાઇ કરતાં કરતાં માર્યા ગયા. છેવટે દારાં, પોતાના બીજા પૂત્ર સિપિહર શિકો, અને કેટલાક વિશ્વાસુ નોકરો સાથે એક ચાલાક ઘોડા ઉપર સ્વાર થઇ આગ્રામાં નાશી ગયો. સંધ્યા સમય થતાંજ પોતાના મેહેલમાં જઇ શોક કરવા લાગ્યો. જનાનખાનામાં રડવા કકળવાનો અવાજ સંભળાવા લાગ્યો. દારાંના શોક સમાચાર ચારે દિશામાં ફરી વળ્યા. બાદશાહ શાહુજહાંને આ સમાચાર મળતાં તરતજ તેણે દારાંને કહાવી મોકલ્યું કેઃ ભાગ્યબળે ત્હારી આ દશા થઇ છે! હવે તું શું કરશે? હવે એક વખત કિલ્લામાં આવી મ્હને મળી જવું અને મ્હારી કેટલીક સલાહ ધ્યાનમાં લેવી એજ યોગ્ય છે. ત્યાર પછી જ્યાં જવું હોય ત્યાં ખુશીથી જવું. ત્હારા નશીબમાં જે લખાયું [illegible] થશેજ. પરંતુ દારાં શોક સાગરમાં [illegible] અને લશ્કરનાં મા[illegible] મેળવવા જતાં હારખાઇ [illegible]નો ભવિષ્યનો ગાદીના [illegible] અને ચાલાકી ઉપર [illegible]દશાહે પણ તેજ વિચાર રાખ્યો હતો. [illegible] [illegible], મોતી જડેલું સોનાનું સિંહાસન બાદશાહના [illegible]હાસનની સ્હામુજ રાખ્યું હતું. જ્યારે દરબાર [illegible]રવામાં આવતો ત્યારે દારાંશિકોહ તે સિંહાસન [illegible]પર બેસતો હતો. રાજ્યનું કોઇ પણ કામ દારાંને [illegible]વ્યા વગર કરવામાં આવતું નહિં. કુમાર પિતૃભક્ત-પિતાની આજ્ઞા પાળનાર-હતો તેથી તેણે પોતાનું હૃદય જીતી લીધું હતું. પિતા પણ તેજ પ્રમાણે પુત્રનું માન રાખતા. રાજકુમારનું જ્ઞાન પણ અતિ ગંભીર હતું. પરંતુ ઘણા લાંબા વખત સુધી રાજસભામાં હાજર રહેવાથી લડાઇની વિદ્યા ભુલી ગયો હતો. ફકીર અને યોગી લોકોની સોબતથી શકું છું. આ શેહેરમાં રહીને હવે ઢીલ કરવાથી દુશ્મનો મ્હને ચારે તરફથી ઘેરી લેશે. પ્રજામાં અપમાન પામેલા અને યુદ્ધમાં હાર પામેલા દુઃખ પૂત્રને જોવાની ઇચ્છા ત્યાગ કરો. મ્હારી નજર સ્હામે જે ભયંકર વિપદ આવી પડી છે તેમાંથી મુકત થવા માટે આશિર્વાદ ચાહું છું." આ સમાચાર સાંભળતાંજ બાદશાહ અને તેના જનાનખાનાની બેગમો વિગેરે સ્ત્રીઓ શોકથી વ્યાકુળ થઈ ઉઠી. બાદશાહે પૂત્રની ભવિષ્યની વિપતિ જોઈ રડી દીધું. એટલે જનાનખાનામાંથી મ્હોટે અવાજે રડવાનો કોલાહલ સંભળાયો. સઘળાં ચિંતાના પ્રવાહમાં તણાવા લાગ્યાં. અને દારાં તરફ દયાની નજરે જોવા લાગ્યાં. પાછલી રાતના ત્રણ વાગાને અમલે દારાં, પોતાની પત્નિ નાદીરા બાનુ બેગમ (યુવરાજ પર્વેઝની છોકરી) તથા બીજી કેટલીક સ્ત્રીઓ તથા કેટલાક હાથીઓ ઉપર ધનરત્નનો ભંડાર લઇ આગ્રાથી દિલ્લી તરફ ન્હાસી ગયો.

## આગ્રાના કિલ્લાને ઘેરો.

લડાઇમાં જીત મેળવ્યા પછી, ઔરંગઝેબે તે રાત રણ મેદાનની પાછળ, દારાએ છોડી દીધેલા તંબુમાં ગુજારી. ત્રણ દિવસ પછી એટલે તા. ૧ લી જુને આગ્રામાંના "નુરમંઝીલ" અથવા "ધારા" નામના બગિચામાં તંબુ ઠોકાવી ત્યાં રહ્યો. એમ થવાથી શેહેરના લોકોમાં મોટો ભય અને ચિંતા વિજયનું [illegible] લશ્કર ઘણું તોફાની હતું. તેઓએ કૃતજ્ઞતા, [illegible]ને લુંટ તથા અત્યાચાર કરવાનું શરૂ તેની ચાણુક્ય [illegible] ઔરંગઝેબ પોતાના પાટવી રાજ નહિ. ઘણે વેગળે દક્ષિણ [illegible] ખાં ખાનાન અને એક હમેશાં લડવાને તયારજ રહેતુ [illegible]ાંતિ ફેલાવવા તથા લઇને ઔરંગઝેબે તે સ્થળે અનેક [illegible] બાદશાહી વિશ્વાસુ નોકરો સંગ્રહ કર્યા હતા. તેમાં "[illegible]જીલ" ના લ્લાખાં જમાન, મિર આશ્કરી (આકિલખાં [illegible]ત નવા મૂર્શિદ કુલીખાં, અને રણ મેદાનમાં તથા સલ[illegible]રવ. આપવા લેવામાં અદ્વિતીય કુશળ મિરજુમલ[illegible] વિગેરે હતા.

બાદશાહ શાહજહાંએ બે બુધ્ધિવાન અને હોંશિયાર અમલદારોને પત્ર લખી આપીને ઔરંગજેબની પાસે મોકલ્યા. પરંતુ કોઇ રીતનો સંતોષકારક જવાબ મળ્યો નહિ. છેવટે નિરાશ થઇને વૃધ્ધ બાદશાહે કિલ્લાનાં મુખ્ય બારણાં બંધ કરાવી સ્હામે થવાની તયારી કરી રાખી.

ઔરંગજેબે પણ તેજ કિલ્લો જીતવા માટે જૂલ્ફિકારખાં અને બાહાદૂરખાંને મોકલ્યા. તેઓ રાતે કિલ્લા આગળ આવી પહોંચ્યા અને કિલ્લાને ઘેરો ઘાલ્યો. પરંતુ તે જીતાય નહિં. તેવા કિલ્લાનાં બારણાં ઉઘાડી શકયા નહિં. તે સમયે કિલ્લો ઉઘાડવામાં બહુ વખત લાગતો. તે સાથે ઔરંગજેબ કિલ્લો ઉઘાડવાનાં કોઇ સાધનો પોતાની સાથે લાવ્યો ન હતો. બન્ને સેનાપતિઓ જમના નદિને કિનારે, દારાના મેહેલ તરફ પહોંચ્યા. તેમનું લશ્કર કિલ્લાની દિવાલો આગલનાં અને બહારનાં ઝાડોની નીચે આરામ લેવા લાગ્યું હતું. કિલ્લામાંથી આવતાં તીર અને તોપ બંદુકના ગોલાઓ તેમના માથા ઉપર થઇને ચાલ્યા જતા હતા. ઔરંગજેબની પાસેની એક તોપ જહાંનારાની મસજીદના ઉપરના ભાગમાં ચઢાવવામાં આવી. એ તોપના પહેલાજ ગોળાએ, કિલ્લા ઉપરની તોપનું મ્હોડું કટકે કટકા કરી નાંખ્યું. અને દારાંના મેહેલના ઝરૂખામાં ગોઠવેલી બીજી એક તોપના ગોળાએ કિલ્લામાંના મેહેલનો બીજો માળ તોડી પાડયો. કિલ્લાને બચાવનારા તોપચીઓ હોંશીઆર નહોતા. એક ઇતિહાસ લખનાર ઇશ્વરદાસ નાગર કહે છે કે: તોપચીઓના દરોગા ઈતિકાદખાંએ લાંચ લીધેલી હોવાથી તોપોમાંથી ફકત દારૂનો ખાલી અવાજ કરતો હતો. અને રાતે કિલ્લાના બારણાં ઉઘાડી ઔરંગજેબનાં માણસોને તેમાં પેસાડી દીધાં હતાં. પરંતુ કિલ્લામાં ૧૫૦૦ પાયદલ સિપાહીઓ, કાલમક, હબશી અને તુર્ક લોકો વિશ્વાસુ અને વીર યોધ્ધા હતા. તેમની બંદુકની ગોળીઓ આગળ કોઇપણ કિલ્લાની બહાર ડોકું દેખાડી શકયા નહિં. કિલ્લામાંના અનેક ઉમરાવો અને મનસબદારો ઘેરાનું દુઃખ સહન નહિં કરી શકવાથી, પહેલેજ દહાડે સંધ્યા સમયે જે પખાલી (ભીસ્તી) લોકો એક ન્હાના બારણાંમાંથી જમના નદિનાં પાણી ભરવા બહાર ગયા હતા તેઓનાં લુગડાં પહેરી બહાર નિકળી ગયા અને ત્યાંથી ન્હાસી છૂટયા.

તેમ છતાં પણ કિલ્લો જીતવાની કોઇ આશા જણાતી ન હતી. ત્યારે છેવટે ઔરંગજેબે એવો પેચ રચ્યો કે કિલ્લામાંથી પખાલી લોકો બહાર આવી જમનાનું પાણી ભરી જાય છે તે બારણું બંધ કરવું અને કિલ્લામાંનાં માણસોને પાણી વગર તરસે મારી નાંખવાં. બીજે દિવસે ઔરંગજેબના સિપાહીઓએ પાણી ભરવાનો દરવાજો બંધ કરી ત્યાં પહેરો બેસાડયો. એમ થવાથી કિલ્લામાંના માણસોને દુઃખ થવા લાગ્યું તેનું વર્ણન કરી શકાતું નથી. કેટલાંક કોમળ સ્રી પુરૂષો પાણી વિના તરફડવા લાગ્યાં. કેટલાંક બાળકોએ એક બે દિવસ માતાના દૂધ ઉપર નિર્વાહ કર્યો. પણ મ્હોટાં બાળકો મા બાપના શરીર ઉપર પડતાં રડવા લાગ્યાં. અને "પાણી, પાણી" કરીને છાતી ફાડી નાંખે એવી રીતે રડવા લાગ્યા. કિલ્લામાં જબરો પોકાર થઈ રહ્યો. પ્રજાને અસહ્ય દુઃખ થયું! બાદશાહ અને અમીર ઉમરાવો આટલા દિવસ સુધી જમનાનાં શીતળ-ગાળેલાં-પાણી પીતા હતા. આ વખતે તેઓને કિલ્લામાંના કાદવ કિચડવાળા, મેલા, ગંધાતા કુવાનાં પાણી પીવાનો વખત આવ્યો! છતાં શું તેમ થઇ શકે એમ હતું? જેઓએ સ્વચ્છ સુઘડ જળ પીધું છે તે શું ગંધાતું પાણી પી શકે?

### પિતા-પૂત્ર.

આ કરૂણારસિક દેખાવ જોઇને બાદશાહ શાહજહાંનો જીવ ઠેકાણે રહ્યો નહિં. પોતાની આગળ કોમળ, નિર્દોષ પ્રજાના પ્રાણ નાશ પામે તે કોણ નરમ દિલનો બાદશાહ જોઇ શકે? રાજ ભકત

પ્રજાનાં દુઃખ કોણ દયાળુ બાદશાહ સહન કરી શકે? બાદશાહે ઔરંગઝેબ ઉપર એક પત્ર લખ્યોઃ—

"મ્હારા બેટા! મ્હારા વીર બેટા! આજની ઘડી સુધી હું નવ લાખ ઘોડેસ્વારોનો રાજા હતો. પરંતુ હમણાં મ્હને એક પાણી આપનાર નોકર સુદ્ધાં નહિં! ગમે તેમ હો પણ હિન્દુઓનેજ ધન્ય છે. તેઓ હજારો વરસથી મરેલાં માણસોને પણ પાણી આપે છે. પરંતુ હે પુત્ર! તું એવો અદ્ભુત મુસલમાન છે કે હું જીવું છું છતાં મ્હને પાણીથી પણ વેગળો રાખે છે!"

ઔરંગઝેબને આ પત્ર પહોંચ્યો હતો. તે વિચિત્ર પુત્રે પિતાને માત્ર એટલોજ જવાબ આપ્યો કેઃ "જેવું કર્મ તેવું ફળ! એથી વધારે લખવું એ અદબી કહેવાય"

બાદશાહે ઉત્તર વાંચી નિરાશાના નિસાસા મૂક્યા. બાદશાહે નિરૂપાય થઇને ઔરંગઝેબને એક કારનો પત્ર લખ્યો તેમાં લખ્યું હતું કેઃ "પિતૃભક્તિ તું તાન ભૂલીજ ગયો છે. મ્હને શત્રુ જેવો ગણીને જે દુઃખ આપે છે તેના ફળરૂપે આ જગત્માં, ત્હારી લજ્જા, માન, ધન વિગેરે સર્વ નાશ થશે. જન્મ આપનાર અને પાલન-લાલન કરનાર પિતાને દુઃખ આપવું એ કયા ધર્મ શાસ્ત્રમાં લખ્યું છે? માતા પિતાને તાબે રહેવું એ શું પવિત્ર ધર્મ શાસ્ત્રોની આજ્ઞા નથી? મ્હારો શું અપરાધ છે? મ્હારા જીવતાં ત્હમે કોઇ રાજગાદી માટે દાવો કરી શકો નહિં. તું મદાંધ થઇ ગયો છે. પણ કયામતને દિવસે ખુદા તાઅલાને ત્યાં શું જવાબ દેશે? લડાઇમાં જીત્યો છે તેથી ઉન્મત્ત થનો નહિ! ભાગ્ય દેવી હમેશાં ત્હને જય અપાવશે એવી આશા રાખનો નહિં. કારણ કે નશીબનું ચક્ર હમેશાં ફરતું રહે છે. જે કામથી ત્હારૂં નુકશાન થાય એવું કામ કરવું જોઇએ નહિં. જગતના માણસો મ્હારા રાજ્યની બહોળતાથી જોઇને ચકિત થઇ ગયાં હતાં. તે અમૃતમય રાજ્યલીલાને તું ઝેર જેવાં કદીય નહિં. બેટા! મ્હેં પ્રજાને કદી પણ દુઃખ આપ્યું નથી. પ્રજાના અમીર ઉમરાવોનું માન અને માંગણીઓ કાયમ રાખ્યાં છે. પ્રજા એજ રાજાનું કલ્પવૃક્ષ છે, પ્રજા એજ રાજાની કામદુધા ગાય છે. જે રાજા પ્રજાનું માન ભંગ કરે છે અને પ્રજાની માંગણીઓનો તિરસ્કાર કરે છે. તે રાજા પોતાના રાજમાં ઘુપાં ઝેરનાં બીજ વાવે છે. બેટા! મ્હારી આ છેલ્લી શિખામણ છે. આ શબ્દોને યાદ રાખી એક સાધુ પુત્રના જેવી વર્તણુક રાખજે. તેમ વર્તવાથીજ ત્હારૂં નામ, ત્હારી કિર્તિ અને ત્હારૂં રાજ્ય અચળ અમર રહેશે."

પિતાનો આ પત્ર મળવાથી ઔરંગઝેબે ઉત્તર લખી મોકલ્યો કેઃ પિતા! હું આપનો તાબેદાર પુત્ર છું. હમણાં મેં જે કાંઇ કામ કર્યું છે તેનું કારણ એ છે કે ભય અને નિરાશાને લીધે મ્હારૂં રક્ષણ કરવાને માટે હથીઆર ઉપાડવાની મ્હને ફરજ પડી છે. નહિં તો આપના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને આપના ચરણમાં માથું નમાવત. હવે કિલ્લો મારાં માણસોના હાથમાંથી મૂકત થશે અને ત્યાર પછી નમ્રતાપૂર્વક આવીને આપની પાસે ક્ષમાની માંગણી કરીશ."

બાદશાહને આવો નમ્ર ઉત્તર મળતાં કંઇક ખુશી થયો. અને તેની માંગણી કબુલ કરી. ઘેરો ઘાલ્યાને ત્રીજે દિવસે ઔરંગઝેબનાં માણસોએ કિલ્લો છોડી દીધો અને ૮ મી જુને તેના પુત્ર સુલતાન મહમ્મદે લશ્કર સાથે તેમાં પ્રવેશ કરી કબજો લીધો. આ પ્રમાણે આગ્રાનો કિલ્લો અને તેમાંનું અઢળક ધન-રત્ન, જે બાદશાહની ત્રણ પેઢીથી ભેગું થયું હતું તે સહજ વારમાં ઔરંગઝેબના હાથમાં આવી ગયું.

**શાહજહાં કેદી.**

હાર પામેલા બાદશાહ "શાહજહાં"એ, ભાઇઓ ભાઇમાં થતી ખુના મરકી અટકાવવાને યત્ન કર્યો; દરેક પુત્રો સલાહ સંપથી ચાલે તેવા પ્રયત્નો કર્યા. પરંતુ તેના યત્નો નિષ્ફળ ગયા. હજુ પણ તેની

છેલ્લી આશા એવી હતી કેઃ સમસ્ત સામ્રાજ્ય ચારે પૂત્રોને સરખે ભાગે વેહેંચી આપવું. અને તે બધાં પોતપોતાના રાજ્યમાં સુખ શાંતિથી રહે. રાજ્ય લોભ કોણે થોભાવ્યો છે ? એ રાજ્ય લોભે માતા, પિતા, ભાઇ, ભગિની વિગેરેનાં ખુનો કરાવ્યાં છે. સગાં સંબંધીઓમાં વિશ્વાસઘાતકતા કરાવી છે. એ રાજ લોભે અનેક વખતે વચનોનો ભંગ કરાવ્યો છે. અને એ રાજ લોભે અનેક માણસોનાં કાળજાં કંપાયમાન કર્યાં છે. વૃદ્ધ બાદશાહની છેલ્લી ઇચ્છા પરિપૂર્ણ થવા માટે વૃધ્ધ વજીર જાફરખાં અને મ્હોટી રાજકુમારી જહાંનારા, એ બન્ને વારા ફરતી ઔરંગજેબ પાસે ગયાં. તેને બાદશાહની શુભ મરજી કહી. પરંતુ તેઓ ઔરંગજેબના હૃદયને ઓળખતાં ન હતાં. તેઓ જાણતાં ન હતાં કેઃ "રાજધર્મમાં ભ્રાતૃધર્મ કે બન્ધુ ધર્મજ નથી. તે ધર્મમાં તો માત્ર જય ધર્મજ છે." ઔરંગજેબે ઉત્તર દીધું કેઃ પોતે બાદશાહનો અત્યંત તાબેદાર પૂત્ર છે. પરંતુ તેના (ઔરંગજેબના) જેવા ધાર્મિક મુસલમાનના મત પ્રમાણે "કાફ્રૂર" દારાંને વેગળો કાઢી મૂકવો એજ "લોક હિતને માટે" જરૂરનું કામ છે."

તા૦ ૧૧ મી જુને ઔરંગજેબ "નુરમંજીલ" બાગમાંથી મોટી ધામધુમ સાથે બાદશાહને મળવા ગયો. આ સમયે શાહિસ્તેખાં અને શેખ મિર આવી તેને અનેક રીતે સમજાવવા લાગ્યા. આ વખતે બાદશાહની લખેલી એક ચીઠ્ઠી પણ પકડાઇ ગઇ. તે ચીઠ્ઠી ઉપરથી માલમ પડ્યું કેઃ બાદશાહનું હૃદય હજુ પણ મ્હોટા છોકરાને માટે રડે છે. તેથી ઔરંગજેબે પિતાને મળવાનો વિચાર બંધ રાખી આગ્રા શેહેરમાં જઇ દારાંના મેહેલનો કબજો લીધો.

આ જીવનમાં હવે પિતા પૂત્રનો મેળાપ નથી. તા. ૧૨ મી જૂને ઔરંગજેબનો હુકમ થયો કે બાદશાહની કેદની જીંદગી વધારે સખત બનાવવી. બાદશાહની બધી સત્તા નાશ કરવામાં આવી. અને આગ્રાના કિલ્લામાંથી બહાર આવવાનું બંધ કરવામાં આવ્યું. એજ કિલ્લાના મેહેલમાં, કેદીની અવસ્થામાં, બાદશાહ શાહજહાંએ આઠ વર્ષ વિતાડયાં. આ દુઃખદ અવસ્થામાં બાદશાહને શાંતિ આપનાર માત્ર તે દેવ સુંદરી, તાબેદાર "જહાંનારા"—"મોગલ રાજ્યની એન્ટિગનિ—" તે પિતાની સેવા ચાકરી કરી આશ્વાસન આપતી હતી. છતાં બાદશાહ વિજયી પૂત્રનો દૃષ્ટ વ્યવહાર ભૂલ્યો નહિં ! આઠ વરસમાં ત્રણ વખત જહાંનારાએ અત્યાચારી ભાઇ ઔરંગજેબને માફી આપવા માટે બાદશાહને પ્રાર્થના કરી હતી. એ વખત બાદશાહે તે માંગણી સ્વિકારી નહિં. પરંતુ દયા એ કદીપણ જગત્માં ભૂલાતી નથી. દયાની લાગણી પાષાણ જેવા હૃદયમાંથી પણ પેદા થાય છે. ગમે તેવો પણ પૂત્ર છે. એમ જાણી બાદશાહે ઔરંગજેબનાં કૃત્યો માફ કર્યાં.

ઔરંગજેબની ભાગ્યદેવી તેજ વખતથી સાનુકુલ થઇ. ધીમે ધીમે તેજ મોગલ સામ્રાજ્યનો ધણી થઇ પડયો. પિતા કેદમાંજ મરણ પામ્યો. એક પછી એક ભાઇને પરાસ્ત કર્યાં. બાદશાહ શાહાજહાંના રાજ્યનો આ પ્રમાણે નાશ થયો. **મકરંદ.**

---

## भारत माताने. संबोधन.

(હિંચ)

તુજ શાંતિ ભરેલી વાડી
ત્યાં રમિયે મા! સવિલાસ,
કરતા સેવા તુજ માડી!
નિચે રહિયે તુજ પાસ.
તુજ પ્રભાવથી મનમાં ના
રાખીશું જરા પણ ભીતિ,
તુજ બાલ અમે સૌ ન્હાના
શીખવ મા અમને નીતિ! ૧
તુજ અમર ભૂમિ શી વાડી
મહિં વિહંગ કરે કલ્લોલ;
ત્યાં બાલ રમો તુજ દાડી!
વદતાં કૈં મધુરા બોલ!
શી ગાન કરંતી મધુરૂં
ત્યાં વ્હે સરિતાઓ માત!
કરી તુજ યશ ગાન ગભીરૂં
વ્હે મલયજ શીતળ વાત. ૨
મૂકયું શિર અમ તુજ ચરણે
લેજે મા અમ સંભાળ;
નગ સમા બલી કર અમને!
કર દળદર રિપુનો કાળ.
છે સુખ દાતા મા! અમને
છે અખૂટ તુજ ભંડાર,
નમિયે નમિયે મા! તુજને
ગજાવી તુજ જયકાર. ૩
તુજ માટે પ્રાણ અમારા
હોમીશુ અમે સૌ માત!
સુખ દો પુત્રોને ત્હારા
દેજે લાવી દુઃખાંત!
તુજ પ્રીતિ અમી રસ પાઈ
હૃદયે ભક્તિ બી વાવ!
તુજ વિજય ધ્વજ ફરકાવી
લે શું જીવનના લ્હાવ. ૪
નમિયે તુજને શિરનામી
દે શાંતિ અમને ચિર
શુભ આશિષ ત્હારી પામી
તુજ પુત્ર બનો શૂરવીર
તુજ કુસુમિત તરૂની છાંયે
લાદીશાં ત્હારાં બાળ
થઈ રમો મુદિત મન માંહે!
ગજાવી જય જયકાર! ૫

"कुन्द"

## नोट प्रत्ये व्युक्ति.

इंद्र वज्रावृत्त.

નાજૂક હે સુંદર શ્વેત અંગે,
ચિત્રેલ ચારૂ તું દિપે દ્વિરંગે;
સ્રષ્ટા રચે? તૂંજ પ્રતાપવાન,
જેથી તું પામે સઘળેજ માન. ॥ ૧ ॥
ઈંગ્લાંડ શ્રીરાજ કુલોદ્‌ભવા તૂં;
ઓછું ન ત્હારૂં કદિ માન થાતૂ,
તું નીજ સ્રષ્ટા તણું ચિત્ત ચાહું
રે મેળવે મૂલ્ય બધે ગવાયું. ॥ ૨ ॥
તું રાય કે રંક કરે રમંતી,
ભામા છતે તું બધે ભમંતી;
ક્યારે તું પાકીટજ પેટિ માંહિ,
કેદે પડેલી કવીને કળાયે. ॥ ૩ ॥
ક્યારેક તું કબ્જ કબાટ વિષે,
દા'ડા ગુજારે જણ† દુઃખ ભીપે;
ક્યારેક તીજોરી મહીં તું હોય,
શિક્ષા ગુન્હાની જણુ સ્હેતિ* સોય. ॥ ૪ ॥
ઘૂમે કદા તું ગજવાની માંહ્ય,
વસ્ત્રે તું વીટેલ કદી કળાય;
ક્યારેક છપાઈ તું છેક દીસે,
વિના શ્રમે તું વિચરે વિદેશે. ॥ ૫ ॥
જ્યાં ત્યાં જતી મો, બદલાધિ રે! તું,
ના એક હમેશ ઠરી રહે તું;
ચિત્તે જનો સર્વ તને ચહાય;
તું ભેટતાં ભાવ ભલો ભળાય. ॥ ૬ ॥
સોના રૂપાથી તું સરે+ ગણાણી,
પાંધરથ લોકે તુજને પ્રમાણી;
સ્વિકાર્યું સૌએ ચરલત્વ ત્હારૂં,
એ તુજ કૃતેહ ઓછી શું વારૂ? ॥ ૭ ॥
થાતી તું દેહ જવ+ જિર્ણ ભારી,
જન્મે ફરી એહજ દેહ ધારી;
એ તુજ સ્રષ્ટા તણિ યુક્તિ આગે,
ઝાંખી સ્વયંભૂ તણિ યુક્તિ લાગે. ॥ ૮ ॥
ઘૂમે તું શ્રીમંત ગૃહે વધારે,
ક્યારેક તું દીન-ગૃહે પધારે;
આવી તું પાસે તું કૃપા કરીને,
આવીશ ક્યારે તું કહે ફરીને? ॥ ૯ ॥

जगजीवन त्रिकम दावदा.

† જણ. * સહન કરતી. + શ્રેષ્ઠ † જ્યારે.

## संक्षिप्त समालोचना.

### १ दशमस्कंध.

પ્રકટ કર્તા—સસ્તુ સાહિત્ય વર્ધક મંડળ,—પિકેટ-રોડ—મુંબઈ. પ્રષ્ટ સંખ્યા ૫૦૨, સુપર રોયલ સોળ પેજી સાઇઝ, સ્વદેશી ચીકણુ કાગળ, પાકું કપડાનું પુઠું. ચાર સોનેરી નામ સાથે કિમ્મત સાદા પુઠાના નવ આના, સોનેરી પુઠાના અગીઆર આના. પોષ્ટેજ જુદું.

સસ્તી કિમ્મતે પુસ્તકો પ્રસિધ્ધ કરી ગુજરાતી સાહિત્યની અને જન સમાજની સેવા બનાવવાને સ્વામીજી શ્રી અખંડાનંદજીએ જે પ્રયાસ કર્યો છે તેનું આ પુસ્તક પણ એક ફળ છે. દળદાર ગ્રંથ ફકત નવ આનાની કિમ્મતે મળે અને વાંચનનો લાભ બધાને એક સરખો મળે તે ઇચ્છાથી આ ગ્રંથ બહાર પડેલો જોઇ અમને ઘણો હર્ષ થાય છે. પુષ્ટિ માર્ગના દરેક અનુયાયીઓ આ ગ્રંથને પોતાના ઉત્તેજનને પાત્ર ગણશે એવી આશા છે. તે સાથે પ્રેમ ઘેલા વૈષ્ણવ ભાઈઓને પણ ભલામણ છે કે આ ગ્રંથ અધ્યયન કરી આત્માને કૃષ્ણ અને શરીરની ઇન્દ્રિયોને તેની ગોપિકાઓ જાણી અધ્યાત્મિક આદિ જ્ઞાન મેળવશે તોજ આ ગ્રંથના અધ્યયનનો ઉદેશ જળવાશે. બાકી ગુરૂ મહારાજોને કૃષ્ણ જાણી લઇ તેમની ઉપરજ ફિદા થઇ જવામાં સાર્થક નથી! સ્વામીજીના સ્તુતિપાત્ર ઉદ્દેશ અને ઉચ્ચ અભિલાષાને તૃપ્ત કરવા કોઇ પણ વૈષ્ણવ ભાઇ ચુકશે નહિં. છપાઇ, બંધાઇ સફાઇદાર છે. કિમ્મત ફકત પડતર જેટલીજ રાખી છે.

### २ संसारमां स्वर्ग (त्रीजी आवृत्ति.)

કર્તા—ગ્રહસ્થાશ્રમમાં રહીને પણ સન્યસ્તાશ્રમ ધર્મ પાળનારે મહાપુરૂષ શ્રીયુત વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર—પિકેટરોડ—મુંબઈ. કાગળ ચિકણા જાડા, રાયલ આઠ પેજી પૃષ્ટ—૩૫૬, પાકું પુઠું, ત્રણ સોનેરી નામ, કિમત રૂ. દોઢ.

રા. રા. અમૃતલાલભાઇનું આ પુસ્તક માણસને વાંચવા જેવું છે. જેઓને ધર્મ ઉ શ્રધ્ધા નથી તેઓને પણ આ પુસ્તક શ્રધ્ધા ઉપ... છે. પહેલી આવૃતિની બે હજાર કોપી ઝપાટા બં વેચાઇ ગઇ છે એજ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. ... રાતી સ્ત્રી પુરૂષોએ અવસ્ય આ પુસ્તક વાંચવું જોઇ ભાષા સહેલી અને સરલ છે કિમ્મત પણ ઓછી

### ३ कर्मक्षेत्रं.

લખનાર રા. રા. શાસ્ત્રી નાથજી. વિ. મો... વ્યાસ બી. એ. તથા રા રા. વૈદ્ય જાદવજી ત્રિકમ... આચાર્ય. મળવાનું ઠેકાણું—વૈદ્ય જાદવજી ત્રિકમ... આચાર્ય—કોટ—બજાર ગેટ મુંબઇ.

કાગળ ચિકણા, કદ સુપરરોયલ સોળ પેજી, પ્ર... ૧૬૩, પાકું કપડાનું પુઠું. બે સોનેરી નામ સા... કિમ્મત રૂા. ૧—૦—૦

આ પુસ્તક મૂળ બંગાલીમાં શ્રી શશિભૂ... સેન નામના વિખ્યાત લખનારે લખ્યું છે. આ પુ... તેનું ભાષાંન્તર છે. લેખન શૈલિ ઉત્તમ, ભાષા સ... અને હૃદયગ્રાહી છે. આ પુસ્તકનો પાયો—સં... સાધના અને સિદ્ધિ ઉપર રચાયો છે, જગત્ એ કર્મ ક્ષેત્ર છે. જે જે મનુષ્યો જેવાં કર્મ કરે છે, તે તેવાં તેવાં ફળ મળે છે, હિંદુસ્થાનના જૂદા જૂદા ... વીર પુરૂષોનાં જીવન ચરિત્રો, તેમનો સંકલ્પ, તેમ... સાધના કરવાની દ્રઢ ખંત અને અનેક સંકષ્ટો આ... પણ તેમાંથી પાછા નહિં હઠવાની નીતિ, અને અ... તેમણે મેળવેલી સિદ્ધિ, "એ બધું એવી ખુ... લખાયું છે કે જેથી વાંચનાર ગમે તેવો ... હોય તો પણ તેને પોતાના કામમાં લાગી સિ... મેળવવાની તિવ્ર ઇચ્છા થઇ આવે છે."

આ પૂસ્તક વાંચવાથી અમારા દેશના ... નિરાશ થયલા જુવાનીઆઓ અવસ્ય પોતાના કાર્ય ગતિ કર્યા વગર રહેશે નહિં એવો અમને ભરો... છે. અમે ભલામણ કરીએ છીએ કે દરેકે ... ગુજરાતી ભાષા જાણનાર ગ્રહસ્થોએ આ પુસ્તક

એક એક પ્રત પોતાના કુટુંબમાં રાખી પોતે તેમજ છોકરાંઓને વંચાવવી એટલુંજ નહિં પણ સ્ત્રીઓને સુધ્ધાં વંચાવવી. આવાં પુસ્તકોનો બહોળો ફેલાવો થશે ત્યારેજ અમારા દેશના જુવાનીયાઓ, કર્મવીરનાં ખરાં કૃત્યો અને સિદ્ધિ મેળવવાના માર્ગો જાણશે.

### ૪ दुःख–निवारण.

લખનાર—રા. રા. માણેકલાલ દેવશંકર હાથી. કદ રોયલ બત્રીશ પેજી, પૃષ્ટ ૧૪૪, ચીકણા કાગળ, પાકું કપડાનું પુઠું.

આ પુસ્તકમાં સંસારિક જીવોને સુખ દુઃખ વખતે પડતી વિટંબનાઓનું ભાન કરાવી તેવી વખતે કેમ વર્તવું તે બતાવ્યું છે. ભાષા સરલ અને રોચક છે. યોગી મહાત્માઓએ જે ઉપાયો બતાવ્યા છે. તેના કરતાં કંઇક વ્યવહારમાં લાવી શકાય એવા ઉપાયો આ ન્હાનકડાં પુસ્તકમાં છે. તે ખરિદવા લાયક છે.

कंचनकण—ઉપલા પુસ્તકની સાથેજ આ પુસ્તક પણ બંધાયલું છે. એના લખનાર રા. રા. મણિશંકર રામાનંદ દવે છે. જુદા જુદા ૨૬૦ કણોથી [illegible]લી આ ન્હાનકડી કોઠી પણ વાંચક વર્ગને ઉપ[illegible]ી છે. તેમાંથી એક એક કણ લઇને વાંચક તેની [illegible]ા બનાવી ગળામાં નહિં પણ હૃદયમાં ધારણ [illegible] તો દવેજીનો આશય સચવાશે. ૧૧૨ પ્રષ્ટોમાં [illegible]યલા આ ન્હાના કણો પણ મ્હોટા મણકાની [illegible] સારે તેવા છે.

બન્ને ભાગના એકજ પુસ્તકની કિમ્મત ૦-૧૨-૦ પુસ્તકના કદના પ્રમાણમાં વધારે છે. કિમ્મત થોડી હોત તો તેનો લાભ સારી રીતે લેવામાં આવત.

### ૫ वे मुद्रिका.

લખનાર–રા. રા. દેવરામ શિવરામ દ્વિવેદી પ્રકાશક મેસર્સ ટી. લખમીદાસની કું૦ કોટ–મુંબઇ.

કદ રોયલ બત્રીશ પેજી, ચીકણા કાગળ, પૃષ્ટ ૨૦૮, પાકું કપડાનું બાઇન્ડીંગ, કિમ્મત પુસ્તક ઉપર લખી નથી.

આ એક ન્હાનકડી સંસારિક નવલ કથા છે. લેખકે હિંદુ સંસારને ઉદ્દેશીને આ પુસ્તક રચ્યું છે. સ્ત્રીઓને અને પુરૂષોને અવશ્ય વાંચવા લાયક છે. પતિવ્રત અને પત્નિવ્રત ધર્મનો ચિતાર આબેહુબ બતાવ્યો છે. ઉત્તેજનને પાત્ર છે. પરંતુ અમને દિલગીરી એટલીજ થાય છે કે લેખકે લખેલા પુસ્તકનો ઉધ્ધાર તેમના જીવન સમયમાં નહિં થતાં તેમના સ્વર્ગવાસ પછી થયો છે. પુસ્તક પ્રકાશકો જો ગુર્જર લેખકોના ગ્રંથોનો ઉધ્ધાર કરવામાં શિથિલતા ન રાખે તો કેટલાક સારા લેખકો પોતાના ગ્રંથો પોતાની જીવિત અવસ્થામાં જોઇ શકે !

## स्वदेशी वस्तु.

### कुसुम मालती.

"કુસુમ માલતી" એ એક સુગંધી હેર ઓઇલ છે. એ તેલ વાળમાં લગાડવાથી શોખીનોનો શોખ પુરો પડે છે કારણ કે એની સુગંધ મીઠી છે વળી એ તેલમાં એક ગુણ એવો ચમત્કારિક છે કે માથામાં નાંખતાની સાથેજ વાળ કાળા થવા લાગે છે. નજલો અને ગરમીથી જેમના વાળ જુવાન ઉમ્મરમાંજ ધોળા થવા આવે છે, તેને માટે આ તેલ જેવું બીજું સાધન નથી. મગજને થંડક આપી શાંત રાખે છે. આ તેલ તદ્દન સ્વદેશી બનાવટનું છે એવી ખાત્રી, તેના બનાવનારા આપે છે. બજારમાં બીજાં ઘણાં તેલો વેચાય છે. તેમાંથી કોઇ તેલ ભાગ્યેજ પવિત્ર અને આવા ગુણકારક હોય છે. આ તેલ વાપરવા અમે ખાસ ભલામણ કરીએ છીએ. તેના બનાવનાર કલકત્તાવાળા ડૉકટર હરમીટ અને કુંપની છે. કિમ્મત બાટલીનો રૂ. ૧ મળવાનું ઠેકાણું ગ્રાન્ટરોડ—મુંબઇ.

### दंतमंजन.

ઉપલીજ કંપની તરફથી "એન્ટી સેપ્ટીક મંજન" પણ અમારા અભિપ્રાય માટે મળ્યું છે. આ મંજન દાંતે લગાડવાથી દાંત સાફ સ્વચ્છ થઇ મેલ નીકળી જાય છે. આ મંજન પણ દાંતે ઘસવાથી જાણે આપણે પેપરમીટ ખાતા હોઇએ એવો સ્વાદ આવે છે. અને તે પવિત્ર વસ્તુઓનું સ્વદેશી બનેલું છે. ડબ્બી એકની કિમ્મત ૦–૪–૦

દંતમંજન પણ ઉપરને ઠેકાણેથીજ મળે છે. પરદેશી ભ્રષ્ટ વસ્તુઓથી બનેલાં મંજનો વાપરવા કરતાં સ્વદેશી પવિત્ર મંજનો ઉત્તેજનને પાત્ર છે.

# ક્ષમાની મૂર્તિ-ભાઈ મધુ.

(૨)



શીખ લોકો માત્ર લડાઈમાંજ વીર હતા એમ નથી. તેઓના હૃદયમાં કોમળવતિ ક્ષમાનો પણ અદ્ભૂત ભાવ હતો. યોધ્ધાઓને લાયકની કઠોરતા સાથે બ્રાહ્મણોને યોગ્ય એવો ધર્મ-આવેશ પણ દેખાતો હતો. શીખ લોકો અંતઃકરણથી ભકત છે. તેઓની ભકિત અતિ પ્રબળ છે. તેઓ ગુરૂને માટે, વિના કલેશે પોતાનું જીવન સમર્પણ કરે એવા છે. આ જગતમાં તેઓના જેવા આત્મોત્સર્ગ કરે એવા બીજા કોઇ પણ મનુષ્યો જોવામાં આવતાં નથી, ધર્મ રક્ષાને માટે તેઓ દેહ ત્યાગ કરવાને માટે પણ કદી ચૂકયા નથી. "જય ગુરૂજી" ની કહી કહીને તેઓ કેસરીયાં કરતા હતા. તેઓનો ઇતિહાસ ઘણો રસમય, શીક્ષામય, અને વીરરસથી ભરપૂર છે.

જીંદગીમાં જે સામાન્ય-ન્હાના-ગુણો હોવા જોઇએ, તે પણ શીખ લોકોમાં જોવામાં આવ્યા છે. તેઓની ધર્મપ્રીયતા અને અતિથિનો સત્કાર કરવાની યોગ્યતા હદ પાર પ્રશંસા પામી છે. આ સઘળા ગુણોથી ભરેલા જે પુરૂષો પોતાનાં ઉદાહરણો મુકી ગયા છે તે પ્રકટ થતાં નથી. થોડાક પુરૂષોનાં ઉદાહરણો મળી આવે છે. તે એટલાં મહત્વનાં અને ઉદ્દીપનામય છે કે જગત્‌ની સઘળી અવસ્થામાં અને સઘળા સમયમાં તે ઉદાહરણો અનુકરણ કરવા યોગ્યજ રહેશે !

અમે મહારાજા હરિશ્ચંદ્રની દાક્ષિણ વાતો સાંભળી છે. મહાવીર કર્ણની અને રંતિ દેવની આતિથેયતા, મહારાજ શિબિની* આશ્રીત રક્ષાની વાત વાંચી છે. તેઓનું ઉદાહરણ ભારતવાસીઓ ભૂલે તેમ નથી. તેઓના જેવા મહાપુરૂષ થવાને માટે ભારતવાસીઓ જીવન સુધી તપસ્યા કરે છે. એવી તપસ્યાથી કેટલા મનુષ્યોને સિદ્ધિ મળી છે તેઓનો

* મહારાજા શિબિએ કોઇ વ્રતને લીધે ૪૮ દિવસ માત્ર પાણી પીને કાઢયા. બીજે દિવસે જમવા બેઠા. જે વખતે તેઓ જમવાની થાળીમાંનું ભોજન પરમાત્માને જમાડતા હતા તે વખતે બારણા આગળ એક બ્રાહ્મણ અતિથિ આવીને ઉભો. રાજાએ યોગ્ય આદરસત્કાર કરીને તેને જમાડયો. તે દિવસે તેમને જમવાનું બન્યું નહિં. બીજે દિવસે જ્યારે જમવા બેઠા તે વખતે એક દરિદ્ર ભિક્ષુક આવી ઉભો. તે દિવસે પણ તેમણે આહાર લીધો નહિં. તે પછીના બીજે દીવસે પણ રાજા જમવા બેઠા એટલે એક શુદ્ર કેટલાંક કુતરાઓને સાથે લઇને રાજાના ભાણામાં બેસી જમવા લાગ્યો. રાજાને જમવા માટે કાંઇ પણ રહ્યું નહિં. માત્ર પીવાને થોડુંક જળ રહ્યું. ભૂખ અને તરસથી આકુળ વ્યાકુળ થતાં રાજા તે પાણી જેવો પીવા જાય છે તેજ વખતે એક ચણ્ડાળે આવી કહ્યું. "મહારાજ ! ઘણીજ તરસ લાગી છે ! મરી જવાય છે ! થોડુંક પાણી આપો." રાજાએ પાણી પીધું નહિં. જેટલું જળ હતું તેટલું ચંડાળે પીધું અને તૃપ્ત થયો ત્યાર પછી પરમેશ્વર રાજાની પરિક્ષાથી પ્રસન્ન થયા અને તેને આશિર્વાદ દીધો આ કથા શ્રીમદ્‌ભાગવતમાં છે.

મહાભારતમાં મહારાજા શિબિને માટે જે લખ્યું છે તે આ પ્રમાણેઃ-એક દિવસ મહારાજા રાજ સભામાં બેઠા હતા. તે સમયે એક કબુતર આવી તેમના ખોળામાં બેઠું અને જાણે રેક્ષા કરવાનું કહેતું હોય તેમ ગભરાતું ખોળામાં ભરાવા લાગ્યું. એટલામાં એક બાજ પક્ષી આવી જાણે કબુતરને છુટું કરવા કહેતું હોય તેમ ફરવા લાગ્યું. તેણે કહ્યું કે:-ખબુતર એજ તેનું ખાણું છે. કોઇનું ખાવાનું સંતાડી રાખવું એ રાજાને માટે ઘણું અન્યાય કામ છે." રાજા બાજપક્ષીના આવાં વચનો સાંભળી મ્હોટી વિપત્તિમાં પડયો. તે કોઇ પણ રીતે બાજ પક્ષીને સંતોષ પમાડી

ઇતિહાસ કોણ જાણે છે ? અમારા દેશની આટલી બધી અધમ અવસ્થા હોવા છતાં પણ અનેક હરિશ્ચંદ્ર, અનેક કર્ણ, ઘણા રન્તિ અને પુષ્કળ શિબિ રાજા જેવા છે, અને એક વખત એવો પણ આવશે કે જે સમયે તેઓની કીર્તી વડે જગન્મણ્ડળ પ્રકાશિત થઇ ઉઠશે. અમે જીવન ધારણ કરી એવોજ ઉચ્ચ આદેશ રાખ્યો છે. અમે પરમાર્થ, દયા અને ધર્મની રક્ષાનેજ ચાહીએ છીએ. અમે કપટી, પાપી કે પ્રપંચી નથી, અમે પારકાં હૃદયોને બાળનાર નથી, અમે પારકાના હૃદયને કોઇ પણ પ્રકારે થંડા પાડનાર છીએ. અમે આખા જગતને સુખી થયલું જોવાજ ઇચ્છીએ છીએ. કહો, જગતની જાતિઓમાં અમારા જેવો કોણ ઉદ્દેશ રાખે છે. અમારી પેઠે ગમે તેવી દુઃખી દરિદ્ર અવસ્થામાં પણ ઇશ્વરનોજ આધાર રાખી શાન્ત ચિતે કોણ બેસી રહેનાર છે !

મહાવીર કર્ણે જેમ પોતાના પુત્રનું બળિદાન આપી પોતાના અતિથિ બ્રાહ્મણને તૃપ્ત કર્યો હતો તેજ પ્રમાણે શીખ વીર ભાઇ મધુએ પણ પોતાની પ્રીયતમા ધર્મ પત્નિનું બલિદાન આપી અતિથિની સેવા કરી હતી. તેની એ ઉત્સર્ગ વાર્તા જેટલી હૃદય વિદારક છે તેટલીજ બોધદાયક અને સુમધુર છે. શીખ લોકો આજે પણ એ વાત આનંદ પૂર્વક યાદ કરે છે. કારણ કે જગતમાં "ક્ષમા" ની હદ ક્યાં સુધી રાખવી તે સાધુ પુરૂષ ભાઇ મધુએ શીખવ્યું છે.

એક દિવસ સન્ધ્યા સમય પછી મધુ દિવસના ઘણા પરિશ્રમ પછી જીવનની એક માત્ર સંગિનિ, સુખ દુઃખમાં સમાન ભાગ લેનારી, પોતાની પ્રાણથી વહાલી, સુંદર સ્વરૂપા પત્નિ સાથે બેઠા બેઠા પ્રણય-નાં વચનો કહે છે. હાસ્યવિનોદ ચાલે છે. પતિભક્ત પત્નિ પણ થાકેલા પતિના પગ આગળ બેસી હૃદય પૂર્ણ ભક્તિ સહિત તેની સેવા કરે છે. તેને ભોજનાદિ આપી કોમળ શય્યામાં સુવાડી તેના શરીરને વિશ્રાંન્તિ લેવડાવે છે. તે દિવસની રાત્રી ઘણી ભયંકર હતી. આકાશમાં કાળાં વાદળાં ચઢી આવ્યાં. થંડો પવન જોસબંધ વાવા લાગ્યો. વચમાં વચમાં પવનના સખત સપાટા, તે ન્હાના ઘરનાં બારણાં હચમચાવી મુકતા હતા. એટલામાં વરસાદ મુશળધાર પડ્યો ! બહાર ઘોર અંધકાર હતો. તે અંધકારમાં થઇને ચાલ્યા જવું એ કાંઇ સાધારણ મનુષ્યનું કામ નહોતું. પતિ પત્નિ સુખે વાતચીત કરતાં હતાં, એટલામાં બહારથી બારણામાં કોઇએ ધકકો માર્યો. તે ધકકાની સાથેજ બહારથી શબ્દ સંભળાયો કેઃ- રાત્રિના ઘોર અંધકારમાં કાંઇ સુઝતું નથી ભાઇ ! દુઃખી મુસાફર બહાર ઉભો છે હું ભુલો પડ્યો છું. રાતવાસો રહેવા ચાહું છું દયા કરીને આશ્રય આપો ભાઇ ! "

---

શક્યો નહિં. છેવટે બાજપક્ષીએ કહ્યું. " હે રાજન્ ! ત્હારી છાતીનો જમણો ભાગ કાપીને તેમાંથી મને કબુતરના જેટલા વજનનું માંસ કાપી આપ તેમ કરવાથીજ હું રાજી થઇશ અને કબુતર બચી જશે. અને તમે પણ જગમાં પ્રશંસા પામશો." ત્યાર પછી રાજાએ પોતાની જમણી છાતી કાપી તેમાંથી કબુતરના જેટલું માંસ કાઢી તેનેજ જોયું તો ત્રાજવામાં કબુતર કરતાં માંસ ઓછું થયું. ફરીથી છાતીમાંથી પુષ્કળ માંસ ત્રાજવામાં નાંખ્યું તો પણ કબુતરનું વજન વધ્યું, એમ કરતાં કરતાં શરીરનું બધું માંસ કાઢી ત્રાજવામાં નાંખ્યું તો પણ કબુતર વધ્યું. છેવટે રાજા પોતે ત્રાજવામાં બેઠો. આ દેખાવ જોતાંજ બાજપક્ષી અન્તર્ધ્યાન થઇ ગયું. તેજ વખતે જાણવામાં આવ્યું કે કબુતર તે વૈશ્વાનર અગ્નિ અને બાજપક્ષી તે શચીપતિ ઇંદ્ર હતો.

. આ ઉપાખ્યાન વનપર્વના ૧૯૬ મા અધ્યાયમાં છે. પરંતુ એજ પર્વના ૧૩૧ મા અધ્યાયમાં બીજું એક એવુંજ ઉપાખ્યાન છે તે પણ મહારાજ શિબિના પિતા ઉશીનરની પરિક્ષા કરવા માટે અગ્નિ અને ઇંદ્રનોજ પ્રપંચ હતો. એ બન્ને ઉપાખ્યાનોમાં કાંઇ જુદાપણું નથી. એક બીજાનું અનુકરણ જેવુંજ છે.

તે કરૂણાજનક શબ્દો કાને પડતાંજ દયાળુ દિલનો ભાઈ મધુ એકદમ દુઃખીની વ્હારે ધાયો. સ્ત્રીની વાતો ભુલી ગયો. પથારીમાંથી છલંગ મારી બારણાં ઉઘાડી દીધાં, એક દુઃખી મુસાફર ઘરમાં આવ્યો. પતિ પત્નિએ પ્રેમપુર્વક તે મુસાફરની સેવા કરી. રાતેજ રસોઈ બનાવીને તે મુસાફરને જમાડયો ત્યાર પછી બીજા ઘરમાં તેને સુવાને પથારી કરી આપી. મુસાફર આશિર્વાદ દેતો નિરાંતે-સુખમાં સુતો.

નિર્વિઘ્ને રાત વીતિ, વહાણું વાયું, મુસાફર કાંઇ કોઇ ગ્રહસ્થ નહોતો. તે તો એક લુંટારો હતો. એ વાત ભાઇ મધુ જેવો ગૃહસ્થ જાણી શકયો નહિં. શ્રીમંતોને ભુલાવવા માટે તે લુંટારાએ ગ્રહસ્થ શીખ જેવો પોષાક પહેર્યો હતો. ભાઇ મધુએ તેને જોતાંજ દુઃખી મુસાફર ગ્રહસ્થ જાણીનેજ આશ્રય આપ્યો હતો. પ્રાતઃકાળે મધુ, શય્યામાંથી ઉઠયા પછી પોતાના ઘર કામમાં ગુંથાયો. પેલા મુસાફરે પણ બીછાનામાંથી ઉઠયા પછી મધુને દર્શન આપ્યાં! રાતના દુઃખને વખતે આશ્રય આપવાથી તે લુંટારા મુસાફરે ખોટો ડોળ કરતાં ભાઇ મધુની પાસે ઉપકારના શબ્દો બોલી, જવાની રજા માંગી. મધુ એક સદગૃહસ્થ હતો. પોતાને ઘેર આવેલો પરોણો સ્હવારમાં જમ્યા વગર જાય એ તેને ઠીક લાગ્યું નહિં. તે પોતાનો ધર્મ યથાર્થ સમજતો હતો. તેણે કહ્યું: મહાશય! થોડી વાર થોભો! આહાર કરીને જયાં જવું હોય ત્યાં જજો. ” પરંતુ ડોળઘાલુ મુસાફરે માન્યું નહિં. તેમ તેમ મધુએ ઘણો આગ્રહ કર્યો. છેવટે મુસાફરે રહેવાનું સ્વીકાર્યું, અને બોલ્યો; જ્યારે તમારો આટલો બધો આગ્રહ છે ત્યારે માત્ર થોડીક રોટલીઓ બનાવી આપો. તે લઇ હું રસ્તે પડીશ. મ્હારે હજુ ઘણું ઉતાવળનું કામ છે. મધુની ભોળી અને ભલી, પરોપકારી અને ધર્મ સમજનારી પત્નિ ઉતાવળે રોટલી કરવાના કામમાં ગુંથાઇ. મધુ બજારમાં શાક લેવા ગયો.

લુંટારા મુસાફરે જોયું કે ઘરમાં બીજું કોઇ નથી. માત્ર મધુની સ્ત્રી રાંધવાના કામમાં ગુંથાઇ છે. તેણીના શરીર ઉપર સોનાના કીંમતી ઘરેણા પહેરેલાં છે. એ બધાં ઘરેણા જોવાથી લુંટારા મુસાફરનું પાપી મન ભ્રમિત થયું! તેણે તે સ્ત્રી ઉપર હુમલો કર્યો. અને તેના શરીરના કટકે કટકા કરી નાંખ્યા! તે પાપી, લુંટારાએ તેણીના શરીર ઉપરના બધા ઘરેણાં લઇ લીધાં. ને સ્ત્રીના શરીરના કટકા ત્યાંજ પડયા રહેવા દઈ ચાલતો થયો!!

તે ઉતાવળે ચાલ્યો જતો હતો એટલામાં રસ્તામાં ભાઇ મધુ મળ્યો. તેની નજર ચુકાવવા લુંટારા મુસાફરે ઘણી યુકિત કરી. પણ તેનું પાપ આગળ આવી ઉભું! મધુએ તેને જોતાંજ સત્વર તેની પાસે જઇ તેને પોતાને ઘેર લઇ જવાનો આગ્રહ કર્યો. લુંટારાએ જવા માટે ઘણાં બ્હાનાં કર્યાં પરંતુ મધુ તેનો હાથ ઝાલી પોતાના ઘર તરફ ખેંચવા લાગ્યો. મધુના મનમાં એવો વિચાર આવ્યો કે બિચારો મુસાફર! મ્હારૂં સાધારણ જમવાનું પડતું મુકી ચાલ્યો જતો હતો! બિચારો ઘરમાં બેસી રહેતાં શરમાયો હશે! હર! હર!” અતિથિ વત્સલ મધુએ તેને કાલાવાલાં કરી ઘરમાંથી ચાલ્યા જવાનું કારણ વારંવાર પૂછવા માંડયું. મુસાફરે ઘેર પાછા આવવા ઘણીજ ના કહી. પરંતુ મધુએ પોતાની ક્ષુદ્ર સામગ્રી આરોગવાને તે મહાપુરૂષ (!) ને ઘણોજ આગ્રહ કર્યો. મુસાફર કમ્પતો કમ્પતો તેને ઘેર આવ્યો.

ઘરમાં પ્રવેશ કર્યા પછી ભાઇ મધુએ પોતાની વ્હાલી પત્નિના કટકે કટકા થયલા જોયા! તેનું સુંદર શરીર લોહીથી ખરડાયલી જમીનમાં જૂદું થઇ પડેલુ જોયું! તેના ચીકણા કાળા વાળ લોહીની નદીમાં તરતા જોયા! પોતાની પ્રીયતમાનાં જે ચંચળ નેત્રોથી તેને સ્વર્ગીય આનંદ થતો હતો તેજ નેત્રો બ્હીઆમણાં થઇ પડયાં હતાં! વાંચક! પોતાની

વ્હાલી પ્રાણ પ્રીયાની આવી ભયંકર સ્થીતિ જોઇ કોણ કઠોર હૃદયનો પુરૂષ સ્થીર રહી શકે? કોણ મહાપુરૂષ ગુસ્સાને રોકી શકે? કોણ પુરૂષ હૃદયની લાગણીઓને દબાવી શકે? અને કોણ પુરૂષ નેત્રમાં છલકાઈ જતાં આંસુઓને રોકી શકે? પરંતુ તે ક્ષમાની મૂર્તિ, મહાન દયાળુ, મહાન શાન્ત પુરૂષ ભાઈ મધુએ માત્ર "ઇશ્વરની ઇચ્છા" એટલાજ શબ્દો કહ્યા. લેશ માત્ર પણ હૃદયને ડગાવ્યું નહિં. લેશ માત્ર પણ ચિત્તને ચંચળ થવા દીધું નહિં! જો કે તેના હૃદયમાં સખત આઘાત થયો હતો. પરંતુ ધૈર્ય, ક્ષમા, દયા ધારણ કર્યાં હતાં. પેલા કમ્પાયમાન થતા મુસાફરને પોતાની પાસે બેસાડીને, પોતે રોટલી, શાક બનાવી આપ્યું અને તેને ભોજન કરાવ્યું! તેણે તેને એક શબ્દ પણ કહ્યો નહિં. ઠપકાના કે કરૂણાના ઉદગારો કાઢયા નહિ! કલેશનાં સામાન્ય ચિન્હ પણ તેના મનોહર વદન મંડળ ઉપર જણાયા નહિં! કહો વાંચક! આટલી ધૈર્યતાનું- [illegible]માનું દ્રષ્ટાન્ત પશ્ચિમના એક પણ સુધરેલા દેશમાં- [illegible] મળી આવશે? તે દેશોમાં તો નાજુકડી વાંદરીઓને [illegible]ણ છીંકતા છીંડુ પડી જાય છે! અને જો કદાચ એક [illegible]ાંદરીનેજ જરાક મારી હોય તો તેને બદલે પાંચ [illegible]ચીસ માણસોના જીવ જોખમમાં આવી જાય [illegible] તો પછી એકાદ સ્ત્રીનું ખુન થયું હોય તો [illegible]ાકીજ શું? એકાદ કુતરીને મારવામાં આવે તો [illegible]ારનારના જીવ મુશ્કેલીમાં આવી પડે છે! અર્થાત [illegible] દેશોમાં સ્ત્રીઓને સાતમે આસમાન ચડાવી [illegible]ેવામાં આવે છે! દયા અને ક્ષમા જોવામાં આવતાં [illegible]ોય તો તે માત્ર તેમની જીભમાં! ઇતિહાસમાં [illegible]ાઈ મધુ જેવું કોઇ દ્રષ્ટાંત ભાગ્યેજ જોવામાં [illegible]ાવે છે.

મધુની આટલી બધી ઉદારતા અને ક્ષમાશીળતા જોવાથી પાષાણ જેવી કુટેવવાળા લુંટારા મુસાફરનું મન પીગળી ગયું. તેણે જે પાપ કર્મ કર્યું હતું તેને માટે પશ્ચાતાપ પામી તેનું હૃદય બળવા લાગ્યું. તે તાપથી બળતાં બળતાં તેણે બે હાથ જોડી મધુ પાસે ક્ષમા માંગી! તેણે પોતાના ગુરૂની પાસે લઇ જવા માટે મધુને ઘણો આગ્રહ કર્યો. મધુએ તેની ઉત્કટ ઇચ્છા જોઇને ગુરૂ પાસે લઇ ગયો. ગુરૂએ બધી વાત સાંભળીને લુંટારા મુસાફરના મનનું આવું પરિવર્તન થયલું જોઇ તેને ગુન્હાની ક્ષમા કરી અને તેને પવિત્ર શીખ ધર્મની દિક્ષા આપી. તે લુંટારાએ તેજ વખતે, પાપ કર્મ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી. આ ખરો બનાવ શીખ લોકોના છઠ્ઠા ગુરૂ મહાત્મા હરગોવિંદના વખતમાં બન્યો હતો.

વાંચક! પાપી મનુષ્યોનાં પાપ કર્મ છોડાવવા માટે અને તેને સુધારવા માટે મહાપુરૂષોએ ઘણું સહન કરવું જોઇએ. પોતાનું નુકશાન પણ વેઠવું જોઇએ. ભાઈ મધુના ઉદાહરણથી અમારા દેશના તેમજ પશ્ચિમ તરફના મનુષ્યો કાંઇ શીખશે તો એકંદરે દરેક જાતિઓને અને દરેક દેશોને ફાયદો થશે. "ભૂલી જાઓ અને ક્ષમા કરો" આ અંગ્રેજ કહેવત ખરી છે. તે પ્રમાણે વર્તવું એજ સજ્જનોનું ભૂષણ છે.

મકરંદ.



# स्वदेशीनी फत्तेह.


ભરતખંડનો હુન્નર ઉદ્યોગ પડી ભાંગ્યો છે. આ દેશની પ્રજા દિવસે દિવસે કંગાલ હાલતની થતી જાય છે. પરંતુ જે દેશ એક વખતે અધમ હાલતે પહોંચે છે તેજ દેશ એક વખત પાછો ઉન્નતિના ઉંચા શીખર ઉપર ચ્હડે છે. સમય પરિવર્તનશીલ છે. જડ અને ચૈતન્ય વસ્તુઓની સ્થીતિ પણ બદલાતી જાય છે. પ્રત્યેક વસ્તુઓની ચ્હડતી પડતી થવીજ જોઈએ એ તો ઈશ્વરના ઘરનોજ કાયદો છે. સંસારમાં અનેક રિત રીવાજો થઈ ગયા છે. તેપણ બધા એક સમયે બદલાતા ગયા છે. મ્હોટા મ્હોટા અહંકારી રાજાઓ, મ્હોટા મ્હોટા અહંકારી શ્રીમંતો, મ્હોટા મ્હોટા અહંકારી તપસ્વીઓ, મ્હોટી મ્હોટી આડંબર કરનારી સ્ત્રીઓ, એ બધાંનો અહંકાર, એક સમયે નાશ પામ્યો છે. એ બધાંને અહંકારને લીધે એક સમયે પસ્તાવું પડયું છે. એજ સમયનો મહિમા છે. ભરતખંડની પ્રજા ઘણાં વરસો થયાં પોતાના જાતિ–સન્માનને, પોતાના જાતિ–અભિમાનને અને પોતાની જાતિ–રક્ષાને ભૂલી ગઇ છે. ઐક્ય અને સ્વાભિમાન, એજ દરેક જાતિનાં ઉન્નતિ સૂત્રો છે. ભરતખંડની પ્રજાના હૃદયમાં તે દબાઈ રહ્યું હતું. નામદાર વૈસરાય કર્ઝન બહાદુરનો અનહદ ઉપકાર થયો છે. એ કૃષ્ણ મહારાજે અર્જૂન જેવા ભરતખંડને પોતાની દ્વૈત ભાવનામાંથી અદ્વૈત ભાવનામાં લાવી મૂકયું છે. તેણે સ્વાભિમાન, સ્વસન્માન અને સ્વરક્ષા કરવાની શીખામણ આપી છે. જેઓ તે મહારાજને નિંદે છે તેઓજ પસ્તાશે. એવું અમારૂં માનવું છે. જે લોર્ડ લિટને ન કર્યું અને જે લોર્ડ કેનિંગે ન કર્યું, જે લોર્ડ રિપને ન કર્યું, અને જે કોઇ ગવર્નર કે વૈસરાય ભવિષ્યમાં પણ ભાગ્યેજ કરશે તે ઉત્તમ કાર્ય નામદાર લોર્ડ કરઝને કર્યું છે. હિંદુસ્થાનની સ્વાભિમાન ભૂલેલી પ્રજાને સ્વાભિમાન શીખવ્યું છે, પોતાના હુન્નર, ઉદ્યોગ ઉપરનો પ્યાર ભૂલેલી પ્રજાને તે પ્યાર શિખવ્યો છે. અને તેનેજ પ્રતાપે આજે હિંદુસ્થાનને ખૂણે ખોચરે પણ સ્વદેશી વસતુઓ વાપરવાનું અભિમાન ફેલાઇ રહ્યું છે. "સ્વદેશ" એ શું કોઇ જડ કે ચૈતન્ય પ્રાણી છે તે કોઇ જાણતું પણ નહોતું છતાં આજ તેજ લોર્ડ બહાદુરના પ્રતાપે હિંદની પ્રજા "અમારૂં પ્યારૂં હિંદુસ્થાન" કહેતાં શિખ્યું છે.

હિંદુસ્થાનની પ્રજા જે કાંઇ શીખી છે તે માત્ર મોઢેથીજ નહિં પણ તેણે વ્યવહારમાં પણ તેજ પ્રમાણે વર્તવા માંડયું હોય એવું જણાઇ આવે છે. હિંદુસ્થાનમાં પરદેશી કાપડ–મેંન્ચેસ્ટરથી આવે છે. મેન્ચેસ્ટરના કાપડીયા વેપારીઓ દર વર્ષે લગભગ બે અબજ રૂપિયાનાં વહાણોને વહાણો ભરી જાય છે! પરંતુ હમણાં ચાર વર્ષથી તેમને પડતો તડાકો ઓછો થતો જાય છે! મેન્ચેસ્ટરના વેપારીઓની મંડળી તરફથી પ્રકટ થતા "મંથલી રેકોર્ડ" નામના માસિક પત્રનું વર્ષ, તા૦ ૩૧ મી માર્ચ ૧૯૦૯ ને દિવસે પુરૂં થાય છે. તેમાં નીચે પ્રમાણે રિપોર્ટ પ્રકટ થયો છે. તે ઉપરથી જોઇ શકાશે કે દર વર્ષે હિંદુસ્થાનમાં વિલાયતી કાપડ ઓછું આવતું જાય છે. અને ૧૯૦૮–૧૯૦૯ માં તો લગભગ ૩૩ ટકા જેટલું ઓછું આવ્યું છે. એ હિંદુસ્થાનની પ્રજાને માટે એક સારી આશા બતાવી આપે છે.

**સાદાં લુગડાં મુંબઇ.**

સન

૧૯૦૬—૪૨ કરોડ ૨૦ લાખ ગજ.
૧૯૦૭—૪૧ કરોડ ૬૦ લાખ ગજ.
૧૯૦૮—૩૯ કરોડ ૭૦ લાખ ગજ.
૧૯૦૯—૨૭ કરોડ

**કલકત્તા.**

૧૯૦૬—૧ અબજ ૧૭ કરોડ ૪૦ લાખ ગજ.
૧૯૦૭—૧ અબજ ૫ કરોડ ૯૦ લાખ ગજ.
૧૯૦૮—૧ અબજ ૭ કરોડ ૫૦ લાખ ગજ.
૧૯૦૯—૯૨ કરોડ ગજ.

કરાંચી.

૧૯૦૬—૧૫ કરોડ ગજ.
૧૯૦૭—૧૭ કરોડ ૨૦ લાખ ગજ.
૧૯૦૮—૨૨ કરોડ ૯૦ લાખ ગજ.
૧૯૦૯—૧૩ કરોડ ૨૦ લાખ ગજ.

રંગીન લુગડાં—મુંબઈ.

૧૯૦૬— ૮ કરોડ ગજ.
૧૯૦૭—૧૭ કરોડ ગજ.
૧૯૦૮—૨૨ કરોડ ૯૦ લાખ ગજ.
૧૯૦૯—૧૩ કરોડ ૨૦ લાખ ગજ.

કલકત્તા.

૧૯૦૬— ૭ કરોડ ૧ લાખ ગજ.
૧૯૦૭—૫ કરોડ ૭૪ લાખ ગજ.
૧૯૦૮—૬ કરોડ ૧૦ લાખ ગજ.
૧૯૦૯—૪ કરોડ ૬૭ લાખ ગજ.

કરાંચી.

૧૯૦૬—૪ કરોડ ૧૨ લાખ ગજ.
૧૯૦૭—૩ કરોડ ૨૪ લાખ ગજ.
૧૯૦૮—૪ કરોડ ૨૯ લાખ ગજ.
૧૯૦૯—૨ કરોડ ૯૯ લાખ ગજ.

છીંટ મુંબઈ.

૧૯૦૬—૧૨ કરોડ ૫૫ લાખ ગજ.
૧૯૦૭—૧૨ કરોડ ૫૮ લાખ ગજ.
૧૯૦૮—૧૨ કરોડ ૬૦ લાખ ગજ.
૧૯૦૮— ૮ કરોડ ૬૬ લાખ ગજ.

કલકત્તા.

૧૯૦૬—૮ કરોડ ૬૫ લાખ ગજ.
૧૯૦૭—૪ કરોડ ૮૦ લાખ ગજ.
૧૯૦૮—૭ કરોડ ૩૦ લાખ ગજ.
૧૯૦૯—૪ કરોડ ૯૫ લાખ ગજ.

કરાંચી.

૧૯૦૬—૬ કરોડ ૩૪ લાખ ગજ.
૧૯૦૭—૬ કરોડ ૧૭ લાખ ગજ.
૧૯૦૮—૬ કરોડ ૪૯ લાખ ગજ.
૧૯૦૯—૪ કરોડ ૭૯ લાખ ગજ.

આ રિપોર્ટ ઉપરથી જણાઈ આવે છે કે ઇ. સ. ૧૯૦૬ થી હિંદુસ્થાનમાં મેન્ચેસ્ટરનો વિલાયતી માલ દિન પ્રતિદિન બહુ ઓછો આવતો થયો છે. સ્વદેશીના હિમાયતીઓ એ જાણીને, પોતાના પ્રયાસને સુફળિત થતો જોઇને, આનંદ પામ્યા વગર રહેશે નહિં. આ બધું ફળ સ્વદેશી આંદોલનનુંજ છે. જેટલો માલ મેન્ચેસ્ટરથી ઓછો આવતો ગયો છે તેટલોજ માલ હિંદુસ્થાનની બનાવટનો વધારે વપરાયલો હોવો જોઇએ. કારણ કે ૧૯૦૬ ની સાલથી હિંદમાં મીલ ઉદ્યોગ તો શું પણ બીજા દરેક ઉદ્યોગો વધવા લાગ્યા છે. અને તે ઉદ્યોગ કરનારાઓ સારો નફો કરવા લાગ્યા છે. હિંદુસ્થાનની ૩૦ કરોડની પ્રજા જો એક મન, એક પ્રાણ અને એક ધ્યાનથી પોતાના દેશનોજ માલ વાપરવા લાગશે તો ખાત્રીપૂર્વક કહી શકાય છે કે દરેક પરદેશી માલની આયાત ઓછી થઇ જશે. જે પ્રમાણે પરદેશી કાપડ ઓછું વાપરવામાં આવે છે તેજ પ્રમાણે હવે આ દેશનું અનાજ પરદેશ ચઢાવતાં અટકવું જોઇએ તો કરોડો ગરિબ હિંદીવાનો દુકાળના વારંવારના દુઃખમાં સપડાતાં બચી જશે. અને એક દિવસ પાછો એવો જલદીથી આવી પહોંચશે કે જે દિવસે હિંદુસ્થાન ધન, ધાન્યથી પરિપૂર્ણ કહેવાશે. અને દશે દિશામાં હિંદુસ્થાનનો જય જયકાર કહેવાશે.

ધનુર્ધારી.



# एक योगीनो चमत्कार !






મારા દેશના યોગી લોકો કેવી અદ્‌ભુત વિદ્યા જાણે છે તેનાં અનેક ઉદાહરણો હજુ પણ મળતાં જાય છે. એક સમય એવો હતો કે તે સમયે એવા અનેક યોગીઓ અને ઋષિયો હતા કે જેઓ પોતાનો આત્મા બીજાના શરીરમાં પેસાડી અથવા મરેલાં માણસોના આત્મા જીવતાઓના શરીરમાં પેસાડી મરજી મુજબ પ્રશ્નો પૂછી શકતા. બીજાના મનની ધારેલી વાત તરતજ કહી આપતા અને તેનો ઉત્તર પણ આપતા. પોતાનું કિંવા બીજાનું ઘરડું શરીર બદલી પોતે કિંવા બીજાને જુવાન બનાવી દેતા. હમણાંના સુધરેલા જમાનામાં એ બધી વિદ્યાઓનાં નામો પણ સુધરેલાં થઇ ગયાં છે. મેસમેરિઝમ, હિપ્નોટિઝમ વિગેરે વિદ્યામાં હોશીઆર બનેલા-પછી તે પૂરી જાણતા હોય કે નહિં તે તો ભગવાન જાણે ! એવા માણસો જ્યાં ત્યાં પૈસા કમાવા માટે અનેક જાતના રંગ ઢંગ કરે છે ! પરંતુ જેઓ ખરા યોગીઓ છે, હજુ પણ યોગની ચમત્કારિક વિદ્યાઓ જાણે છે. તેનાં ઉદાહરણો આપણને મળતાં જાય છે ત્યારે આપણી પ્રાચીન વેદ વિદ્યાની ખરી ખુબીનાં યશોગાન કરવાની તક મળે છે. અને ઋષિ મુનિથી ભરેલી ભારત-ભૂમિને, ગદ્‌ગદ્ કંઠે દંડવત્ પ્રણામ થઇ જાય છે. હમણાં એક એવાજ યોગીના ચમત્કારની વાત બહાર આવી છે. અમૃતસરના "ઉપદેશક" નામના પત્રમાં પંડિત અમરનાથ શર્માએ આ લેખ લખ્યો છે. અને તેજ પંડિતજીએ, આ ચમત્કાર પોતાની નજરે જોયો છે એવી ખાત્રી આપે છે. તે યોગીરાજનો અદ્‌ભુત ચમત્કાર અમે પંડિતજીના શબ્દોમાંજ નીચે પ્રકટ કરીએ છીએ.

" લગભગ છ સાત વર્ષથી એક ચમ્પાનાથ નામનો યોગી, દર વરસે વૈશાખ મહિનામાં, જમ્મૂ આવતો હતો. નગરથી બે માઇલ વેગળે, તવી નદીના કિનારા ઉપર તેમનો મુકામ રહેતો. મ્હારી સાથે તેમની ગાઢી મિત્રતા હતી. યોગી નિઃસ્વાર્થિ અને સ્વતંત્ર મિજાજના પુરૂષ હતા. તેમણે ઘણી વખત અસરકારક દવાના ટુચકા બતાવ્યા હતા. તે ટુચકા બતાવવામાં સરળ હતા પણ તે ઘણા રામબાણ જેવા અસરકારક હતા. યોગીની ઉમ્મર લગભગ ૭૦ વર્ષની હતી. તેમનું શરીર હષ્ટ પુષ્ટ હતું.

બે વર્ષ થઇ ગયાં હતા. યોગી હરિદ્વારથી જમ્મૂ આવ્યા હતા. પરંતુ આ વખતે મ્હને જણાયું કેઃ તેમનું શરીર બહુ દુર્બળ થઇ ગયું છે. મેં કારણ પુછ્યું ત્યારે કહ્યું કેઃ " આ વખતે હરિદ્વારમાં કેટલાક મિત્રો મળી ગયા તેથી તેમણે દારૂ બહુ પિવડાવ્યો. તેથી છાતી બળી ગઇ. હવે આ શરીર નકામું થઇ ગયું છે. " છેવટે યોગીએ કહ્યું કેઃ " હવે શરીર બદલવું પડશે. " યોગીના આ શબ્દોથી મેં જાણ્યું કે તેઓ મરણ પામવાની વાત કહે છે. પરંતુ એક દિવસ એકાન્તમાં તેઓએ મ્હને કહ્યું કેઃ જો તું મ્હારી એક વાત મનમાંજ રાખે અને કોઇ બીજાને કહે નહિં તો હું મ્હારો વિચાર ત્હને જણાવું. મ્હેં કહ્યું કેઃ ખુશીથી કહો. હું કદીપણ કોઇને કહીશ નહિં. " મ્હારા શબ્દો ઉપર વિશ્વાસ રાખીને યોગીએ કહ્યું કેઃ ઠીક, આજે સાંજે એક બાટલી દારૂ, એક પ્યાલો ભરીને માંસ અને એક પ્યાલો ભરીને ખીર મારી પાસે લાવજે. મેં તેજ પ્રમાણે કર્યું. ત્રણે વસ્તુઓ લેઇને હું સન્ધ્યા વખતે યોગી પાસે ગયો. તે જોઇને યોગી તરતજ ઉઠ્યા અને મ્હને સાથે લઇને કબ્રસ્તાન તરફ ચાલવા લાગ્યા. આ સમયે અરધી રાત વીતિ ગઇ હતી.

એ દિવસે નગરમાં એક રંગરેજનો જુવાન છોકરો જલાલુદીન મરણ પામ્યો હતો. તે છોકરો ઘણો ખુબસુંરત અને જુવાન લઠ્ઠ હતો. તેની સૌંદર્યતાથી આખું ગામ તેને ઓળખતું હતું. કબ્રસ્તાનમાં જઇને યોગી રાજ પેલી કબ્ર આગળ આવી પહોંચ્યા. યોગીએ મ્હને તે કબ્રથી છ ગજ વેગળે બેસાડીને મ્હારી આસપાસ એક ચક્ર બનાવી દીધું. અને કહ્યું કેઃ હું ત્હને ગમે તેટલો બોલાવું તોપણ તું આ ચક્રથી બહાર નિકળતો નહિં, હાથ લાંબો કર તો આ દારૂ વિગેરે ત્રણે વસ્તુઓ એક પછી એક મ્હને આપી દેજે. "

ત્યાર પછી યોગીએ કબ્રની બાજુની જમીન ચોરસ ખોદી. પછી યુવકની કબ્ર ખોદી તેમાંથી જલાલુદીન ( યુવક ) નું મુડદું બહાર કાઢી પોતે ચોરસ ખોદેલી જમીનમાં સુવાડી દીધા. તે પછી કબ્રની ઉત્તર બાજુએ લગભગ પાંચ ગજ વેગળે થોડીક જમીન ચોરસ ખોદી અને તેના ઉપર પોતે સુઇ ગયા. અર્ધા કલાક પછી તેનું શરીર તડફડવા માંડયું. મોઢામાંથી જરાક

# चित्र माळा.



## १ न्याय मूर्ति चंदावरकर जज्ज.

આજના અંકના મુખ પૃષ્ઠ ઉપર અમે કોંગ્રેસના આગલા એક ચુસ્ત હિમાયતી, ન્યાયમૂર્તિ રાનાડે અને જસ્ટીસ તેલંગ જેવા જ્ઞાની, ઉદાર અને પરોપકારી દેશ ભક્તોનાં વચનામૃતને હૃદયના કેન્દ્રમાં સ્થાન આપનાર, પ્રાર્થના સમાજ--બ્રહ્મો સમાજના એક મહાન ઉપાસક, વિદ્વાન, જ્ઞાની અને બુદ્ધિશાળી, ન્યાયમૂર્તિ શ્રીયુત ચંદાવરકર જજ્જની છબી ભેટ આપીએ છીએ. ન્યા. મૂ. ન્યાયાસન ઉપર આવતાં પહેલાં કોન્ગ્રેસમાં ઉલટથી ભાગ લેતા હતા એટલુંજ નહિં પણ તેઓશ્રીએ કોંગ્રેસના પ્રમુખ થવાનું માન મેળવ્યું છે. તેઓનું પ્રમુખપદ ઉપરથી થયેલું ભાષણ ખાસ વાંચવા અને મનન કરવા જેવું છે. મુંબઇ ઇલાકામાં જન્મ નહિં હોવા છતાં તેઓના આયુષ્યનો મ્હોટો ભાગ મુંબઇ ઇલાકાના કર્મક્ષેત્ર મુંબઇમાંજ ગયો છે. તેઓશ્રી હમણાં મુંબઇની હાઇકોર્ટના જજ્જના ઓધ્ધા ઉપર બીરાજે છે. અને તેમ છતા પણ પ્રાર્થના સમાજના નિયમો ચુસ્ત પણે પાળે છે. તેમના હૃદયમાં "એકેશ્વર" વાદના પડઘા ઘુમી રહ્યા છે. પ્રજાની સાથે રાજકીય સિવાયનાં કામોમાં ભેળાઇ જઇને તેઓશ્રી પ્રત્યેક પ્રસંગે મદદ કરતા રહ્યા છે. તેઓનું જીવન વૃતાન્ત પણ અમે લંબાણથી-હવે પછીના અંકોમાં આપવા માંગીએ છીએ જેથી વધુ લેખ લખતાં અટકીએ છીએ. નામદાર સરકારે દેશીઓને જે કેટલાક મ્હોટા ઓધ્ધાઓ આપ્યા છે તેમાં મુંબઇની હાઇકોર્ટમાં જસ્ટીસ બદરૂદીન પછી તેઓને જજ્જ બનાવી પોતાનું પ્રમાણિકપણું જાળવી રાખ્યું છે તે પ્રજાને સંતોષ લેવાને એક ઉદાહરણ રૂપ છે. મુંબઇની પ્રેસીડન્સી એસોશિયન તરફથી તેઓશ્રીને ઇંગ્લંડ ભાષણ કરવા મોકલ્યા હતા. તે વખતે પણ તેઓએ આ દેશની સ્થીતિનો આબેહુબ ચિતાર રજુ કર્યો હતો. ન્યા. મૂ. ચંદાવરકર એક સલલિત ભાષણ કર્તા અને અસરકારક લેખક છે. તેઓશ્રીએ વર્તમાન પત્રના તંત્રીનું પણ કામ કર્યું છે. તેઓના હૃદયમાં આ દેશની પ્રજાની ખરી સ્થીતિ રમી રહી છે. પરંતુ હવે જ્યારે તેઓ સરકારી નોકરીમાં જોડાયાં છે ત્યારે સરકારી નિયમ પ્રમાણે તેઓ પહેલાં સ્વતંત્ર હતા તે વખતના જેવી ઉલટથી આ દેશની રાજદ્વારી હીલચાલમાં વધારે ભાગ લેતા નથી. છતાં પણ તેઓ સંસારિક સમાજોમાં ભાગ લઇ પ્રજાનું કલ્યાણ થવાના માર્ગો બતાવી રહ્યા છે એટલું પણ આનંદ દાયક છે.

## २ नेपोलियन बोनापार्ट.

૧૮ મી સદીના પ્રારંભમાં ઉદય થયલા મહાનુભાવ, રાજર્ષિ અને કર્મવીર મહાત્મા, નેપોલિયન બોનાપાર્ટની છબી, આજના અંક સાથે ભેટ આપતાં અમને ઘણો આનંદ થાય છે. જગતના જેટલા કર્મ વીરોનાં જીવન ચરિત્રો અમે વાંચ્યા છે, તેમાં નેપોલિયન બોનાપાર્ટ ૧૮ મી સદીનો, પશ્ચિમ દિશાના દેશોનો પહેલા વર્ગનો વીર હતો એમ કહ્યા વિના ચાલે એમ નથી. એ મહાવીર પુરૂષે પોતાના જીવન પ્રવાહને વર્ષાદની અખંડ ધારાઓ પેઠે વહેવડાવી જગતના કર્મવીર પુરૂષોની છાતીને પ્લાવિત કરી નાંખી હતી ! મહાસાગરમાં, ગરમીનું જોર વધતાં જે તરંગો ઉછળે છે તેને જોતાંજ કાયર માણસોની છાતી ધડકી જાય છે. તેમ મહાપુરૂષ નેપોલીયનની પ્રચંડ વીરતા—સાહસ—જોઇ તે વખતના પશ્ચિમ દેશના--જ નહિં પણ પુર્વ દેશના સુદ્ધાં---રાજાઓનાં અંતઃકરણમાં સખત બ્હીક પેસી ગઇ હતી. એક સાધારણ લશ્કરી સિપાહીમાંથી સેનાપતિ, કમાંન્ડર અને છેવટે રાજગાદી ઉપર બેસી બીજા રાજાઓને થરથર ધ્રુજાવવા, એ કાંઇ સાધારણ શ્રદ્ધાવાનનું કામ નથી પણ જેના હૃદયમાં આત્મબળ છે, જેના હૃદયમાં પોતાનાં કામો ઉપર શ્રધ્ધા છે અને જેને સિધ્ધિ મેળવવાની ઉગ્ર ઇચ્છા છે તેજ મહાપુરૂષ દરિદ્રાવસ્થામાંથી રાજા બને છે. સાધારણ સ્થિતિમાંથી અસાધારણ સ્થીતિમાં જઇ પહોંચે છે.

નેપોલીયન બોનાપાર્ટ એ અઢારમી સદીના પ્રારંભ સમયમા એટલે ઇ. સ. ૧૭૬૯ માં ફ્રાન્સના કોર્શિકાબેટના આજાશિયો ગામમાં જન્મ્યો હતો. એક ખુણામાં જન્મેલા પુરૂષને તે વખતે કોઇ જાણી શકતું નહોતું કે તેના કર્મો જગતની છાતીને ધ્રુજાવી નાંખશે. તે વખતે કોઇને ખબર નહોતી કે આ સિપાહી છોકરો, અનેક જ્ઞાની અને બુધ્ધિશાળી રાજ કર્મચારીઓના બુદ્ધિ જ્ઞાનને ઓળંગી જઇ સર્વ શ્રેષ્ઠ જ્ઞાની-બુધ્ધિમાન ગણાશે. અને તે જગતના બિકણ માણસો માટે સાહસ અને ધૈર્યતાનું એક મ્હોટું ઉદાહરણ મુકી જશે. એ મહાપુરૂષના કર્મના-પ્રારંભથીજ તેણે પોતાના ફ્રાન્સ દેશનું ભલું ચ્હાઇને તેને બીજા રાજાઓના ત્રાસમાંથી બચાવ્યું હતું. દુશ્મન રાજાઓની સ્હામે ભયંકર રીતે રણ ભુમિમાં લડી વઢીને તેમનો પરાજય કર્યો હતો. પોતાના ફ્રાન્સ દેશની રાજસત્તા અને રાજનું ક્ષેત્ર ફળ વધારી ફ્રાન્સને જગતનાં રાજ્યોમાં શ્રેષ્ઠ બનાવી મુક્યું હતું. એટલુંજ નહિં પણ પ્રસિદ્ધ વોટર્લુની લડાઇ વખતે તેણે પોતાની દીર્ઘ દ્રષ્ટિ અને બાહુ શક્તિનો પરિચય આપવા માટે બર-

ફના ઢગલાવાળા આલ્પ્સ પર્વતને ઓળંગી જઇ જે મહાન પરાક્રમ બતાવ્યું છે તે માટે આખું જગત-પછી ભલે તેમાં તેના દુશ્મનો પણ હોય છતાં તે પણ-તેને ધન્યવાદ આપ્યા વિના રહેતું નથી. એજ તે-મહાપુરૂષનાં કર્મે ફ્રાન્સની ગાદીને, ફ્રાન્સના રાજ-મુકુટને અને ફ્રાન્સની પ્રજાને જગતના ઇતિહાસની દ્રષ્ટિમાં "સમર્થ" પણું અપાવ્યું છે. ઇતિહાસ મુક્ત કંઠે કહે છેઃ-આજ સુધી, પશ્ચિમના બીજા કોઇ-પણ રાજાએ તેવું "સમર્થ" પણું બતાવ્યું નથી અને તેવી કીર્તિ મેળવી નથી. તેમજ તેવું સાહસ, તેવું વિરત્વ અને તેવી આત્મ શ્રધ્ધા બતાવી નથી. તેવી દેશભકિત અને તેવી લોકપ્રીયતા પણ બતાવી નથી."

આ મહા પુરૂષ એક વખત બળવાન રાજા થયો હતો. સમયના બદલાવા સાથે તેજ એક વખત સેન્ટ હેલીના નામના બેટમાં કેદી તરીકે વિચાર કરતો બેઠો છે. આ પત્રમાં રા. રા. "મકરંદ" તરફથી "ફ્રાન્સની સ્વતંત્રતા" નામનો ઐતિહાસિક લેખ લખાવાનો છે અને તે લેખમા નેપોલીયન બોનાપાર્ટનું જીવન વૃતાન્ત ઉપરાંત ફ્રાન્સ દેશનો બધો ઇતિહાસ લખાવાનો હોવાથી આ સ્થળે અમે વિશેષ લખાણ લખી પુનરોકતી કરીશું નહિં.

## ૩ આદિશ્વર ભગવાનની મોટી ટુંક-પાલીતાણા.

હિંદુસ્તાનમાં અમારા જૈન ભાઇઓના કેટલાંક પવિત્ર તિર્થ સ્થળો છે. એ તિર્થ સ્થળોમાં જઇ, ત્યાંની યાત્રા કરી, ધાર્મિક જૈન ભાઇઓ મન, વચન અને કર્મની શુધ્ધિ કરે છે. તિર્થ સ્થળોમાં જઇ મોજ મઝા કરી એ કાંઇ તિર્થ કરવાનું સાર્થક ગણાતું નથી પણ જેમ યોગી, તપસ્વીઓની પર્ણકુટીમાં જઇ મનુષ્ય પોતાની જીંદગી સફળ કરવા માટે કેટલાક પ્રયોગો કરે છે. કેટલાક ઇન્દ્રિય દમન કરી, મનનો સંયમ કરી, કર્મમાં પ્રવૃત્ત થઇ, ઇશ્વરોપાસના કરવામાં લાગી જાય છે. તેમ આ સ્થાનો પણ મનુષ્યને માટે એક પ્રકારના યોગમાં યોજે છે. જેઓ યોગમાં પ્રવૃત્ત થાય છે-પછી તે નાનો કે મ્હોટો તેઓ-જીંદગીનું ધ્યેય જે અખંડ અનંત સુખ તે મેળવે છે. આ નશ્વર સંસારમાં જન્મ પામીને અવિનશ્વર જે પરમ આનંદ તે પરમ દયાળુ, પરમ કૃપાળુ પરમાત્માનું ધ્યાન ધારણા કરી સંસારનાં દુસ્તર ચક્રમાં થઇને અનંત સુખ ધામમાં જઇ પહોંચે છે. સંસારિક કાર્યોમાં-પ્રપંચ, પાપ અને પવિત્રતાના ખાડામાં-ઘરમાં-બેસી રહીને જેઓ મન, વાણી અને કર્મ વડે અનેક પાપ કર્મો કરે છે તેઓને એક દિવસ પણ પાપ ધોવાની ઇચ્છા થાય છે, અને તે ઇચ્છા બળવાન થતાં આવાં આવાં પવિત્ર તિર્થ સ્થાનોમાં જઇ એકાંતમાં એક ચિત્તે, પરમાત્માની ભક્તિ કરવાની અને પોતાના અપરાધોની ક્ષમા માંગવાની ઇચ્છા થાય છે. પોતાની તે ઇચ્છા પરિપૂર્ણ કરવાને આવાં અનેક તિર્થ સ્થળો હોય છે. અને ત્યાં જઇને મનુષ્યો ઇચ્છાનુસાર મેળવવા શક્તિવાન થાય છે. આપણે ઘણા દાખલાઓ જોયા છે કે અમુક સ્થળે અમુકોએ અમુક અમુક રીતે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો અથવા ઇશ્વરે તેને અમુક રીતે સ્હાય કરી. પરંતુ હમણાં કળીજુગનો પહેરો છે. હમણાં તો ઘણા માણસો તિર્થ સ્થાનોમાં જઇને પણ પાપનાં પોટલાં બાંધે છે. પાલીતાણામાં આવેલી આદિશ્વર ભગવાનની ટુંક ઉપર જઇ જે જૈન ભાઇઓ મન, વાણી અને કર્મના દોષ ટાળશે અને એક ચિત્તે દેહનું અને દેશનું કલ્યાણ ઇચ્છશે, તેનુંજ જીવન સાર્થક થશે. કાઠીયાવાડમાં પ્રવાસે જનાર બંધુઓને અમે શેત્રુંજાના ડુંગર ઉપર આવેલી આ ટુંક જોવાની ભલામણ કરીએ છીએ.

## ૪ નળરાજા દમયંતીને તજી જાય છે.

હિંદુસ્થાનના પ્રખ્યાત ચિત્રકાર રાજા રવિવર્માના ચિતરેલા ઉપલા ચિત્રમાં, વિદર્ભદેશના પ્રતાપી નળરાજા પોતાની પતિવ્રતા પત્નિને તજી ચાલ્યા જાય છે તે બતાવ્યું છે. શાપના પ્રતાપથી નળરાજા કુરૂપ થઇ, ચિત્ત ભ્રમ થઇ, જંગલે જંગલ ભટકે છે. તેની સતિ પત્નિ પણ તેની સાથે સાથે રહી પોતાના પતિવ્રતપણાને જાળવવા યત્ન કરી રહી છે. નળરાજાની પાછળ કળિ નામનો એક દેવ, તેને સતાવવા લાગ્યો છે. કળિ નળના હૃદયમાં પ્રવેશ કરી દમયંતીને જંગલમાંજ ટળવળતી મુકી નળરાજાને ન્હાસી જવાની બુધ્ધિ સુઝાડે છે. નળરાજા તેને મધ્યરાત્રે એકલી મુકી, પહેરેલા એક વસ્ત્રમાંનું અડધું ફાડી લઇ પોતે તેજ દિશામાં ન્હાસી જાય છે. આ દંત કથાને લઇને ઉક્ત ચિત્ર દોરાયું છે. ધન્ય છે રાજા રવિવર્માની પીંછીને, તેણે આ ચિત્રને ચિત્તાકર્ષક દોર્યું છે.

## ૫ દમયંતીની વિરહ દશા.

આ બીજું ચિત્ર પણ તેજ પ્રખ્યાત ચિત્રકારનું બનાવેલું છે. નળરાજાના ન્હાસી જવા પછી પતિવ્રતા સતિ દમયંતિની જે ખેદકારક સ્થીતિ થાય છેઃ તે આ ચિત્ર જોવાથી જણાય છે. પતિ વિયોગને લીધે તેનું હૃદય ઉદાસીન થઇ ગયું છે. તેના મુખ ઉપર શોક દુઃખની ગંભીર છાંયા પથરાઇ ગઇ છે. છતાં આ વખતે તેણે કોનો આશ્રય શોધ્યો છે? અનાથ ભીખારણી જેવી થઇ રહેવા છતાં તેણે જગતની પતિવ્રતા સ્ત્રીઓને શું શિખવ્યું છે? પતિથી વિમૂખ થયલીની મુખ મુદ્રા ઉપરથીજ જણાઇ આવે છે કેઃ આ જગતમાં અનાથનો નાથ, અબળાનું બળ, અને અસહાયનો સહાયક, તે સર્વ શકિતમાન પરમાત્માજ છે. મનુષ્યને જ્યારે કોઇનો આધાર નહોય, કોઇની દયા મળતી નહોય ત્યારે માત્ર તે પરમાત્મા ઉપરજ ભરોંસો રાખવાથી તે આશ્રય આપે છે. તે સહાય થાય છે અને તે દયાનાં અમૃતમય બિંદુઓનો વરસાદ વરસાવે છે. નળ દમયંતીની કથા જેઓએ વાંચી છે તેઓને ખબર છે કે એ પતિ પત્નિએ બેહદ દુઃખો વેઠયાં છે છતાં ધર્મ છોડયો નથી. ત્યારેજ તેમનો જય થયો છે. સ્વર્ગના દેવોએ પણ તેમને સ્થાન આપ્યું છે. મનુષ્ય માત્રે આવાં સચ્ચરિત્રોનું અવલોકન અને અનુકરણ કરવું જોઇએ.



श्री आदीश्वर भगवानની મોટી ટુંક—પાલીતાણા.



श्री आदीश्वर भगवाननी मोटी टुंक—पालीताणा.

# સ્પેનની સ્વતંત્રતા.

૮

ત્યાર પછી શું થયું?–છેલ્લી લડાઇમાં પરાજય મેળવ્યા પછી બાદશાહ ફિલિપ નિરાશ હૃદયે માત્ર બે વરસ જીવવા પામ્યો. ૧૫૯૮ ની ૧૩ મી સપ્ટેમ્બરે તેનું મૃત્યુ થયું. તેનો પુત્ર ૩ જો ફિલિપ રાજ ગાદીએ બેઠો. તેની સાથેજ ચારે દિશામાં બળવાનો અગ્નિ બળી ઉઠયો. પૂર્વના પુરૂષોએ અશેષ યત્નો વડે જે સઘળા દેશો મેળવ્યા હતા તેમાંના કેટલાક ત્રીજા ફિલિપે ધીમે ધીમે ગુમાવ્યા. ઇ. સ. ૧૬૦૯ માં સ્પેનમાંથી "મોરીસ્કસ" નામની ખેડુત જાતિને બોયકોટ કરવાથી ખાવાનું અનાજ મળવું મુશ્કેલ થઈ પડયું. દારૂણ દુર્દશામાં દેશ ડુબવા લાગ્યો. "બુરબોં" નામનો રાજવંશ બળવાખોર થઇ ઉઠયો. અને "મારમર" ડયુક સ્વતંત્ર થઇ બેઠો. ત્યાર પછી ઇ. સ. ૧૬૨૧ માં ચોથો ફિલિપ અને ૧૬૬૫ માં બીજો ચાર્લસ ગાદી પર બેઠો. તેમના પછી તો સ્પેન રાજવંશનો ઉચ્છેદજ થવા આવ્યો. ઇ. સ. ૧૭૦૦ માં ફ્રાન્સના રાજા ચૌદમા લુઇનો પૌત્ર "બુરબોં" ના વંશનો પાંચમો ફિલિપ સ્પેનનો રાજા થયો. ઇ. સ. ૧૭૨૪ ના કેટલાક મહિના સુધી એ વંશનો પહેલો લુઇ, રાજાની ગાદીપર બેઠો હતો પરંતુ ત્યાર પછી ફરીથી પાંચમા ફિલિપે રાજ અધિકાર મેળવ્યો. તેના મૃત્યુ પછી છઠ્ઠો ફર્ડિનાન્ડ (ઇ. સ. ૧૭૪૬) માં, ત્રીજો ચાર્લસ (૧૭૫૯ માં, ચોથો ચાર્લસ. (ઇ. સ. ૧૭૮૮) માં, સાતમો ફર્ડિનાન્ડ (ઇ. સ ૧૮૦૮) માં, સ્પેનનું રાજ સિંહાસન મેળવ્યું હતું. છેલ્લા રાજાના રાજ અમલ વખતે, ફ્રાન્સમાં નેપોલિયન સિંહની વિશાળ ગર્જના થઇ રહી હતી. નેપોલિયનની દ્રષ્ટિ સ્પેન ઉપર પડતાં તેણે સ્પેનને જીતી લીધું. ત્યારથી નેપોલિયનના ભાઇ જોસફ બોનાપાર્ટે ૧૮૦૮ થી ૧૮૧૩ સુધી સ્પેનની રાજ ગાદી ભોગવી. જોસફ બોનાપાર્ટના વખતથી સ્પેનમાં નાના પ્રકારની ફાટફૂટ ચાલવા માંડી. કવચિદ્ રાજસત્તાક અને કદી પ્રજાસત્તાક રાજ ચાલવા માંડ્યું. ત્યાર પછી રાણી બીજી-ઇસાબેલા સ્પેનની ગાદી ઉપર બેઠી. તેણીને પણ ૧૮૬૮ માં રાજ સિંહાસન છોડવાની ફરજ પડી. ત્યાર પછી બે વરસ સુધી "પ્રોવિઝનલ ગવર્નમેન્ટ" નીમાઇ દેશના કેટલાક મુખ્ય ગ્રહસ્થો ઉપર સ્પેન દેશનો રાજ કારભાર ચલાવવાનો ભાર આવી પડયો. ઇ. સ. ૧૮૭૦ થી ૧૮૭૩ માં "સ્યાવયેર આમેડિયર" સ્પેનની રાજ ગાદી ઉપર બેઠો. આ સમયે રાજમાં પ્રજા તરફથી મ્હોટો બળવો થયો. તેના પરિણામમાં સ્પેનમાં "પ્રજા સત્તાક રાજ્ય" સ્થપાયું. એક વરસ એ પ્રમાણે રાજ ચાલવા પછી ઇ૦ સ૦ ૧૮૭૪-૮૫ સુધી બારમો આલફાન્સો, સ્પેનની રાજગાદી ઉપર બેઠો. તેના મરણ વખતે તેની સ્ત્રી ગર્ભવતી હતી. તે ગર્ભમાંથી ૧૮૮૬ ની ૧૭ મી મેને દિવસે તેરમા આલફાન્સોનો જન્મ થયો. તે હમણાં સ્પેનનો રાજા છે. સ્પેનનો રાજકારભાર હમણાં બે મંત્રિ સભાની સલાહથી ચલાવવામાં આવેછે. આ રાજાના અમલમાં સ્પેનની પ્રજાએ અનેક પ્રકારે સ્વતંત્રતા મેળવી છે. પ્રજાનો મત લઇને, તેમના ચુંટી કાઢેલા પ્રતિનિધિની સલાહ પ્રમાણે, હમણાં સ્પેન દેશનો રાજકારભાર ચાલે છે. બહુ દિવસનાં વિચાર વંટોલિયાથી ખરાબ હાલતે રહ્યા પછી સ્પેન દેશમાં હમણાં સુખ શાન્તિની મનોહર છટા, ઘટા વિરાજમાન થઇ છે. દેશ પરદેશના અનેક રાજાઓનાં તરફથી પડેલાં દુઃખો સહન કર્યા પછી ત્યાંની પ્રજા હવે સુખે સ્વચ્છંદ જીવન વિતાડે છે. ૪૦૦-૫૦૦ વરસ ઉપર જેઓ સ્પેનની પ્રજાને ગુલામગીરીની ઝુંસરીમાં ઘસડી આંગળીને ટેરવે નચાવતા હતા તે દુષ્ટ અને જુલમી રાજાઓનો નાશ થયો છે. અને તેઓનો અહંકાર ધુળમાં મળી ગયો છે. જેઓએ એવુંજ ધાર્યું

હતું કે હવે એ પ્રજા અમારી ગુલામગીરીમાંથી, અમારી સત્તાના બળવડે, કદીપણ વેગળી થશે નહિં તેનું નામ નિશાન પણ રહ્યું નથી! વિધિએ જુલમી રાજાઓના લેખને ફેરવી નાંખ્યા છે, પરમેશ્વરે પોતાની લીલા બતાવી આપી છે. દુઃખી પ્રજા, અટલ દેશ ભક્તિ અને દેશ પ્રીતીથી એક સમય સુખી થઇ છે. સ્પેન દેશની પ્રજા હવે સુખ શાંતિથી આનંદ ભોગવી રહી છે. હમણાના રાજા, તેરમા આલફાન્સોને એક પુત્ર થયો છે. એ પાટવી રાજકુમાર સ્પેનનો ભવિષ્યનો ગાદી વારસ થશે.

ક્યાંથી ક્યાં ગયા?–સ્પેનનો ઇતિહાસ લખતાં લખતાં ક્યાંથી ક્યાં ગયા? આ વાત હમણાં મન ઉપર આવે છે. અમેરિકાનું વિશાળ રાજ, પ્રજાના નિઃશ્વાસથી ચાલ્યું ગયું. રાજા સાતમા ફરડિનાન્ડના રાજ અમલમાં કેટલાક દ્વીપ શીવાય અમેરિકા સ્પેનના હાથમાંથી જતું રહ્યું. તે બધા દ્વીપ પણ ત્યાર પછીના સમયે સ્પેનની ગુલામગીરીની ઝુંસરી તોડી સ્વસ્થ થયા છે. તેરમા આલફાન્સોની ન્હાની વયમાં તેની માતા મેરિયા ક્રિશ્ચિયાના પ્રતિનિધિત્વ સમયે ક્યુબા અને ફિલિપાઇન બેટોએ સ્વતંત્રતા મેળવી. યુરોપનો સઘળો અધિકાર તો પહેલાંથીજ સ્પેનના હાથમાંથી ચાલ્યો ગયો હતો. ૧૭૧૨ માં "યુટ્રેક્ટ" ની સંધિની સરતો પ્રમાણે ઇટાલીનો બધો અધિકાર અને સાર્ડિનિયા, માઇનર્કા, જિબ્રાલ્ટર, અને સેન્ડર્સ, સ્પેનની સત્તામાંથી નિકળી ગયાં!

ઈ. સ. ૧૬૪૦ માં પોર્ટુગાલ અને તેના બાજુના રાજ્યમાંથી સ્પેનનું રાજ્ય ચાલ્યું ગયું હતું. અને ઇ. સ. ૧૬૫૫ માં જામેકા બેટમાંથી અને ૧૬૦૯ માં સ્પેનને હોલાન્ડમાંથી હાંકી કહાડ્યું હતું. શોધી ખોલી અમે તે કેટલું બતાવી શકીએ? બહુ અહંકારી, બહુ જુલમી, બહુ ત્રાસ દાયક અને બહુ દુઃખ દાયક સ્પેન રાજ્યનો જુલમી રાજ કારભાર નાશ પામ્યો! અમેરિકાના પ્રત્યેક દેશો, પેરૂ, બોલિવિયા, મેક્સિકો, બ્રેઝીલ, આદિ દેશો, જે રીતે સ્પેનના હાથમાંથી ચાલ્યા ગયા છે અને તેઓએ જે રીતે સ્વતંત્રતા મેળવી છે તેનું વર્ણન લખવા બેસતાં એક એક મ્હોટો ગ્રંથ થાય. સ્વતંત્ર રહેવાની ગતિનો પ્રતિરોધ–અટકાવ–કરવાથી, સંસારના સઘળા પદાર્થો પોતાની શકિતનો પ્રકાશ કરવાનો યત્ન કરે છે. માણુસ તો વેગળે રહ્યાં પણ જડ વસ્તુઓમાં પણ તેનું ખરૂં ઉદાહરણ મળે છે. જળ એક પ્રવાહી પદાર્થ છે. જળના જેવી સહિષ્ણુતા બીજા પદાર્થમાં નથી. છતાં પણ જો જળની ગતિ કોઇ રોકી શકે છે તો તે જળ પોતાનું પુરૂં જોર બતાવી આપે છે. તેનું સખ્ત બંધન ટુટી જાય છે. અને એક વખત દેશમાં જળ પ્રલ્લય કરી મૂકે છે. મ્હોટા મ્હોટા બુદ્ધિમાન અને કળાબાજ માણુસોએ નદીઓ ઉપર પૂલ બાંધીને જે બુદ્ધિ બતાવી છે. તેમને ખબર છે કે જળ જેવી ક્ષુદ્ર જણાતી વસ્તુનો કુદરતી હક લુંટાઇ શકાતો નથી. તેનો કુદરતી વેહેવાનો હક છે તેને રોકી શકાતો નથી. તો પછી માણુસ જેવી ચૈતન્ય શકિતનો કુદરતી હક લુંટવા અને ધ્રુંદવા માંગનાર જુલમી રાજાઓની શી દશા થાય? તે વિચારવું મુસ્કેલ નથી. અનેક દેશના ઇતિહાસો જુવો! અનેક જુલમી અને અહંકારી પાપી રાજાઓના વૃત્તાન્તો વાંચો! કોઇ પણ નિષ્પક્ષપાતી મનુષ્ય એમ નહિં કહેશે કે જુલમી રાજાઓનાં રાજ નષ્ટ થયાં નથી! જુલમ કરનાર રાજાઓનો એક એક સમયે નાશ થયો છે! તેમનો અહંકાર ઉતરી ગયો છે! પછી તે વેહેલે કે મોડે! ગરીબ દેખાતી પ્રજા પણ ભયંકર જુલમ અને દેખીતો અન્યાય થતાં ચમકી ઉઠે છે! કહો કે જાગ્રત થઇ ઉઠી પોતાના હકક માટે જીવનનું બળીદાન આપવા તયાર થઇ ગયલી છે! જુલમી રાજાઓને નજીવી દેખાતી પ્રજા શકિતએ પણ રાજાની વિશાળ શકિતનાં બંધનો છેદી ભેદીને તેમાંથી સ્વતંત્રતાનું અખંડ સુખ મેળવી લીધું છે! જેમ જળના પ્રવાહને રોકતાં જળનો મહાન વેગ તેનાં બંધનોને તોડે છે તેમ સ્પેનની પ્રજાએ રાજાનાં

જુલમી બંધનોને તોડી નાંખી જગતના લોકોને અને જુલમી-દૂષ્ટ-અન્યાયી-પાપી-અને અહંકારી રાજાઓને એક મ્હોટું શિક્ષણ આપ્યું છે. સ્પેનની પ્રજા જુલમને લીધેજ કંટાળીને જાગી ઉઠી હતી. અનેક વરસની પરતંત્રતામાં રહીને મરણને કાંઠે પડેલા તેમના દેહમાં પણ પ્રાણનો સંચાર થતો હતો. સ્પેનના અત્યાચારને લીધે છેવટે તે દેશના અધિક ખંડીયા રાજાઓ પણ એક રાજાનું બંધન-આધિપત્ય-કબુલ કરતા નથી. સ્વદેશના કે વિદેશના, કોઇ પણ રાજાનું ઉપરીપણું સ્વિકારતા નથી. તેઓ હમણાં સંપૂર્ણ રૂપે સ્વતંત્ર છે. તે સઘળા દેશોમાં હમણાં પ્રજાસત્તાક-પાર્લામેન્ટ જેવું-રાજ ચાલે છે. પ્રજાના ધન માનની રક્ષા થાય છે. પ્રજા કહે છે તેજ પ્રમાણે દરેક કામ ચાલે છે. પ્રાણી માત્ર સ્વતંત્રતા ચ્હાય છે. આકાશમાં ઉડતાં પક્ષીઓને પકડી લાવી ઉંચા, પ્રકારનાં મિષ્ટાન્ન આપીને તેને સોનાના પિંજરામાં ઘણા લાડ પૂર્વક રાખવા છતાં પણ એક દિવસ જો પિંજરાનું બારણું ઉઘાડું રહી જાય છે તો તે સ્વતંત્ર રહેવાનેજ ગગનમાં ઉડી જાય છે. ગમે તેવા સુખમાં રહેવા છતાં પણ પારકાની સત્તા નીચે પિંજરામાં પડી રહેવાનું પક્ષીઓ પણ સ્વિકારતાં નથી. તેમાં પણ તે દુઃખ માને છે. જંગલમાં ફરતાં ચોપગા જનાવરની પણ એવી સ્થીતિ છે. તેઓ પણ સ્વતંત્ર અને જંગલમાં ફરવામાંજ આનંદ માને છે. સ્પેનના રાજ અમલ વખતે, સ્પેનના તાબાના દેશોની પ્રજાની પણ એવીજ અવસ્થા હતી. તેઓ પણ પોતાના ઉપરનું સ્પેનનું રાજ બંધન તોડી ફોડી ફેંકી દેવા ચ્હાતાં હતાં. તેમની તેવી આશા ઇચ્છા એકી વખતે નહિં પણ ધીમે ધીમે-ઘણે વરસે પણ સફળ થઈ! ઇશ્વરે કુદરતના કાયદાનો અમલ બતાવી દીધો. અને તે જગતના રાજાઓની નજર આગળ ઇતિહાસ રૂપે મૂકી દીધો!

**ઉપસંહાર.**

સ્પેન દેશ, ન્યુકેસ્ટિલ, ઓલ્ડ કેસ્ટિલ, લિયન, ગિલિસિયા, વેલેન્સિયા, વિગેરે આઠ ભાગે વેહેંચાયલો છે. તે આઠ ભાગમાં ૩૯ જીલ્લા છે. આઠ ભાગોનો કુલ્લે ઘેરાવો ૧ લાખ, ૪૩ હજાર, ૬૨૮ વર્ગ માઈલ છે. લોકોની સંખ્યા (૧૯૦૦ ની ગણત્રી પ્રમાણે) ૧ કરોડ, ૮૬ લાખ, ૧૮ હજાર, ૮૬ (બિલિયારિક, કેનેરિ, અને આફ્રિકાના ઉતર કિનારાના રાજ્યો સાથે, હતી. સ્પેનની રાજધાની માંડ્રીડ શેહેરની લોક સંખ્યા ૫૪૦૦૦૦, બારસીલોના શેહેરની લોક સંખ્યા ૫૩૩૦૦૦, ઉત્પન્ન (૧૯૦૬ ની ગણત્રી પ્રમાણે)૩, ૬૭, ૪૦૦૦૦ પાઉન્ડ. ખરચ ૩,૫૨,૩૦૦૦૦ પાઉન્ડ. રાજકીય કરજ ૪૧,૭૨,૯૬૦૦૦ પાઉન્ડ. સ્પેન રાજાનો ધર્મ "રોમન કેથૉલિક" છે. સ્પેનમાં બધા મળીને ૩૧૧૫ ધર્મ સમ્પ્રદાયો છે. તેમાંના ૨૯૧૧ રેજીસ્ટરમાં નોંધાયા છે. સ્પેનમાં ૧૯૦૧ માં ૨૫૨૪૦ નિશાળો હતી. સ્પેનમાં ૮૫૦૦૦ માઇલ રેલવેનો રસ્તો છે. બધી રેલ્વે કંપનીઓ જુદી જુદી કંપનીઓ મારફત ચાલે છે, લોઢું, કોયલા, અને તાંબુ એ સ્પેનમાં મુખ્ય ખનીજ પદાર્થો છે. દારૂ અને કપાસના તથા સુતર વિગેરે વસ્તુઓ માટે સ્પેન દેશ પ્રખ્યાત છે. બહારગામ જતા પૌંડની ગણત્રી-(ઇ૦ સ૦ ૧૯૦૫ ની ગણત્રી પ્રમાણે) ૨, ૭૭, ૯૨૦૦૦ પાઉન્ડ અને આવક. ૩. ૯,૦૧૫૦૦૦ પાઉન્ડ. સ્પેનના રહેવાશીઓનો પોણો ભાગ ખેડુત લોકો છે. સ્પેનના વેલેંસિયા દેશમાં પુષ્કળ અનાજ પાકે છે.

વિદેશીઓનો અધિકાર "ગિનિ" ઉપસાગરને કિનારે "ફરનાન્ડોપો" નામનો, એક જ્વાળામૂખી પર્વત સાથેનો, બેટ સ્પેનના તાબામાં છે. તે બેટનો ઘેરાવો ૭૮૦ વર્ગ માઈલ છે. (૨) આફ્રિકાના પશ્ચિમ કિનારા ઉપરનો "મુનિ" નદીના કિનારાનો દેશ, ૯૦૦૦ વર્ગ માઇલનો છે. (૩) સહરાના રણને પશ્ચિમે "રાઓ-ડિઓરા" નામનો દેશ. વર્ગ માઇલ ૭૦૦૦૦ (૪) આફ્રિકાના ઉત્તર પશ્ચિમ કિનારાના "કેનારિ" બેટોનો વર્ગ માઇલ ૨૮૦૮.

# परमार्थी विलवर फोर्स.

૧



જે દેશમાં સ્વજાતી પ્રેમ અને સ્વદેશાનુરાગ પૂરે-પૂરો ફેલાઇ જાય છે, તે દેશ ઉપર પરમાત્મ પ્રસન્ન થાય છે. અને અન્ન ધનના ભંડાર છલકાઇ જાય છે. તેજ દેશમાં વિશ્વ પ્રેમ અને વિશ્વ નાગરિકતા. પોતાની રમત શરૂ કરે છે. મન ઉન્નતિને ચાહે છે. મન ચંચળ છે. તે કોઇ એક ઠેકાણે સ્થિર રહેતું નથી. ધીમે ધીમે આગળને આગળ વધતુંજ જાય છે. અને વધતાં વધતાં કાર્યનો ઘેગાવો મ્હોટો બનાવી દેછે. પોતાના પછી પોતાનું કુટુંબ, કુટુંબ પછી ન્યાતજાત, ન્યાતજાત પછી મિત્રમંડળ. મિત્રમંડળ પછી સ્વદેશ બંધુ અને સ્વદેશ બંધુ પછી આખી પૃથ્વિનાં મનુષ્ય તથા બીજી જાત ઉપર પ્રેમ ઉત્પન થાય છે. હૃદય ધીરે ધીરે વિશાળ થઇને ઉપર પ્રમાણે કામ કરવા માંડેછે. [illegible]ના ઉદાહરણ તરીકે શાકયસિંહ આદી કેટલાક આર્ય [illegible]ઓ, જગતના સર્વ જીવો પ્રત્યે પોતાનું કર્તવ્ય [illegible]મજ્યા તે પુરતું છે.

माहिंस्यां सर्वा भूतानि ।
सर्वं भूतेषु समदर्शी ॥

આવી પ્રકાણ્ડ નીતિની શિક્ષા આપવામાં, ભરતખંડ સિવાય બીજો કોઇ દેશ, સમર્થ થયો નથી. માત્ર મનુષ્ય જાતિ ઉપર પ્રેમ રાખવાનું અનેક દેશોએ શિખવ્યું છે. હમણાં મનુષ્ય જાતિને માટે ઇંગ્લંડે, બીજા દેશો કરતાં ઘણું કામ કર્યું છે. અને તેણે ઉંચુ લક્ષ પણ પહોંચાડયું છે. ઇંગ્લંડમાં સ્વદેશાનુરાગ અને સ્વજાતિ પ્રેમનાં મુખ્ય કામ, ઘણા દિવસથી પુરાં થયાં છે. વ્યક્તિગત અને જાતિગત સ્વતંત્રતાની પૂર્ણતામાં ઇંગ્લંડ એ જાતનું આદર્શ છે. ઇગ્લંડ એ અમેરિકા અને યૂરોપનો રાજ નીતિક ગુરૂ છે. એ દેશને છોડીને આગળ જવા પહેલાં અમે બતાવીશું કે ત્યાં માનવ પ્રેમ અને જગતાનુરાગનાં કયાં કયાં કામો થયાં છે. કયા કયા સન્યાસિયોએ, એ મહદ યજ્ઞમાં પોતાની આહુતી આપી છે. અમે માત્ર ત્રણ સન્યાસિઓનું જીવન વૃત્તાન્ત વખાણીશું. વિશ્વ પ્રેમીનું જીવન ઘણુંજ ઉત્કૃષ્ટ હોય છે. તેમનું જીવન વૃત, દેવતાઓને માટે પણ અનુકરણીય છે. તે મહાપુરૂષો એવા હોય છે કે સઘળા લોકો જેનો તિરસ્કાર કરે છે, તેના તરફ તે મહાન પુરૂષો ધ્યાન પૂર્વક જુવે છે. જે જીવાત્માઓ બીજાના પગ નીચે કચડાયા જાય છે તેની રક્ષા કરવાને, મહાપુરૂષો પોતાના જીવની દરકાર કરતા નથી, જેઓને બધા લોકો સતાવે છે તેને તેઓ શરણમાં લેછે. જેઓ દુઃખ પામેછે તેનાં દુઃખનું નિવારણ કરેછે. જેઓને શોક થાય છે તેઓને ધૈર્ય આપે છે. અને હેમનાં આંસુ લુછે છે. અસહાયને સહાયતા આપે છે. જેઓ પડે છે તેઓને પોતાને હાથે ઉઠાડી આપે છે. દૂર્બળ મનુષ્યોનું બળ વધારી આપે છે. જે જાતિ બીજી જાતિના પગ નીચે કચડાય છે તે ગુલામગીરીમાં સબડતી જાતિનો પક્ષ ખેંચી સ્હામા પક્ષ સાથે લડેછે. મહાપુરૂષો એવા હોય છે. જેઓના હૃદયમાં ન્યાય છે, જેઓ પરમાત્માને હૃદયની સ્હામે રાખી અન્યાયીઓ સ્હામે લડેછે, તેમનેજ મહાપુરૂષો કહેવામાં આવે છે. જે મહાત્માઓ, દેશ, જાતિ. વર્ણ અને ધર્મની દ્વૈતતા ભુલીને સઘળાં પ્રાણી માત્ર સાથે, સમાન ભાવથી બધાં કામો કરે છે, તેઓને મહાત્માજ નહિં પણ દેવતાઓના પણ દેવતાઓ કહેવા જોઇએ કારણ કે સ્વજાતિ પ્રેમી પુરૂષો અમારા ઉપાસ્ય દેવતા છે. પણ વિશ્વ પ્રેમી મહાપુરૂષો, તે દેવતાઓના પણ દેવતા છે. જેમ પારિવારિક પ્રેમ, સ્વજાતિ પ્રેમનો એક ન્હાનો અંશ છે તેજ પ્રમાણે સ્વજાતિ પ્રેમ એ પણ વિશ્વ પ્રેમનો એક ભાગ છે. મનુષ્ય હૃદયને ઉન્નત થવાના એ ત્રણ ક્રમ છે. એક ક્રમમાં સિદ્ધિ મેળવ્યા વિના બીજા ક્રમમાં જઇ શકાતું નથી. જેમ એક પગથિયા ઉપર ન્હડયા વિના બીજે પગથિયે ચઢાતું નથી તેમ પ્રથમ પારિવારિક (કુટુંબિક) પ્રેમ, દ્રઢ થયા વિના સ્વજાતિ પ્રેમ ઉત્પન્ન થતો નથી. અને સ્વજાતિ પ્રેમ ઉત્પન્ન થયા વિના વિશ્વ પ્રેમ ઉત્પન્ન થતો નથી. જગતના આ ત્રણ જાતના પ્રેમની ઉગ્ર સાધના કરનાર સાધકને સમયાન્તરે તે સાધ્ય થાય છે. અને તેના ઉપર દેવતા પ્રસન્ન થઇ વર આપ્યા વિના રહેતા નથી. જ્યારે એ ત્રણે સંકલ્પોની સિદ્ધિ મળે છે ત્યારેજ તે મનુષ્યને મનુષ્ય નહિ પણ મહા પુરૂષ કહેવામાં આવે છે.

પંગરૂં સ્વજાતિ પ્રેમનીજ સાધના કરી સિદ્ધિ મેળવી છે. તેમનો ઉત્કર્ષ થયો છે. તેથીજ તેને સૌથી ઉંચા ક્રમ સુધી પહોંચવાનો અધિકાર પ્રાપ્ત થયો છે. ઉંચા ક્રમમાં પહોંચ્યાથી ત્યાં અનેક વિશ્વ પ્રેમીઓનો આવિર્ભાવ જોવામા આવે છે. અમે એવા પણ વિદેશી વિશ્વ પ્રેમીઓનાં ચરિત્રો જોયાં છે. પણ આજે માત્ર એકજ મહાપુરૂષ, મી. વિલ્બર ફ્રોર્સનુંજ ચરિત્ર અમે લખીશું.

સંસારમાં, ઘણા દિવસથી ગુલામીનો રિવાજ ચાલ્યો આવે છે. બધા દેશોમાં કોઇ નહિં ને કોઇ અનિષ્ટ રિવાજનું અસ્તિત્વ જણાયું છે. કોઇ સુધરેલી રીતે બીજાં માણસોને પોતાના પગ નીચે કચડી રાખે છે ત્યારે કોઇ જૂની, જંગલી નીતિ પ્રમાણે, ખુલ્લી રીતે-ગુલામોને દબાવી રીબાવી રહ્યા છે. જો કે તેઓ ખુલ્લી રીતે પોતાનાં એ ભયંકર પાપનો સ્વિકાર કરતા નથી તો પણ તેમનું હૃદય સારી રીતે તે વાત કબુલ કરે છે. બીજા માણસના ઇશ્વર દત્ત હક્કો છીનવી લેવા અને હૃદય કબુલે છતાં તે હક્કો ન આપવા એનુંજ બીજું નામ ગુલામગીરી કહેવાય છે. પોતાના દાબમાં દબાવલાં માણસોને, ઇશ્વરના બક્ષેલા હક્કની રૂએ જે સુખ શાંતિ મળે નહિં, અથવા માણસો તરફથી જોર જુલમથી આપવામાં આવે નહિં તે પણ ગુલામગીરીજ કહેવાય. અનેક જીવાત્માઓની અસુખાકારી અથવા અશાંતિ ભરેલી હાલત જણાય તે પણ ગુલામગીરી જ કહેવાય. આવી અનેક પ્રકારની ગુલામગીરી એ એક જાતનો ભયંકર અપરાધ ગણાય છે. વિશ્વ પ્રેમીઓની અને તત્વજ્ઞાનીઓની નજરમાં તે બહુ અધમમાં અધમ કાર્ય ગણાય છે. જ્યાં સુધી એવા ગુલામોના પોકારો મહાપુરૂષોના કાન સુધી કે આંખ સુધી પહોંચતા નથી ત્યાં સુધી તો ગુલામોને દબાવી રાખનારાઓ પોતાનાં પાપનો સ્વિકાર કરતા નથી તેમજ તે ગુલામોનાં બંધનો મોચન થતાં નથી. છતાં પણ એવા ગુપ્ત ગુલામોના કરૂણા રસથી ભરેલા આંતરિક પોકારો માણસોનાં હૃદય આંખ સુધી નહિં તો પણ ઇશ્વરના હૃદય, આંખ અને પગ સુધી પહોંચી શકે છે. અને કોઈ એક દહાડો પણ તે ગુલામોની ફરિયાદ પરમેશ્વર સાંભળ્યા વગર રહેતો નથી. તે મહાન દયાળુ છે. તેનાં હૃદયમાં ન્યાય છે. તેની આંખોમાં દયા છે! તે દરેક વસ્તુને ન્યાય આપ્યા વગર રહેતો નથી! ગુલામોએ દૃઢ આસ્થા રાખી ઇશ્વર પાસે પોતાની ફરિયાદ કરતાં રહેવું જોઇએ અને પોતાનાં બંધ—વિમોચન માટે, આત્મા ઉપર શ્રદ્ધા રાખી જ્ઞાનનો વધારો કરતાં રહેવું જોઇએ. કે જેથી તેમની આધ્યાત્મિક ઉન્નતિ થાય.

ગુલામોના બંધ—વિમોચન માટે વચમાં વચમાં આન્દોલનો થાય છે. પરંતુ તેને ઉડાવી દેવાનો પ્રયત્ન, માત્ર ઇંગ્લેંડ અને અમેરિકામાંજ થયો છે. સ્પાર્ટાના હેલ્ટ, રોમના ગ્લેડિએટર અને આજકાલના હબસી ગુલામોની અધમ સ્થીતિનો વિચાર કરતાં પત્થર જેવું હૃદય પણ પીગળી જાય છે. માણસો સ્વાર્થમાં આંધળાં બની કેવી પિશાચ મૂર્ત્તિ ધારણ કરે છે તેનો નમુનો જોવો હોય તેમણે ગુલામી વ્યાપારવાળા દેશોમાં જઇ જોવાથી જણાશે કે ફાડી ખાનારાં જંગલી પ્રાણીઓ કરતાં પણ તે ગુલામી વ્યાપાર કરનારાં મનુષ્યો વિશેષ ભયંકર, વિશેષ રાક્ષસી વૃતિનાં અને વિશેષ દયાહીન છે! ગુલામોના શેઠ લોકો સાક્ષાત્ રાક્ષસો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી!

ઇ. સ. ૧૮૪૦ માં એન્યની ગારસાલેજ નામક એક પોર્ટુગીઝ કેપ્ટન, આફ્રિકાના બેટોમાં વેપાર કરવા ગયો હતો. તે સહરાને રસ્તેથી કેટલાક મૂર લોકોને પકડી લાવ્યો. અને તેઓને ગુલામ બનાવ્યા. યુવરાજ હેનરીને આ વાતની ખબર બે વર્ષ પછી પડી. યુવરાજનું કોમળ હૃદય અતિ ખિન્ન થયું. તેણે કેપ્ટનને તરતજ હુકમ કર્યો કે: "તે ગુલામોને જ્યાંથી તે લાવ્યો હોય ત્યાં મોકલી દેવા." કેપ્ટન જ્યારે તે લોકોને તેઓના દેશમાં મુકવા ગયો ત્યારે મૂર લોકો બહુ ખુશ થઇ ગયા. કારણ કે આજે તેઓનો ગુલામીની ઝુંસરીમાંથી છૂટકો થયો હતો. એક અજ્ઞાન પક્ષીને ગમે તેવા હીરા, માણેક જડેલા પાંજરામાં પૂરી રાખી તેને ગુલામ બનાવવામાં આવે છે ત્યારે તે પણ દુઃખી જણાય છે. જે સ્વચ્છંદે જંગલનાં, હાઉસ ટેક્સ વગરનાં, મૂલ્યહીન ઝાડોમાં માળો બાંધી ભરાઇ રહેવાનું પસંદ કરે છે, જે સ્વચ્છંદે જંગ-

पर વગરના ખેતરોમાં ચારો ચરી પોતાનુ' ... ખુશી છે, જે જંગલની વોટર ટેક્સ-વગરની ...માં ચાંચો બોળી પાણી પીવામાં ઉન્મત્ત રહે છે ... જેઓ સ્વચ્છંદે બીજી, કોઈપણ જાતની તાબેદારી વગર, કિંવા ટેક્સ વગર આમ તેમ ઉડીને ઝાડની ડાળો ઉપર, વન જંગલમાં વિચરી પોતાની જીંદગી સ્વતંત્ર રીતે ગાળે છે તેને ગમે તેવા કિંમતિ પાંજરામાં પુરવામાં આવે અને ત્યાં તેને નવાં નવાં મિષ્ટાન્નો જમાડવામાં આવે તોપણ શું તે કદી સુખ માને છે! નહિં, કદીજ નહિં.

ગુલામ મર લોકો પણ પોતાના દેશમાં સ્વતંત્રતા ભોગવવા પાછા આવેલા હોવાથી બહુ ખુશ થયા. કેપ્ટન સાહેબ તરફ મોટા ઉપકારની લાગણી બતાવી, કેપ્ટન સાહેબને પુસ્કળ સોનું અને દશ હબશીઓ ભેટમાં આપ્યા. કેપ્ટને તે લોકોને ઘેર લાવીને ગુલામ બનાવ્યા. એજ વખતથી ગુલામી વેપારનું બીજ રોપાયું.

જે સમયે સ્પેનના લોકોએ પશ્ચિમ તરફના ટાપુઓ ઉપર અધિકાર જમાવ્યો ત્યારે ખાણો ખોદવા અને ખેતી કરવા માટે તેઓને મજૂરોની જરૂર પડી. તેઓએ વિચાર કર્યો કે જો આફ્રિકામાંથી ગુલામો લાવીને આ કામ કરવામાં આવે તો સસ્તામાં કામ થાય. ઇ. સ. ૧૫૦૩ માં પોર્ટુગીઝ લોકો, સ્પેનના સંસ્થાનોમાં ગુલામો વેચવા લાગ્યા. ત્યાર પછી સ્પેનના વેપારીઓએ ગુલામ વેચવાના ધંધામાં બહુ નફો જાણીને તેઓ પોતેજ ગુલામો વેચવાનો ધંધો લઇ બેઠા. સોનું લાવવાને માટે તેઓ પ્રથમથીજ ગિનીના કિનારાઓ તરફ જતા હતા. પરંતુ હવે તેમાં એટલો બધો ફાયદો નહિં જોવાથી ગુલામોનો વેપાર કરવા માંડ્યો. ધીમે ધીમે તે લોકોની સરકારે પણ ગુલામી વેપારને કાયદાસર જાણ્યો. વહાણોનાં વહાણો ભરીને હબશી ગુલામોને અમેરિકા તરફ મોકલવા લાગ્યા. પરંતુ ગમે તેમ પણ તે ગુલામગીરી હતી. અનેક હબશીઓનાં આંસુઓથી આટલાન્ટિક મહાસાગરની છાતી ભરાઇ ગઇ. ઇ. સ. ૧૫૧૭ માં બાદશાહ પાંચમા ચાર્લ્સે, એક માણસને દર વર્ષે ૪૦૦૦ હબશીઓ, હસ્પાનિયા, ક્યુબા, જામેકા, અને પોર્ટરિકોમાં લઇ જવાનો પટો લખી આપ્યો. બાદશાહનાં આ અધમ કામ માટે તેને પાછળથી બહુ દિલગીરી અને પશ્ચાતાપ થયો હતો પણ તેનું કાંઇ ફળ મળ્યું નહિં. એક બીજ વાવવું જેટલું સહેલું છે તેટલુંજ, તે બીજથી થયેલાં વૃક્ષને કાપવાનું કામ સ્હેલું નથી. ફ્રાન્સના રાજા તેરમા લુઇએ પણ "ઇશ્વરનો મહિમા વધારવા અને હબશીઓના કલ્યાણને માટે (!) ગુલામી વેપારના સમર્થન માટે કાયદો બનાવ્યો હતો. અંગ્રેજોએ રાણી ઇલિઝાબેથના સમયમાં, પહેલ વહેલો એ વેપાર શરૂ કર્યો. સર જોન હોકિન્સે, એ ઉત્તમ (!) વેપારમાં સૌથી પહેલું ઉદારચિત નામ મેળવ્યું હતું. તેણે રાણી ઇલિઝાબેથના મ્હો આગળ પ્રતિજ્ઞા કરી હતી કે: જે હબશી ગુલામ બનવાની ના કહેશે તેને હું કદી પણ ગુલામ બનાવી દુઃખ આપીશ નહિં. પરંતુ તેણે તે પ્રતિજ્ઞા પાળી નહિં. તેણે થોડાજ વખતમાં અનેક હબશીઓને જબરાઇથી ગુલામ બનાવીને વહાણો ઉપર ચઢાવી દીધા! બીજી જાતિયો, હબશી લોકોને રૂપિયા આપી, રાજી કરી, ગુલામ બનાવીને લઇ જતી હતી, પરંતુ એ વેપારમાં તે સમયે સૌથી પહેલાં તે વખતના અંગ્રેજ લોકોએજ જોરજુલમ કરવા માંડ્યા. તેઓએ જબરાઇથી હબશીઓને પકડીને ગુલામ બનાવવાનો પહેલોજ રિવાજ પાડ્યો. એ રિવાજ ધીમે ધીમે ઘણો ભયંકર થઇ પડ્યો. સ્ટુઅર્ટ વંશના રાજ સમયમાં, પશ્ચિમ તરફના ટાપુઓના દરેક બજારમાં ગુલામોને સાધારણ વસ્તુઓની માફક વેચી શકતા હતા.

વાંચકોને અતિ આશ્ચર્ય ઉત્પન્ન થશે કે, ઇ. સ. ૧૭૦૦ થી ૧૭૮૬ સુધીમાં બ્રિટને કેવળ જામેકા બેટમાં ૬,૧૦,૦૦૦ (છ લાખ, દશહજાર) ગુલામો મોકલ્યા હતા ઇ. સ. ૧૬૮૦ થી ૧૭૮૬ સુધીમાં અંગ્રેજી સંસ્થાનોમાં ૨૧,૩૦૦૦૦ (એકવીસ લાખ, ત્રીશ હજાર) ગુલામો મોકલવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૭૭૧ માં, આ તિરસ્કાર કરવા લાયક વેપાર, પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો! તે વરસે અંગરેજોનાં ૧૯૨ વહાણો, ૪૭, ૧૪૬ હબશી ગુલામોને લઇને અમેરિકા મોકલવામાં આવ્યા હતાં. ઇ. સ. ૧૭૯૩ ના રિપોર્ટમાં જોવામાં આવે છે કે, સઘળું યુરોપ, દર વર્ષે ૭૪૦૦૦ હબશીઓને ગુલામ બનાવતું હતું!

दीनानाथ छगनलाल. व्यास





પુ. ૬

અંક ૯

સચિત્ર
માસિક
પત્ર

# ભારતજીવન

સપ્ટેંબર ૧૯૦૯



માનવર દાદાભાઇ નવરોજજી.

મૂલ્ય રૂ. ત્રણ, વ્યવસ્થાપક—ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.



# ભારત જીવનનો જાનેવારીનો ખાસ અંક.

[ ૧૯૧૦ ના જાનેવારી માસમાં બહાર પડશે. ]

ભારતજીવન માસિક પત્રનું નવું વર્ષ જાનેવારી માસમાં બેસે છે: જેથી અમે તેજ અંકને ઘણોજ એંચાણુકારક, વાંચવા લાયક લેખો, કવિતાઓ અને લગભગ ૭૫ થી ૧૦૦ ફોટોગ્રાફો ઉપરાંત ત્રણ રંગની ચાર ઉમદા છબીઓ સાથે બહાર પાડવાના છીએ.

આ ખાસ અંક ઘણોજ ખેંચાણકારક અને સંગ્રહ કરવા લાયક થનાર છે. કારણકે એમાં કેટલાક સુપ્રસિધ્ધ લેખકો અને કવિઓ, કવિતાઓ અને લેખો લખનાર છે. ઐતિહાસિક વીર અને શૃંગારના લેખો ઉપરાંત જુના અપ્રસિદ્ધ ઐતિહાસિક લેખો, હુન્નર ઉદ્યોગના લેખોઅને તેમને લગતા ફોટોગ્રાફોનું એક મ્હોટું લશ્કર બહાર પડશે.

⁂ આ ખાસ અંકની કીમત મુંબઇનાં ગ્રાહકોને માટે દશ આના, બહારગામનાં ગ્રાહકોને માટે પોષ્ટેજ સાથે બાર આના અને આફ્રિકાનાં ગ્રાહકો માટે ચૌદ આનાનો મનીઓર્ડર મોકલવો.

આ ખાસ અંક ગુજરાતી ભાષામાં એકજ ગણાશે. તેના પહેલા પુઠા ઉપર એક ત્રણ રંગની એવી છબી પ્રકટ કરવામાં આવશેકે જેથી આખા વર્ષનું લવાજમ એકજ અંકમાં વસુલ થઇ જશે.

વાર્ષિક લવાજમ રૂા. ત્રણ પોસ્ટેજ સાથે. આફ્રીકાના ગ્રાહકોને રૂા. ૩-૧૨-૦ પોસ્ટેજ સાથે. પત્ર વ્યવહાર—

મેનેજર-ભારત જીવન પો. નં. ૨ મુંબઇ.

મુંબઇના ગ્રાહકોએ પોતાનું લવાજમ તરતજ અમારી ઑફીસમાં ભરી જવું નહિ તો વેલ્યુપેબલથી બેરો મોકલવામાંઆવશે.



## અનુક્રમણિકા.





## ચિત્ર માળા.



૧ શ્રીયુત દાદાભાઈ નવરોજજી
૨ શ્રીયુત રૂસ્તમજી એન. વાચ્છા ગાંધી
૩ શ્રીયુત ગંગાપ્રસાદ વર્મા.



# भेटनां पुस्तको.

(૧) યોગવાસિષ્ટ અને (૨) મેવાડની સંધ્યા (ઐતિહાસિક નવલકથા) આ બે પુસ્તકો આ વર્ષમાં ભેટ આપવાનાં નક્કી થયાં છે.

પુસ્તકો છપાઇને તયાર થયાં છે. હમણાં બાઇન્ડીંગનું કામ ઝપાટાબંધ ચાલે છે. બન્ને દળદાર પુસ્તકો લગભગ ૨૫૦–૨૫૦ પાનાનાં હોવાથી તેમજ છપાઇ રહેતાં વિલંબ થવાથી હજુ બહાર પડતાં થોડીક ઢીલ થશે. અર્થાત ડીસેમ્બરની આખર સુધીમાં બહાર પડી જશે. હિંદુસ્થાનનાં ગ્રાહકોનું જેઓનું લવાજમ બાકી છે તેઓને ભેટનાં પુસ્તકો વેલ્યુપેબલથી મોકલાશે. ભેટનાં પુસ્તકોનું પોષ્ટેજ ખર્ચ લગભગ ચાર પાંચ આના લવાજમ ઉપરાંત વધુ આપવું પડશે.

**આફ્રીકાનાં** ગ્રાહકોએ રૂા. ૩–૧૨–૦ ઉપરાંત ભેટના પોષ્ટેજના ૦–૧૨–૦ વધુ મોકલવા જોઇએ. જેઓ નવાં ગ્રાહકો થયાં હોય તેમણે વધારાનો પોષ્ટલ ઓરડર **"કાલબાદેવી પોષ્ટ ઓફીસ"** ને નામે અમને મોકલવો. "જનરલ પોષ્ટ ઓફીસ" ને નામે મોકલવો નહિં. આફ્રિકાનાં જુનાં ગ્રાહકોએ લવાજમ રૂા. ૩–૬–૦ અને ભેટોનું પોષ્ટેજ ૦–૧૨–૦ મોકલવું જોઇએ. જેઓએ લવાજમ ઓછું મોકલાવ્યું હોય તેમણે બાકીના પોષ્ટલ ઓરડરો તરતજ મોકલવા,

જવાબને માટે હંમેશાં ટીકીટ બીડવી.

મેનેજર–ભારતજીવન–પોષ્ટ નં. ૨. મુંબઇ.

# આ વખતની છબીઓ.

(લખનાર-હરિહર પુરૂષોત્તમ સેવક)

આ વખતે ત્રણ છબીઓ આપવામાં આવી છે. જેમાં કવર (પૂઠાં) ઉપર જે મહા પુરુષની છબી આપી છે તેને માટે કાંઇ બોલવું એ સોના ઉપર ઢોળ ચઢાવવા જેવુંજ છે. કેમકે તેનાં કાર્યથી માતૃભૂમિનું કોઇ સંતાન અજાણ્યું નથી. જનની જન્મભૂમિ માટે ભેખ લીધેલા મહા પુરૂષનું વર્ણન કરવા બેસવું એ નિર્બળ લેખકની નિર્બળ કલમની ખંઢાર હોવાથી હુમે તે વિષયમાં કંઇપણ બોલવા માંગતા નથી, વિષેશતઃ તેઓને ચાલુ મહિનામાં વરસ બદલાયું છે. જે વિષયમાં અધિપતિએ નોંધચર્ચામાં ઘણું લખ્યું હોવાથી માત્ર હિંદના દાદા દાદાભાઈ ઘણું જીવો એટલું બોલીનેજ તે વિષયમાં બોલવું બંધ કરૂં છું

*  *  *  *

મુંબઇમાં સાંજનાં પત્રોની ખોટ નહોતી પણ તે અંગ્રેજીમાં. ગુજરાતીમાં સાંજનાં પત્રની પહેલ કરનાર એક સાહસી પારસી પુરુષ છે બીજી છબી તે પત્રનાજ માલેક તથા હમણાંના અધિપતીની આપવામાં આવી છે જો કોઇ માણસ દ્દઢતાથી એક કામ પાછળ લાગ્યો રહે તો તે તે કામમાં બહુજ ઉન્નતિ કરી શકે છે. તેમ બતાવવા માટેજ આ છબી આપવામાં આવી છે. "ઉદ્યોગી નામ્ પુરુષ સિંહમુપૈતિ લક્ષ્મી "

એ શ્રુતિ વાકયને સાબિત કરવા માટે તેઓ એક ઉદાહરણ સ્વરૂપજ છે. અને તેથીજ હુમે અહીં થોડીક ભૂતકાળની વાત આપીએ છીએં.

મેસર્સ રૂસ્તમજી એન. વાચ્છા ગાંધી મુંબઇનાં સાંજનાં લોકપ્રિય પત્ર " સાંજ વર્તમાન " ના માલેક અને હાલના અધિપતિ છે. તે સાંજ વર્તમાન મીં૦ અરદેશર પટેલે ગુલાલવાડી પાસે આવેલા ભુલેશ્વર છાપખાનામાંથી પહેલાં "નગર ચર્ચાને"નામે શરૂ કર્યું હતું હું ધારૂં છું કે આજે કોઇ " નગર ચર્ચા " નું નામ પણ નહિં જાણતું હોય પરંતુ આજનું સાંજ વર્તમાન તે તે નગર ચર્ચાનુંજ મોટું સ્વરૂપ છે. અને તે આ પારસી સાહસીકોના સાહસનું મીઠું પરિણામ છે. કયાં એક ખુણે ખાંચરેનાં નાનાં છાપખાનામાં છપાતું નગરચર્ચા અને કયાં આજે ઇલેકટ્રીક પ્રેસથી ચાલતું લોકપ્રિય થઇ પડેલું " સાંજ વર્તમાન " પરંતુ તેમાં અજાયબી કાંઇ નથી. માણસોનાં અંતઃકરણમાં દ્રઢતા હોય તો તેઓ અસંભવિત વસ્તુને પણ સંભવિત બનાવી શકે છે હુમે આ છબી એટલાજ વાસ્તે આપી છે કે કોઈ પણ કાર્યમાં પડતાં માણસો આ છબીને પોતાની નજર સ્હામે રાખે અને આગળને આગળ દ્રઢતા પૂર્વક વધ્યે જાય. તો જરૂર તેઓ પણ આત્મબળનું ફળ મેળવ્યા વિના રહેશે નહી. પ્રભુની આજ્ઞા છે " કે આત્મ બળથી શ્રદ્ધા પુર્વક કાર્ય કર અને, તું તેમાં કદી પણ નિષ્ફળ થવાનો નથી"

*  *  *  *

આ અંકની ત્રીજી છબી બાબુ ગંગા પ્રસાદ વર્માની છે આ ભદ્ર પુરૂષનું નામ દરેક સુશિક્ષત પુરૂષના હૃદય મંદિરમાં તો વાસ કરીજ રહ્યું છે તોપણ ગુજરાતી વાંચક પ્રજાને તે મહા પુરૂષના ચરિત્ર વિષે જોઇએ તેટલી માહીતી નજ હોય એ સર્વથા સંભવતુંજ છે, આજકાલ દેશના અગ્રેસર ગણાતા પુરૂષના ચારિત્રોનું અવલોકન કરતા તેમની એક એક પ્રવૃતિમાંજ ઝળકતી કાર્કિર્દીજણાય છે. પણ આ મહાન પુરૂષ માટે તો તેથી ઉલટુંજ છે. તેમના જીવન કિરણો રાજકિય, ધાર્મિક કિંવા સંસારિક દિશામાં એક સરખાં પ્રકાશમાન છે. રાજ્યદ્વારી હિલચાલમાં તેઓ એક કોંગ્રેસ મેન છે, અને અહલાબાદની કન્વેન્શની ક્રિક સાથે સહાંનુ ભુત હોવા છતાં નેશનેલીષ્ટ વિચારો માટે પણ લાગણી ધરાવે છે. ધાર્મિક ઇતિહાસના એ એક ચુનંદા અભ્યાસી છે અને તેમના ગ્રંથોના વાંચનાર સહેજ જાણી શકશે. તેઓ સંસારિક હિલચાલમાં તો એક આદર્શ પુરૂષ છે. તેઓ આ દરેક બાબતમાં હાલના અગ્રેસરો માફક બોલી બતાવનારાજ નહિં પણ માહાત્મા જોન વેશીંગનના કથન અને સર્વમાન્ય સિધ્ધાંતાનુસાર "કહેવા કરતા કરી બતાવવું સારૂં" એ મંત્રના અનુયાયી છે. તે મી. કે. આર દફતરી સોલીસીટરની જ્ઞાતિ ભેદને ધિક્કારી કાઢનારી નવી ક્રિડના સભાસદ છે, તેઓ સાહિત્યમાં એક ઉમદા લેખક છે અને લખનો ખાતે પ્રગટ થતાં સુપ્રસિધ્ધ " લખનો એડવોકેટ " ના માલિક છે આમ સર્વ ગુણ સંપન્ન હોવા છતાં તેઓ સાદા અને મળતાવડા સ્વભાના છે. તમનો અંગ્રેજી ભાષાપરનો કાબુ અપૂર્વ છે તેમજ મૃદુવકતા છે. પ્રભુ ભારત વર્ષમાં તેવા અનેક આદર્શ સ્ત્રિ પુરૂષો પેદા કરે એજ તે પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે



मी. रुस्तमजी, एन, वाच्छा गांधी
सांज वर्तमानना जाणीता मोमाएटर

ભારત જીવન પ્રેસ-મુંબઈ.





# ભારત જીવન.



॥ जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी ॥

પુ. ૬. સપ્ટેમ્બર ૧૯૦૯ અંક ૯.

## आर्य प्रतिज्ञा.

આર્ય ઋષિ સતાન
તોજ હુ આર્ય ઋષિ સતાન
હતુ માતૃપદ જેવુ પૂર્વમા સ્થાપુ ફરી તે સ્થાન,
તોજ હુ આર્ય ઋષિ સતાન
બીજાને ટુકડા દેતી પર ટુકડે તેના જાન,
કચ્છ ક એ ટાળી નિપજાવુ ફરી, અહિં તે સામાન
તોજ હુ આર્ય ઋષિ સતાન
કાઢી નિદિતપ્રથા દેશની, કાપી સર્વ અજ્ઞાન,
દેશ વિદેશ ફરી, હરી લાવુ વિવિધ શિલ્પ વિજ્ઞાન
તોજ હુ આર્ય ઋષિ સતાન
ધધાવિણુ ભૂખે મરતા તુજ ત્રીશકોટિ સતાન,
નવિન નવિન ધધા નિપજાવી તેનુ કરૂ નિદાન
તોજ હુ આર્ય ઋષિ સતાન

મોઢા ઉપર મૂછ નથી પણ દિસે વૃદ્ધ સમાન,
બ્રહ્મચર્યથી તેને ભીષ્મસમા ફરી કરૂ બળવાન
તોજ હુ આર્ય ઋષિ સતાન
કર્મ એજ છે કાર્ય હમારૂ ફળ દાતા ભગવાન
શ્રોતા અર્જુન નિપજાવુ ઉપદેશક કૃષ્ણ સમાન
તોજ હુ આર્ય ઋષિ સતાન
સર્વ બધુના એક હૃદય કરૂ, એકશબ્દ-એક ધ્યાન
સવ મુખેથી નીકળે એકજ માડી તુજ ગુણગાન
તોજ હુ આર્ય ઋષિ સતાન
જે હૃદયે તુજ વાસ ન હો તે હૃદય તણુ શુ કામ,
ફાડી ફેકી દે તેને તે પ્રકટાવુ હનુમન
તોજ હુ આર્ય ઋષિ સતાન
જેની આવી નથી પ્રતિજ્ઞા ના તારૂ અભિમાન
જનમ્યો નવ જનમ્યો તુજ ખોળે સર્વ એક સમાન
નહીં તે આર્ય ઋષિ સંતાન

दिवानो.

## नोंध चर्चा





૨૧ જર્ષિ મહાપુરૂષ શેઠ દાદાભાઇ નવરોજજીને તા. ૪થી સપ્ટેમ્બરે ૮૪મું વર્ષ પુરૂં થઇ ૮૫મું વર્ષ બેઠું છે. હિંદુસ્થાનના ઇતિહાસમાં એ મહાપુરૂષનું નામ પણ ચીરસ્થાયી રહેશે. જગત કર્મ ક્ષેત્ર છે. તેમાં જે જે કર્મ વીર પુરૂષોએ નિઃષ્કામ વૃત્તિથી કર્મનાં બીજ વાવ્યાં છે તેનાં ફળો એક સમયે પણ મળ્યા વગર રહેશે નહિં. આજથી ૮૫ વર્ષપર એ મહાપુરૂષનો જન્મ થયો ત્યારે પારસી જાતે તેમજ હિંદુ જાતે ભાગ્યેજ જાણ્યું હશે કે એ ન્હાનકડુ બાળક ઘોડીયામાં અને માતાના ખોળામાં રડે છે તે પોતાની જાતના કોઈ સુખ દુઃખ માટે નહિં પણ હિંદુસ્થાનની સમસ્ત જાતિનાં દુઃખ દારીદ્રને માટેજ આંસુ પાડે છે! બાલ્યાવસ્થામાં માતપીતાના હાથમાં રડતાં રડતાં એ મહાપુરૂષે જે દયાની દષ્ટિ વડે હિંદુસ્થાન તરફ સંકેત ભાવે જોયું હશે તે તેમનાં માતપીતા ભાગ્યેજ જાણી શકયાં હશે કે એ બાળક મહાપુરૂષ પોતાના દેશ ભાઈઓનાં માન ગૌરવ નષ્ટ થયાં છે તેને માટેજ રડે છે! તેજ બાળકે પોતાનું બાલ્યાવસ્થાનું રડવું આજસુધી કાયમ રાખ્યું છે! બાલ્યાવસ્થામાં માતાના ખોળામાં અને યુવાવસ્થાથી તે વૃદ્ધાવસ્થા સુધી અંગ્રેજ જાતિના ટોળામાં રડી રડીને પોતાની પોષણ કર્ત્તા હિંદમાતાના દુઃખો નિવેદન કર્યાં છે! તેમના ૮૫ વર્ષ સુધીના રોદનથી નિકળેલા આંસુનો ઉન્હો મહાસાગર બ્રિટિશ જાતિની છાતી સુધી અવશ્ય જઈ પહોંચ્યો છે. દાદાએ લીધેલી દિક્ષાથી તેઓ જોઇ શકયા છે કે એમના રડવાનું કારણ ખરૂં છે. તે મહાપુરૂષ જે જાતિનાં દુઃખ દારિદ્ર માટે રડે છે તે જાતિ નિરાધાર અને નિર્ધન છે. અને તે દુઃખનું નિવારણ કરવાથીજ માત્ર રાજર્ષિ દાદાભાઈનું રડવું નહિં પણ હિંદુસ્થાનના તેત્રીશ કરોડ દેવતાઓનું રડવું બંધ થશે!

હિંદુસ્થાનની પ્રજા રાજભકત છે. દેશભકત છે. એ પ્રજાને વળી રડવું કેવું? એ પ્રજાના આગેવાનોને વળી ફરીયાદો કેવી? પરંતુ ભાગ્ય હમેશાં પરિવર્તનશીલ છે! જડ અને ચૈતન્ય વસ્તુની એકજ દશા હમેશાં રહેતી નથી. વખતના વહેવા સાથે બદલાતીજ રહે છે! આ દેશની પ્રજાનું ભાગ્ય પણ બદલાતું ગયું છે! સુખ અને દુઃખ જોયું છે! દુઃખ અને સુખ પણ જોયું છે! પરંતુ પાછલાં કેટલાંક વર્ષો થયાં ઇશ્વરની વક્રદ્રષ્ટિ કહો કે મનુષ્યોની પ્રમાદી કુટેવો કહો! ગમે તેમ પણ હિંદુસ્થાનની સ્થીતી બદલાઇ છે! જે દેશ એક વખત પોતાનાજ દેશની કળા અને પોતાનાજ દેશના હુન્નરો ઉપર ઉભો રહયો હતો તે દેશમાંથી પોતાની કળા, હુન્નરો મંદ પડી ગયાં છે! હિંદીવાનો નોકરીની ઝુંસરીમાં જોડાઈ થોડું ઘણું કમાય છે! કમાઇને તે પૈસા પાછા જોઇતી વસ્તુઓ ખરીદવામાં આપી દે છે! એટલે પોતાના ગજવામાં રહે છે શુ? તે તો દિવાળીને દહાડે સરવાયુ કહાડનારાનેજ ખબર પડે! જે દેશ માત્ર નોકરી ઉપરજ જીવે છે તેને વળી સરવાયુ કેવું? પાંચ પચાસ કમાયા! પાંચ પચાસ ખરચાયા! તેમાંથી કેટલાકને ઉલટું દેવું ભરવું પડે છે! જ્યારે જુજ માણસો પાંચ પૈસા બચાવે છે! થોડાક વેપારી બચ્ચાઓ પારકા દેશના માલના એજંટ જેવા બન્યા છે! થોડાક માણસો આ દેશમાંના અનાજ બીયાંઓ અને ખનીજ પદાર્થો થોડે ઘણે નફે બીજા દેશમાં મોકલી રહ્યા છે! એ વર્ગ આંગળીના વેઢા ઉપર ગણાય તેવા છે એટલે તેને બાદ કરતાં એક જબરદસ્ત સંખ્યા નોકરી કરે છે અને તે પોતાના સરવાયામાં શું કમાય છે તે જાણી લેવું અઘરૂં નથી.

મહા પુરૂષ દાદાભાઇએ હિંદુસ્થાનની પ્રજા શું કરે છે? શું ખાય છે? શું પહેરે છે? કેટલાં ભુખ્યાં રહે છે? કેટલાં પોકારો કરી રહ્યાં છે! અને કેટલાં આનંદ કરે છે? તેની ગણત્રી કરીને પછીજ એક પુસ્તક બહાર પાડી જગતની સુધરેલી અને બગરેલી

પ્રજાની નજર આગળ 'મૂક્યું' છે ! અમને ' તે મહા પુરૂષ ઉપર વિશ્વાસ છે ! અમને તે મહા પુરૂષમાં શ્રદ્ધા છે ! તેઓના પુસ્તકમાંથી મળી આવે છે કે હિંદુસ્તાનની પ્રજાનો લગભગ અડધો ભાગ પેટ પુરતું અનાજ મેળવતો નથી ! કેટલાંક ભુખ મરાથી મરણ શરણ થાય છે ! અને કેટલાંકને આજ અનાજ મળે છે તો કાલની ફીકર પડેલી હોય છે ! કેટલાક જીલ્લા ઓમાં જમીનનું ચોકકસ મેહેસુલ નહિં હોવાથી ખેડુતોને નુકસાંની થાય છે, પાક ઓછો હોય છે તોપણ મેહેસુલ તો આપવુંજ પડે છે વિગેરે અનેક ફરીયાદો પ્રકટ કરી છે ! એ મહાત્માએ હિંદુસ્થાનની પ્રજાને માટે હિંદુસ્થાનને બદલે ઈંગ્લંડમાં રહી અનેક ભાષણો કર્યાં છે ! અને તે દેશની બીન માહિતગાર પ્રજાને કંઈક જાગૃત કરી છે. કેટલાક શ્વેતાંગ મહાપુરૂષોને હિંદુસ્થાનની દરિદ્રતા તરફ દોર્યા છે અને એ પ્રમાણે તેમણે હિંદુસ્તાનની મહત્ સેવા બજાવી છે.

એવા મહા પુરૂષની વર્ષ ગાંઠ છે. એ શુભ દીવસ છે ! એ આનંદ જનક દિવસ છે ! એ શુભ મુહુર્તને દિવસે જે કોઈનો પણ જન્મ થશે તે મહાપુરૂષ થશે! તે પુરૂષ હોકે સ્ત્રી, પણ મહાત્મા દાદાભાઈ પેઠે પરો પકારી અને નિઃસ્વાર્થિ થશે ! તે અનેકનાં સંકટ ટાળવા યત્ન કરશે ! તે રાજર્ષિ કહેવાશે ! તે મહર્ષિ કહેવાશે ! જેને ત્યાં તે દિવસે પુત્ર પુત્રીનો જન્મ થયો હોય તેમણે પોતાનાં બાળકોને સારી વિદ્યા આપી સારા સંસ્કાર વડે પોષણ કરવું, નીતિ અને ધર્મ નાં તત્વો વડે તેમને ઉચ્ચ આદર્શ રૂપ બનાવવાં ! એ બાળકો મ્હોટાં થાતાં અનેક મહદ કાર્ય કરશે ! જગતનાં દુઃખો દીલમાં ધરી અનેકના દુઃખ ભંજન થઈ પડશે પરમાત્મા એ બાળકોનું દિર્ઘાયુ કરો !

મહા પુરૂષ દાદાભાઈની જન્મ ગાંઠને દિવસે અનેક હિંદીવાનોએ પોતાની ફરજ બજાવી છે ! અનેક નરનારીઓએ તેમનું દિર્ઘાયુ ચાહ્યું છે. અને તે માટે પ્રભુ પ્રાર્થનાઓ કરી છે ! અનેક સંસ્થાઓએ તેમને હર્ષના સંદેશાઓ કહાવ્યા છે ! અને અનેક યુવાનોએ તેમને અભિનંદન આપી તેમનાં ચરિત્રનું અનુકરણ-અનુસરણ કરવાના પ્રતિજ્ઞાઓ લીધી છે ! દેશ ભક્તિ કરનાર વીર દાદાભાઈ નવરોજીએ હિંદ માટે જે કાંઈ કર્યું છે તે સર્વાંશે અનુકરણ કરવા જેવું છે ! જગતમાં મનુષ્યોએ જન્મીને પૈસા મેળવવા કિંવા કુટંબને મિષ્ટાન્નો જમાડીનેજ આનંદ પામવાનું નથી ! તેમને માથે પોતાના દેશના અનેક માણસોના સુખ દુઃખનો આધાર લટકેલો હોય છે ! તે સુખી દુઃખી સોની બરદાસ્ત રાખવી એ ત્હેમની ફરજ છે ! સમસ્ત જગત્ એ આપણા ભાઈ બ્હેનો છે ! દેહને નિરોગી રાખી પછી દેશનું કલ્યાણ કરવાનાંજ વૃતો લેવાં જોઈએ ! એ વૃત શાંતતાથી સંતોષથી લેવાં જોઈએ. અને તે વૃતનું ઉદ્યાપન કરવાને પણ એવાજ શાંત ઉપચારો કરવા જોઈએ ! તો આપણું ધ્યેય વેગળું નથી ! આપણી માંગણીઓ નથી. નિર્બળ

આપણે સુખી થવા ઈચ્છીએ છીએ. આપણે બીજાની દયા માંગીએ છીએ, આપણે બીજાનો પ્રેમ માંગીએ છીએ, આપણે બીજા જેવીજ ઉન્નત સ્થિતી માંગીએ છીએ ! તો પછી આપણે તેને બદલે તેજ આપવું જોઈએ ! દયા અને પ્રેમની માંગણીવાળાએ દયા રાખી પ્રેમ આપવો જોઈએ ! ઉન્નતિની આશા વાળાએ બીજાની ઉન્નતિમાં આડું આવવું ન જોઈયે પોતે પોતાના કાર્યમાં કુશળ રહેવું જોઈએ! હિંદુસ્થાન દેશની પ્રજા શાંત છે! પ્રેમી છે ! તેણે માત્ર પોતાના દેશના હુન્નરનેજ ચહાવો જોઈએ ! એટલુંજ થવાથી સુખ, પ્રેમ, દયા, કરૂણા અને ઉન્નત અવસ્થા મળી જશે ! કાર્યમાં શ્રદ્ધા રાખી ઉદ્યમમાં મચ્યાં રહેવું જોઈએ ! મહા પુરૂષ દાદાભાઈએ પણ એજ કહયું છે કે પોતાના કાર્યમાં વિશ્વાસ રાખો ! અને શાન્તતા પુર્વક ઉદ્યમે લાગો ત્હમારો જય થશે. "એ મહાત્માનો, જન્મ દિવસે મોકલાયલો મહામંત્ર અમે માથે ચડાવીએ છીએ. અમે તો શું પણ આખી હિંદની પ્રજા માથે ચ્હડાવે છે. હૃદયમાં સ્થાપે છે ! અને તેજ પ્રમાણે વર્તવા તયાર છે! હિંદની પ્રજા જ્યારે એ મહામંત્રનું રહસ્ય સમજશે, જ્યારે

તે પ્રમાણે બરોબર વર્તશે, જ્યારે પરસ્પર એક બીજા ને " ભાઇ " પેઠે જાણશે, ત્યારે આ દેશનું કલ્યાણ થવામાં વિલંબ થશે નહિ !

મહા પુરૂષ દાદાભાઇનું લાંબુ આયુષ્ય થાય અને એવાજ મંગળમય સંદેશા મહાગ્રંથો પ્રતિ વર્ષ પ્રેરે! હિંદવાસીઓ તે ગ્રહણ કરે અને તે પ્રમાણે વર્તિ સુખી થાય ! પ્રભુ પ્રત્યે અમારી એજ માગણી છે !

---

## मुंबईनो शेठियो! स्व. द्वारकादास धरमसी!

મનુષ્ય પોતાના જીવન ચરિત્રમાંથી અનેક વસ્તુ શીખવાડે છે! નીતિ, અનીતિ, ધર્મ, અધર્મ, શ્રદ્ધા, અશ્રદ્ધા, અને સ્વાર્થ, નિઃસ્વાર્થ, કોઇ મરે છે અને પાછળ મૂકતું જાય છે કે જગતમાં સ્વાર્થ એજ મહાન મંગળ જનક છે, કોઇ મરે છે અને કહેતું જાય છે કે જગતમાં પરોપકાર એજ મહાન કલ્યાણ કારક છે! કોઈ મરે છે ત્યારે તેના જીવન ચરિત્રમાંથી શીખીએ છીએ કે ધર્મ એ કોઇ વસ્તુજ નથી ત્યારે કોઇના મરણથી શીખીએ છીએ કેઃ ભાઈઓ! ધર્મ એજ મનુષ્યના જીવનનો પાયો છે! કોઇક મરતાં મરતાં પણ લવારો કરે છે કેઃ ભાઇ, ગમે તેમ કરજો પણ આશાને છોડતા નહિં ત્યારે કોઇ કહે છે કેઃ આશા એતો નર્કમાં લઈ જનાર પીશાચીણી છે! તેને પડખે પણ ચ્હડતા નહિ! મનુષ્યના જીવનમાંથી એવા અનેક આદર્શો મળે છે!

મુંબઈ અલબેલી નગરી છે. તેમાં અનેક ન્યાત, જાતનાં માણસો વસેછે. અનેક પ્રકારના વેપાર રોજગાર ચાલે છે. તેમાં ભાટીયા જ્ઞાતિએ વેપારમાં જેવી ઉન્નતિ કરી છે અને તેઓ જેવા ધનવાન થયા છે તેટલા બીજા જ્ઞાતિવાળા નથી! સ્વર્ગવાસી દ્વારકાદાસ ધરમસી એ પણ એક ભાટિયા ગ્રહસ્થ હતા. તેમણે માત્ર એક હજાર રૂપિયાની મુડી લઇને કરીઆણાનો વેપાર ચલાવવા માંડયો હતો. તેઓ મુંબઇના સુપ્રસિધ્ધ ભાટિયા ગ્રહસ્થ લક્ષ્મીદાસ ખીમજીના ભત્રિજા થતા હતા. તેમના હાથમાં રૂપિયા તો આખા એક હજાર હતા અને દાદીના દશ હજાર હતા. પણ તેજ વખતથી તેમને કરોડાધિપતિ થવાની ઇચ્છા હતી. આશાએ જગતમાં અનેકનાં સત્યાનાશ કાઢી નાંખ્યા છે! આશાને પરિપૂર્ણ કરવાનેજ મનુષ્યોએ અનેક ભગિરથ પ્રયત્નો કર્યાં છે! મરહુમ દ્વારકાદાસે પણ તેજ વખતથી જુદી જુદી મીલોમાં ભાગીદારી કરવા માંડી એટલુંજ નહીં પણ ધીમે ધીમે તેઓ મીલોના એજંટ પણ થઇ બેઠા! માણસની એ પણ એક મહત્વાકાંક્ષા છે કે જ્યારે પણ તેને લાગ મળે છે ત્યારે ઉચ્ચાસને બેસવાની તક તે ખોતો નથી! દ્વારકાદાસ શેઠ મીલ એજંટ થયા એટલે પછી લાખોનું દેવું થાય અને મ્હોટો હાડ ગાડ રાખવો પડે એ બનવા જોગ હતું. થયું પણ તેમજ! ત્હેમને ઘેર ખરચ વધ્યો, કુટુંબમાં બચ્ચાં છોકરાં પણ વધ્યાં! તેમનો ઘોડ દોડનો સરતનો-શોખ વધ્યો! માખણ મસકાના ઉગાઓ પણ વધ્યા! બધુંજ વધ્યું! વધતાં વધતાં એટલી હદ સુધી વાત ગઈ કે તેઓ કોર્પોરેશનમાં અને મ્યુનીસીપાલીટીમાં એક મુખ્ય થઇ પડયા! જે. પી. થયા, શેરિફ્ થયા! અને બધુંજ થયા! તેમનો દરજ્જો વધ્યો! ભપકો વધ્યો! લાગવગ વધી! અને વધતે વધતે એટલું બધું વધ્યું કે લોકોની આંખમાં ભુરકી ભભરાવવાની કળા એક પણ વધી! જાણે કોઇ અજબ જાદુગર હોય તેમ મહાપુરૂષ જેવા થઇ પડયા! ધર્મના આચાર્યો અને મ્હોટા મ્હોટા શેઠીયાઓ, સાહેબો પણ તેમને તાબે અથવા તો દ્વારકાદાસ તેમને તાબે થવા લાગ્યા! ગાડું સડસડાટ ચાલ્યું! મ્હોટાં મ્હોટાં બીલ્ડીંગો બંધાયાં! લાખો રૂપિયાની ઉથલ પાથલ થઈ! ભાઇની પાઘડી બાઇના માથે ને બાઇની પાઘડી ભાઇને માથે પહેરાવા માંડી! એવી અટલા બટલામાંને ગડબડાધ્યાયમાં ગાડું ચાલતું હતું! મીલોના વહિવટમાં ઘોટાળા ઉપર ઘોટાળા થવા લાગ્યા! ગરિબ નિર્દોષ અને થોડી પુંજીપર ગુજરાન ચલાવનાર બિચારા સાધારણ

સ્થીતિનાં માણસોના પૈસા લઈ લઇને મીલોમાં ઓકાવવા માંડયા! મીલોમાંથી તેઓ નામદારના ગજવામાં આવવા માંડયા! અને ગજવામાંથી એક તરફ ગાડી, વાડી અને બંગલા બગિચાના સ્હેલ સપાટામાં પડવા લાગ્યા! એ યજ્ઞમાં લાખો રૂપિયાનો ધુમાડો થઈ ગયો! જે આવ્યો તે સ્વાહા થવા લાગ્યો! જેના રૂપિયા આવ્યા તે ભસ્મ થવા લાગ્યા! છેવટે એ પ્રપંચ એટલો બધો વધી પડયો કે ખોટાં ડીબેન્ચરો થયાં અને તેમાં પકડાવાની ધાસ્તીથી કે પછી કોઇ બીજા ભયંકર અપ્રાધમાં સપડાવાની ધાસ્તીથી-પણ તે નામવરે પોતાના કોટમાંના મકાનમાં તા. ૨૮ મી ઓગષ્ટ ૧૯૦૯ ને શનિવારના દિવસે-શુભ મુહુર્ત જોઇ બંદુકની ગોળી વડે આપઘાત કર્યો! તેમના મરણથી તો તે એકલાજ મરણ પામ્યા પણ તેમની પાછળ જીવતા રહેલાં અનેક માણસો મરણ પામવાં જેવા થઈ પડયા છે! અનેક ગરિબોનો જીવનગાળો ચપટી વગાડવા જેટલી વારમાં ઉડી ગયો છે! અનેક ભીખ માંગતા થયા છે! અનેક ભુખે દિવસો કાઢે છે! તેમનાં મરણને ગમે તેટલો કાળ વીતશે તો પણ તેમના મરણનું પોકળ શ્રાધ્ધ અનંત સમય સુધી ચાલશે એમાં શક નથી.

મરહુમ દ્વારકાદાસનું જીવન મંત્ર આશાના ઉચ્ચ મેરૂ ઉપરથી ગબડી પડી નિરાશાના મહાસાગરમાં ડુબી મરવા જેવુંજ જણાયું છે. તેમનો ઉદ્દેશ શરૂઆતમાં ઉચ્ચ હશે પણ જેમ જેમ વેપારમાં નુકશાન આવતું ગયું અને સરતના મેદાનમાં હાર થતી ગઈ તેમ તેમ તેઓએ બીજાઓનાં નાણાં લઈ મોજ શોખ કરવા સાથે તેજ બુરી હાલતમાં પૈસાનો પ્રવાહ નાંખવા માંડયો હતો! એ આશા મરતાં સુધી ઓછી થઈ નહિ અને છેવટે છેવટે પણ કેટલાક ભલા અને ભોળા, વિશ્વાસુ અને નિઃસ્વાર્થિ મિત્રોને ફસાવી તેમના પૈસાને પણ એમણે સ્વાર્થિ યજ્ઞમાં ઓકાવી રાખોડી કરી દીધી! તેઓ હમણાં તો આ જગતમાંથી ચાલ્યા ગયા છે, હમણાં તો પોલીસ કોર્ટ અને સેશન્સ કોર્ટ તેનો ન્યાય કરિ શકે તેમ નથી. પણ એક દિવસ તે મહાન ઈશ્વરની કોર્ટમાં તેમને જવાબ દેવાં ઉભું રહેવુંજ પડશે અને તે વખતે તેમની બુરી હાલત થશે એમાં પણ સંદેહ નથી!

એ જીવન ચરિત્ર ઉપરથી મનુષ્યોએ હવે માત્ર થોડામાંજ સમજવાનું છે. ઉચ્ચ મહત્વાકાંક્ષા રાખી અનેક નિર્દોષોનાં ગળાં કાપી, તેમને હમેશને માટે દુઃખી કરવાનું મુલતવી રાખવું જરૂરનું છે. અને પોતાના પાપ કાર્યોને વધારે નહિં લંબાવતાં થયલા પાપનું પ્રાયશ્ચિત સ્વરૂપ જે સ્થીતી મળી હોય તેમાંજ આનંદ માની પરમાત્માનું ભજન કરવું જોઇએ. તેથીજ કલ્યાણ થશે, તેથીજ સુખ થશે.

મકરંદ



## **ને.



જે દિનથી નજર સુન્દરી તું પડી છે;
તે દિનથી હૃદય વૃત્તિ સહુ હરી છે;
શાણી સખી સમજતી સહુ શાનમાં તું;
ચાહું તને જીગરથી નકી માનજે તું.
મનમાં મુઝાઇ વહતી નવ વાત શાણી
ન્હાએ ન વૃત્તિ તુજની મુજથી અજાણી;
તરસાવનાં રસિકડી મમ પ્રાણપ્યારી
સંતોષ ચાતક દઈ તુજ પ્રેમ વારી
છે મુખ આ શશી સમું ભુભૂંગ કારી
લાગે હૃદય મહીં થતાં ક્ષત એ કટારી
શાને હવે પ્રિય તમે મમ પ્રાણ બાળે
ના આ ઉચીત તુજને રસીલી સુખાલે.

બુલબુલ.

# रोहिला कुमारी.




દશાહ અકબરે જે બુદ્ધિ અને શકિતનો ઉપયોગ કરીને મોગલ સામ્રાજ્ય સ્થાપન કર્યું હતું અને હિંદુસ્થાનની દશે દીશામાં સંતોષાનંદ ફેલાવ્યો હતો તેજ મહાન મોગલ રાજ્ય અને સર્વત્ર, સંતોષ, સમયના વેહેવા સાથે તથા ત્યારપછી થયલા બાદશાહોના રાજકારભારના દોષને લીધે, અસંતોષ રૂપી અગ્નિના રૂપમાં ફેરવાઇ ગયો હતો. રાજ્યની સીમા વધતી અટકી ગઈ હતી એટલુંજ નહિ જે હદ અકબર બાદશાહના વખતમાં બંધાઇ હતી તેમાં પણ વિઘ્નો ઉપસ્થિત થયાં. બાદશાહ અકબરની વિરાટ શકિતનું એક ઉજવળ કિરણ, ઇતિહાસનાં પાનાઓમાં, "રોહિલા" નામ ધારણ કરીને હજુ પણ ચળકી રહ્યું છે. નાદિરશાહના પાછા આવવા પછી, દિલ્લીની કેટલીક જુલમમાં સપડાયલી તથા આધાર વગરની થઇ પડેલી જાતિએ, કોઇ એક †આહિરના છોકરાની મદદ વડે, મુરાદાબાદ પ્રદેશમાં રોહિલા રાજ્ય સ્થાપન કર્યું. એક સમયે તેઓ એટલા બુધ્ધિવાન અને બળવાન થઇ પડયા કે, અહમ્મદ અબદાલીની ખાસ ભલામણથી રોહિલા સર્દાર નજીબદોલા અને તેનો પુત્ર જાબેતાખાં, એ બન્ને દિલ્લી રાજ્યના મુખ્ય કારભારીઓ થઇ પડયા. તેઓનું બળ અને પરાક્રમ પણ એટલું હતું કે બાદશાહ સુદ્ધાં તેમનાં કામો જોઈ હોઠમાં આંગળી ઘાલતા! પરંતુ બાદશાહજાદો શાહ આલમ સ્વતંત્ર વિચારનો હતો. પોતાના રાજ્યમાં આવો કારભાર થતો જોઇ ત્હેનાથી રહેવાયું નહિં. તેણે પોતાના જમાઇ નજબખાંની અને મહા બળવાન મરાઠાઓની સ્હાયતા વડે ઘણા રોહિલા લોકોને દિલ્લીમાંથી કહાડી મૂકયા અને ઘણાનો કચ્ચરઘાણ કહાડી નાંખ્યો! એજ સમયે મહારાષ્ટ્ર દેશમાં, પેશ્વાની ગાદી બાબત તકરાર ઉઠી,તે વખતે અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાએ વચમાં પડી રોહિલા અને બાદશાહના પક્ષ વચ્ચે સમાધાન કરાવ્યું. પરંતુ એ સન્ધિ થયા પછી થોડા સમયમાંજ સુજાઉદ્દૌલાએ, નબળા પડી ગયલા રોહિલા લોકોને દેશમાંથી હાંકી કહાડવા માટે પહેલાં તેઓને કહાવી મોકલ્યું કેઃ અયોધ્યાના રાજ ભંડારમાંથી મરાઠાઓને જે ધન આપવામાં આવ્યું છે તે તરત–રોહિલાઓએ–ભરી દેવું. રોહિલા લોકોએ માંગણી સ્વીકારી નહિં. એટલે સુજાઉદ્દૌલાએ, પરમ પરોપકારી વોર્નહેસ્ટિંગ્સ, મહાત્માની સહાયતા માંગી! તે મહાત્માએ જનરલ બર્કને, એક સુશિક્ષિત તેલંગ લશ્કર સહિત મોકલ્યો, અને રોહિલા લોકોનો પરાજય કર્યો. ત્હેમને હાંકી કાઢયા.

દુશ્મનોનાં લશ્કરની સંખ્યા વિશાળ હતી, તેઓ સુશિક્ષિત હતા. અને રોહિલા લોકો કરતાં સર્વ વાતે શ્રેષ્ઠ હતા પરંતુ રોહિલા લોકો પોતાના દેશને માટે, ટોળે ટોળાં ભેગાં થયાં અને ભયંકર રણભૂમિમાં આવી ઉભા રહ્યા. તેઓને માતૃભૂમિનું અભિમાન એટલું બધું હતું કે પોતે થોડી સંખ્યામાં હોવા છતાં છેવટે પ્રાણ જતા સુધી લડવાનો સંકલ્પ કર્યો. એક તરફ ઘણાં યુધ્ધમાં વિજય મેળવનાર, કેપ્ટન અને મેજર વિગેરેની આગેવાની હેઠલ અંગ્રેજોનું તેલિંગા લશ્કર અને બીજી તરફ રાજાનું આજ્ઞાકારી, દુશ્મનોના પ્રાણ સંહારવા તયાર થયલું ઈરાની લશ્કર સમુદ્રના વિશાળ પ્રવાહ પેઠે રણભૂમિમાં ઉભું છે. રોહિલા સર્દાર હાફેજ રેહેમતે જોયું કેઃ અગણ્ય રોહિલા વીરો, દુશ્મનોની તોપના ગોળા ચુર્ણવિચુર્ણ થઇ જાય છે. એક વીરના પડવાથી તેની પાછળ બીજો રોહિલો વીર લડવા માંડેછે. કેટલાક બ્હીકણ રોહિલાઓ, દુશ્મનોના તોપના ગોળા સહન

---

†ગોવાળિયાઓના છોકરાઓ જાતના હિંદુ છે. એ આ રોહિલા વંશના કોઇ પઠાણના ઘરમાં ઉછર્યા હતા અને તેઓજ પાછળથી "રોહિલા" નામે પ્રસિદ્ધ થયલા છે એવું કહેવાય છે.

નહિં કરવાથી ન્હાસી જાય છે." તેમ પણ હાફેજ રેહેમત બ્હીપો નહિં. કેટલાક વિશ્વાસુ રોહિલા યોધ્ધાઓને સાથે લઇને અદભૂત વીરત્વ બતાવવા લાગ્યો. અનેક દુશ્મનોને પૃથ્વી ઉપર હમેશને માટે સુવાડવા લાગ્યો. પરંતુ વિશાળ લશ્કરના અનેક લડવૈયાઓ આગળ મુઠ્ઠીભર દેશભક્તો શું કરી શકે ? એકાએક તોપના ગોળાએ આવી હાફેજ રેહેમતની છાતી વીંધી નાંખી. દુશ્મનોનાં લશ્કરમાંથી કેટલાંક માણસોએ દોડી આવી, પૃથ્વી ઉપર પડેલા, હાફેજ રેહેમતનું માથું કાપી લઇ બાદશાહ સુજાઉદ્દૌલા પાસે લઇ ગયા. સુજાઉદોલાનો કોઇએક સિપાહી, પોતાના રૂમાલ વડે, મહાત્મા હાફેજ રેહેમતના મુખ ઉપરની ધુળ સાફ કરતો હતો તે જોઇ પિશાચ પ્રકૃતિ સુજાઉદોલાએ તેને અટકાવ્યો અને કહ્યું કે: એ પાપીના મ્હોઢા ઉપર ઘણી ધુળ પડે એમાંજ હું ભૂષણ સમજુ છું. એ લોહીની તરસી મૂર્ખ જાતિએ મ્હારા પિતા, મ્હારો વંશ અને અસંખ્ય ધાર્મીક મુસલમાનો તરફ જે નિષ્ઠુરતા બતાવી છે તેનો બદલો આજે હું લેવા પામ્યો છું." રોહિલાઓના મુખ્ય મુખ્ય સરદારોની હાફેજ રેહેમતના જેવીજ દશા થઇ. રણભૂમિનું વિશાળ મેદાન, લોહીની નદીમાં તરતાં રોહિલા મૂડદાંઓ વડે ભયંકર દેખાવા લાગી તેજ વખતથી રોહિલા દેશભક્તોનું નામ લોપ થઇ ગયું.

વિજયમાં મસ્ત બનેલા લશ્કરી સિપાહીઓ લુંટફાટ ચલાવીને, ચોરી કરીને અને રોહિલા પ્રજામાં અત્યાચારો કરીને હાથમાં પાપના પોટલા બાંધતા, વિજય ગૌરવને કાળું કલંક લગાડતા હતા. એટલામાં હાફેજની સ્ત્રી અને પૂત્રી ત્હેમની દ્રષ્ટીએ પડી. પૂત્રીનું વય સત્તર વર્ષનું હતું. શરીરે જરાક ઉંચી; મુખ ચંદ્ર સમાન લાવણ્ય મયી, હાથ પગ કોમળ, અને સુંદર કમ્મર પાતળી, શિરોકેશ કાળા ચીકણા અને નવ યૌવનના પૂર બહારમાં હતી. શરીર ધર્મ પ્રમાણે સુવાવસ્થા પ્રાપ્ત થતાં હરણ જેવા નેત્રોની દ્રષ્ટી ચંચળ છતાં પણ રોહિલા સ્ત્રીઓ પેઠે સ્વાભાવિક રીતેજ ધીર, ગંભીર, અને નીતિમાન હતી. કુમારિકાના શરિરના દરેક ભાગમાં સુંદરતા અને વીરતા જણાઇ આવતી હતી. કન્યાની પ્રફુલ્ય જુવાની જોઇને હાફેજ રેહેમતે એક તેજસ્વી રોહિલા વિર પુરૂષ સાથે તેનો વિવાહ નક્કી કર્યો હતો. સ્વતંત્ર દેશની સ્વતંત્ર રમણી–હાફેજ કુમારી–પોતાના ભવિસ્યના પતિના વિરત્વની કલ્પના કરતી, ઉત્સાહ અને અભિમાન પૂર્વક દિવસો ગાળતી હતી. એટલામાંજ યુદ્ધમાં સર્વ નાશ થવાના દુઃખદ્ સમાચાર સાંભળ્યા ! પિતા, ભાઇઓ વિગેરે રણભૂમિમાં હમેશની શાંતિમાં પડયા છે ! તે નિઃસહાય કુમારીકા શોકથી ભરેલે ચ્હેરે, માતાના આશ્રયમાં બેઠી બેઠી વિચારો કરતી હતી. એટલામાંજ બાદશાહના હુકમ તરીકે સિપાહીઓ ત્યાં આવી પહોંચ્યા. હાફેજ કુમારીને માતાના પ્રેમમંદિરનાંથી લઇ ગયા. તેની માતાએ દુઃખ ભરેલે હ્રદયે મ્હોટી બુમ પાડીને કહ્યું બેટી, યાદ રાખજે કે તું વીર હાફેજ રેહેમતની પૂત્રી અને રોહિલા રાજકુમારની ભવિષ્યની પત્નિ છે તું બીજા કોઇના વિલાસનું સાધન નથી. પાપી દુશ્મનોએ ત્હારા પિતાનું ખૂન કરી વૈરનો બદલો લીધો છે. ત્હેં રોહીલા માતાનું દુધ પીધું છે. બેટી ! મ્હારા દુધને લજવતી નહિં. દુષ્ટ દુશ્મનોએ ત્હારા પિતાનું, ત્હારા ભાઇનું ખુન કર્યું છે. બીજા જાતિ ભાઇને ગુલામગીરી કરાવવા કેદી કર્યા છે ! અનેક દુઃખો ભોગવીને પણ મરણને વહાલું ગણજે. પણ રોહીલા નામને કલંકિત થવા દઇશ નહિં. જો તું સાચી રોહિલા કુમારી હશે તો પાપી દુશ્મનો ત્હારા એક વાળને પણ સ્પર્શ કરી શકશે નહિં. બેટી! જા, હવે સુખેથી જા, દુરાચારી લશ્કરી સિપાહીઓ કુમારીકાને બાદશાહ સુજાઉદોલાના જનાનખાનામાં લઇ ગયા.

આ સમયે સુજાઉદૈલા દેશમાં એક પ્રધાન પુરૂષ હતો. એટલુંજ નહિં. ગૌરવ અને શકિત—સમ્પન્નમાં તે દિલ્લીશ્વરથી પણ કાંઇ ઉતરતો નહોતો. અયોધ્યાના નવાબનો મેહેલ, તે વખતે વિલાસ–વિભવ ભોગવવાની રાજધાની જેવો હતો. દાસ દાસીઓ, ગવૈયા અને કંચનીઓથી પરિપુર્ણ હતો. કોઇક

ઠેકાણે સંગીત ચર્ચા થાય છે, કોઈક ઠેકાણે અગર. ચંદન, કેસર કસ્તુરી અને અત્તરની સુગંધી વડે દશે દિશાઓને મોહિત કરી રહી છે. સુનીઉદ્દૌલાએ નવી આવેલી રોહિલા-રાજકુમારી—હાફેજ, કુમારીને પોતાના વિલાસ સાગરમાં ડુબાવવનો યત્ન કર્યો છે પરંતુ તેમાં નિષ્ફળતા મળી છે. બાદશાહ નાના પ્રકારે તે રમણી રત્નના મનને આનંદ આપવા લાગ્યો પરંતુ કોઇ પણ ઉપાયે તે પવિત્ર, પતિવૃતા રોહિલા કુમારિકાના પ્રેમ સુધાને મેળવી શકયો નહિ! મુસલમાન રાજત્વ સમયે, રોહિલા રમણીઓ, વીરત્વમાં અને સતીત્વમાં શ્રેષ્ટ ગણાતી હતી. લોભ અથવા બ્હીક બતાવવાથી તેઓ મનને ચળાવે તેવી નહતી. હાફેજ. કુમારીને ઘણું દુઃખ દેવામાં આવ્યું. તેના પતિવૃત ધર્મનો ભંગ કરાવાનો ઘણો યત્ન થયો. પણ દેવિ સ્વરૂપ રમણી રત્ને કોઇ પણ રીતે પોતાનો ધર્મ છોડયો નહિ! અનેક પ્રકારનાં દુઃખોથી ત્રાસ પામીને એક દિવસ રોહિલા કુમારીએ બાદશાહની મરજીને આધિન થવાનું કબુલ્યું આજે બાદશાહના આનંદનો પાર નથી. રાત્રિના સમયે શયન ભૂવન અનુપમ સૃંગાર અને પૂષ્પ સૌગંધી વડે સુસજ્જિત કર્યું. રોહિલ-કુમારીએ પણ અનુપમ વસ્ત્રાલંકારો ધારણ કર્યો. હસતે ચ્હેરે, આનંદ પૂર્વક, ગજગામિની રોહિલા કુમારી બાદશાહના શયય ભુવનમા પેઠી.

આ દેખાવ જોઇ ઘણાં સ્ત્રી પુરૂષોને આનંદ થયો પરંતુ કેટલાંક માણસોને આશ્ચર્ય થયું. ધર્મ શ્રેષ્ઠ રોહિલા કુમારીએ આ શું કર્યું. અપાર દુઃખ સહન કર્યા પછી ધર્મ ભંગ કર્યો! શું સમુદ્રે માઝા મૂકી! શું સૂર્ય પશ્ચિમમાં ઉગ્યો! શું પત્થરના પડમાંથી કસ્તુરી ઉત્પન્ન થઈ! શું ઇશ્વર ભાન ભુલ્યો! થયું શું! બાદશાહનાં માણસો હસતા હસતાં તાળીઓ પાડવા લાગ્યાંઃ શાબાશ! છે, કુમારી! શાબાશ છે!"

રોહિલા કુમારી બાદશાહના પલંગ ઉપર જઇ બેઠી. બાદશાહે સુતાં સુતાંજ આવકાર આપ્યો. આજે પોતાની જીંદગીને કતાર્થ માની. કુમારીએ પણ મીઠા શબ્દો વડે અને હાસ્ય ભરેલે ચ્હેરે બાદશાહના હૃદને જાણે અમૃતની વૃષ્ટીથી ભીંજવી દીધું. સુજાઉદ્દૈલાએ તેના સ્મીત હાસ્યમાં મોહ પામી જઈ બેહાં થેઇ. આલિંગન દેવા હાથ ફેલાવ્યા કુમારિએ જાણ્યું કે હવે ધર્મ જાય છે, તરતજ તેણે માથાના ચોટલામાં સંતાડેલી ઝેરથી ખરડેલી તિક્ષણ છરી હાથમાં લીધી આંખનો એક પલકારો થાય એટલા વખતમાં કુમારિએ તેજ છરી બાદશાહની છાતીમાં ખોશી દીધી! બાદશાહ સુજાઉદ્દૈલાએ એક ચીસ પાડી બીછાનામાં તરફડવા માંડયું બાદશાહના શયન ભૂવનમાં ત્રણ ખોજા સિપાહીઓ હાજર હતા. બાદશાહે હાથની નિશાની કરતાંજ તેઓએ રોહિલા કુમારીના શરીરના કટકે કટકા કરી નાંખ્યા.!

બાદશાહને જનાનખાનામાં લઇ જઇ દવાઓ થવા લાગી. આજે જે બન્યું તેના સમાચાર જનાનખાનામાં રહેતી બેગમો, નાચનારીઓ અને રાખેલી વેશ્યાને કાને ગયા. તેઓ નવાબના મ્હોં આગળ જઇ "શું બન્યું?" તે પૂછતી. બાદશાહ કુમારીનો તિરસ્કાર કરતો ગાળો દેતો. જનાનખાનામાં બાદશાહે બે હજાર સ્ત્રીઓ પુરી રાખી હતી! એક કાનથી બીજે કાન અને બીજેથી ત્રીજે કાન, એમ વાત ફેલાઈ ગઇ. જોત જોતામાં, દાસ દાસીઓ, અને આખા શહેરમાં લોકોને મ્હોડે ફેલાઈ ગઇ. આ વાત સાંભળીને બધાજ તે ધર્મ પરાયણ નારીને ધન્યવાદ આપવા લાગ્યા. તેની વીરગાથા ગાવા લાગ્યા. "સતીનો જય" કહેવા લાગ્યા.

ધીમે ધીમે નવાબની છાતીમાં પડેલો ઘા વધવા લાગ્યો. દીનપર દીન છાતીનું દરદ વધવા લાગ્યું. હકીમોએ પણ કહ્યુંઃ આખા શરીરમાં ઝેર વ્યાપી ગયું છે. સારૂં થવું એ માત્ર ખુદાના હાથમાં છે." એક અંગ્રેજ સર્જને પરિક્ષા કરી કહ્યું: "ઘા રૂઝાશે નહિ." ચાર મહિનામાંજ બાદશાહ સુજાઉદ્દૌલા ફૈઝાબાદના મેહેલમાં મરણ પામ્યા.

તેજ વખતથી સતિ રોહિલા કુમારીનું નામ ઇતિહાસનાં પાનાઓમાં સોનેરી અક્ષરે લખાયું છે. રોહિલા કુમારીએ જગતની સ્ત્રીઓ માટે અનુપમ ચરિત્ર અમર કર્યું છે. ધાર્મિક વીરનારીઓનો જય થાઓ.

डाह्याभाई रामचंद्र म्हेता.

# नवाब अलिवर्दिनो मिथ्या अहंकार !



નવાબ* અલિબર્દીખાં ઉડીઆનો બળવો દબાવી ધીમે ધીમે રાજધાનીમાં આવતા હતા. અનેક સેનાનિકો મુર્શિદાબાદ જવાની આજ્ઞા મેળવી વિદાય થઇ ચુકયા હતા. નવાબ સાથે માત્ર ૫૦૦૦ સેના હતી. તે સર્વ થાકેલા પાકેલા લડાઈ કરવામાં અસમર્થ હતા. મયુર ભન્જના રાજા પાસે બદલો લઇ, તેનું રાજ્ય ઉચ્છિન્ન કરી, નવાબ તે સમયે મેદિનીપુરના દક્ષિણ વિભાગ તરફ પહોંચ્યા હતા. ઘોર અંધાર પછી લાલ કિરણોની પેઠે અતિશ્રમની પાછળ વિશ્રામ લેવાનુ ઘણું મીઠું લાગે છે. યુદ્ધ ક્ષેત્રમાં સેનાનિકોને સદા ભય, સદા શ્રમ અને સદા જીવન નાશ તથા મરવાની શંકા રહે છે. તેથીજ બંદુકના ધડાકા અને તલવારોના ચમકારા પછી સમરના અંન્તમાં વિજય પતાકા ઉડાવતી, નવાબ સેના વિશ્રામ લેતી, શિકાર ખેલતી આવતી હતી. શિબિરોમાં આનંદ ધ્વનિ થઇ રહી હતી. તેમા ચારે તરફથી સૈનિકોનુ ખડ ખડાટ હસવુંજ સંભળાતુ હતું.

એટલામાં સમાચાર મળ્યા કે પંચકોટના પહાડી માર્ગમાંથી ૪૦૦૦૦ ઘોડેસ્વાર સેના લઇ, સુવિખ્યાત રઘુજી ભોંસલાનો રણ નિપૂણ સેનાપતિ ભાસ્કર પંડિત ચોથાઇ કર લેવાને બહાને બંગાળા લુંટવા માટે બર્દવાન તરફ ચાલ્યો જાય છે. સમાચાર કહેનારે કહ્યું કેઃ—મરેઠાઓનું સૈન્ય સમુદ્રની લેહેરો પેઠે ઝપાટા બંધ ચાલી આવે છે. અહીંથી વીસ ગાઉ ઉપર આવી પહોંચ્યું છે. તે બીજે દિવસે સંન્ધ્યા સમય થતાં થતાંજ નવાબ સાહેબના મુકામ ઉપર આવી પડશે. એ સાંભળતાંજ કુટબુદ્ધિ નવાબે મનમાં જાણી લીધું કે આ વિપતને સમયે જરા પણ ભયનું ચિન્હ બતાવીશું તો સૈન્ય ગભરાઇ, બ્હી જશે. મનનો ભય મનમાંજ દબાવી બોલ્યો—તે કાફર ક્યાં છે ? દુનિયામાં તેને આશ્રય મળે તેવી કયું સ્થાન છે ? આવા સંકટ સમાચાર સાંભળવા છતાં પણ નવાબનો નિડર, અને નિશ્ચલ ભાવ સહિત જોઇ સમાચાર કહેનાર તથા સેનાના સર્વ માણસો અજાયબ થઇ ગયાં. કોઇના મોઢામાંથી કાંઇ શબ્દ નિકળ્યો નહીં.

નવાબે મોઢેથી ગમે તેમ કહ્યું પણ સમાચાર સાંભળતાંજ અતિશય બ્હી ગયા. થોડીવાર વિચાર કર્યા પછી પોતાનો સર્વ મુકામ બર્દવાન તરફ લઇ જવાની સેનાને આજ્ઞા કરી. તે પહેલાંજ સાંભળ્યું હતું કે મહારાષ્ટ્ર લોકની સેના બંગાલામાં જવાની ચેષ્ટા કરે છે. પરંતુ નવાબના અણજાણ રહેલા લશ્કર ઉપર ટૂટી પડશે એવું તેણે જાણ્યું નહોતું.

નવાબની સેના જલદીથી બર્દવાન તરફ વધતી ચાલી. નવાબને ખબર હતી કે બર્દવાન પહોંચ્યા પછી મદદની ખામી રહેશે નહીં. અને નગર તરફથી ઘેરી લઇ તેમનો માર્ગ રોકવામાં સુલભતા થશે. કિન્તુ ક્ષિપ્રગામી અસ્વારોહી વર્ગના સૈનિકો તેમના આવતા પહેલાંજ નગરનો એક ભાગ લૂંટી, બાળી દઇ ખાખ કરી ચુકયા હતા. નવાબ આવતાંજ કેટલાક દિવસ સુધી સન્મુખ સંગ્રામ ચાલ્યું. પ્રતિ દિવસ સંન્ધ્યા સમય થતાં બન્ને પક્ષના સૈનિકો પોતપોતાના તંબુમાં જતા અને બીજે દિવસે પ્રાતઃકાલે વળી પાછા લડાઇમાં જતા હતા. દુશ્મનોના ભાવ, આકાર, પ્રકાર, અને નવાબની તેજસ્વીતા જોઇ ભાસ્કર પંડિતે વિચાર્યું કે લડાઇ ન કરતાં કંઇક દ્રવ્ય લેવું અને માનમર્યાદા પૂર્વક ચાલ્યા જવું એ ઠીક છે. તેજ વખતે નવાબના શિબિરમાં કહાવી મોકલ્યું કેઃ મરે-

---

* ઇતિહાસમાં ૫૦૦૦ મહારાષ્ટ્ર સેના સાથે અલિવર્દીખાંની લડાઇ એક અતિ આશ્ચર્યકારક બીના છે. તે સમયનો એક અંગ્રેજ લેખક હૉલવેલ સાહેબ લખે છે કેઃ—

" If we consider the retreat of these ......in all its circumstances it will appear as amazing an effert of human bravery as the history of any age or people have chronicled, ..and we think it merits as much being recorded and transmitted to prosterity as that of the celebrated Amenian general and historian--Holwell Interesting Historical Events.

ઢાગો ઘણા દૂરથી આવ્યા છે, જો નવાબ અતિથી સત્કાર કરી દશલાખ રૂપિયા આપશે તો ખુશીથી પાછા ચાલ્યા જશે.

નવાબે આ બાબત ખુશીથી સ્વિકારી નહીં. અને પોતાના સેનાપતિ મુસ્તુફાખાંની સલાહથી ના કહેવડાવી. ત્યાર પછી બે દિવસ ખુબ લડાઇ ચાલી. મરેઠાઓની લડાયક કુશળતા માટે અંગરેજોની સેનાને ખબર નહોતી. દુશ્મનોના અતર્કિત આક્રમણથી તે લોકો ચકિત થવા લાગ્યા. નવાબે નિશ્ચય કર્યો કે એક દિવસ સમગ્ર સેનાબળ એકઠું કરી દુશ્મનો ઉપર આક્રમણ કરવું તેથી સેનાના તમામ માણસોને એકત્ર કર્યાં. પ્રાતઃકાળે નવાબ પોતેજ ઘોડેશ્વાર થઇ સેના ઉપર કમાન્ડરશીપ કરવા લાગ્યા. પરંતુ બીજી તરફ તંબુના અનુચરો, દુશ્મનોથી બ્હી જઇ, નવાબની વાત નહીં માનતાં દુશ્મનોનું શરણું લેવા લાગ્યા અને તેથીજ તેની સેના તે સમયે નિર્બલ થઇ પડી.

મહારાષ્ટ્રીય સેના તેટલીજ રાહ જોતી હતી. સત્વર ચારે તરફથી નવાબ સેનાપર આક્રમણ કર્યું. નવાબની સેના પણ બહાદૂરીથી લડવા લાગી. અસંખ્ય માણસો માર્યા ગયા, અસંખ્ય ઘાયલ થયા, ચારે તરફ મારફાડથી વિષમ વિભ્રાટ ઉપસ્થિત થયો. એટલામાં સમરભૂમિની એક તરફ કેટલાક મહારાષ્ટ્ર વિર સૈનિકો, અલીવર્દિખાંની બેગમનો હાથી ઘેરીને ઉભા હતા. નવાબના એક સુદક્ષ સૈનિક મુસાહિબખાંએ જોયું કે બેગમ સાહેબ કેદી થયાં છે ત્યારે તે ઝટ ત્યાં ગયો, અને પ્રાણ અર્પી તેમની રક્ષા કરી.

નવાબે જોયું કે મુસ્તુફાખાં તથા અન્ય અફગાન સેનાપતિ જોઇએ તે પ્રમાણે લડતા નથી. તંબુઓનો સઘળો માલ દૂશ્મનોના હાથમાં ગયો છે, સન્ધ્યા સમય પણ માથા ઉપર આવી પહોંચ્યો છે. હવે આગળ વધવું અથવા તંબુમાં જવું બન્ને અસંભવ છે. તેથી ત્યાં ઉભા હતા ત્યાંજ તંબુ બનાવવા તૈયાર થયા. એક ન્હાનો તંબુ અને ત્રણ ચાર ન્હાની ઝુંપડીઓ શિવાય, બંગ, બિહાર અને ઉડીસ્થાના નવાબને રાત ગુજારવા કાંઇ વિશેષ આશ્રય મળ્યો નહિં. નવાબે હવે મહારાષ્ટ્રોને દશ લાખ રૂપિયા આપવાનું કબુલ કરી દૂત મોકલ્યો. કિન્તુ ભાસ્કર પંડિતે લાગ જોઇ એક કરોડ રૂપિયા માંગ્યા. જ્યારે સંધ્યા સમય થઇ ગયો ત્યારે નવાબના અનેક માણસો મરેઠાઓની સેનામાં જઇ મળી જવા લાગ્યા. બધા સૈનિકોમાં એવી વાત ફેલાઇ ગઇ કે જેઓ મહારાષ્ટ્રી લોકોને આશરે જશે તેને શરણું મળશે.

આ સમયે નવાબે એક બીજી યુક્તિ કરી. અન્ધારી રાતના ઘોર અંધકારમાં નવાબ પોતાના પ્રાણપ્રિય બાળક સિરાજુદૌલાનો હાથ ઝાલી *મુસ્તુફાખાંના તંબુમાં પહોંચ્યા. નિદ્રામાંથી ઉઠી સેનાપતિએ બ્હીતાં બ્હીતાં તેમની સાથે વાત કરી.' બિરાદર ! એક બે બનાવથી નારાજ થઇ શા માટે મ્હારૂં સત્યાનાશ કરવા મ્હાઓ છો ? જુવો ! હું સીરાજ સહિત તમારી પાસે ઉપસ્થિત છું. ઇચ્છા હોય તો એકજ તલવારે અમારા બંન્નેનાં માથાં, ધડથી જુદાં કરો ! બસ કબુલ છે ! અગર નહી તો મ્હારો કાંઇ પણ ઉપકાર તમારા ઉપર હોય અને મિત્રાચારીને લીધે તમારા હૃદયમાં મારી ભલાઇનો બદલો વાળવો હોય તો, મારી ભૂલ માફ કરી, લડાઇના મેદાનમાં મારી સાથે ઉતરી પડો ! મને સ્હાય કરો. તમારા આશ્રયથી આ દુશ્મનોને હરાવવાની તદબીર શોધી શકીશ. દુશ્મનોને નમવા કરતાં બીજું કામ હું સારી રીતે જાણુંછું."

મુસ્તુફાખાંએ બીજા કેટલાક અફગાન સૈનીકો સાથે મસલત કરી પોતાના સ્વામીના કામ માટે પ્રાણ આપવાની વાત કબુલ કરી તેણે કહ્યું-લોકો કહે છે કે ચાલીશ તલવાર ધારણ કરનાર એક સંપ કરે તો રાજ્ય છીનવી લઇ શકે છે. આપણી પાસે ૩૦૦૦ થી ઉપર અશ્વરવારો છે. ઇન્શાં અલ્લા કાફિરોના દાંત તોડવા માટે તેટલા ઓછા નથી.

નવાબે આ સમયે દલબળ સહિત, શત્રુ સૈન્ય ભેદ કરી, મુર્શિદાબાદ તરફ લશ્કર દોરવા માંડ્યું. તેની મતલબ એવી હતી કે સેનાને પાછી હઠાવી, એકઠી કરી, પછી શત્રુઓના સૈન્ય ઉપર આક્રમણ કરવું.

મહારાષ્ટ્રીય લોકો રાત્રિનો લાગ જોઇ નવાબની સેનાને મેળવવા લાગ્યા. લૂંટમાં તે લોકોએ એક મ્હોટી તોપ

---

* ઉડીસાની લડાઇમાં નવાબે કેટલાક અફગાન સિપાહીઓને રજા આપી દીધી પરંતુ મુસ્તફાખાંને રજા આપી નહોતી.

મેળવી હતી. તેને એક મ્હોટા ઝાડની બાજુમાં ગોઠવી નવાબના તંબુ ઉપર અગ્નિ વરસાવવા લાગ્યા હતા. આખી રાત તંબુમાંથી ઘાયલ થયલા માણસોની બુમો સંભળાતી હતી. વર્ધમાનના દિવાન માણેકચન્દ બ્હીકને લીધે સવારે ન્હાસવા તૈયાર થયા. રાત્રિના અંધકારમાં નવાબની સેના ચારે તરફથી ઘેરાઇ ગઇ. વેરીઓ કંઇક શ્રેણી ભેદ કરી આક્રમણ કરવા લાગ્યા. બંગસેના પણ અસિમ સાહસ અને અમિત વિક્રમથી યુધ્ધ કરવા લાગી. અન્તે મરેહાઓએ ઉત્સાહ હીન થઇ લડાઇમાં પીઠ બતાવી. હવે નવાબને શ્વાસ લેવાની ફુરસદ મળી.

પ્હો ફાટતાંજ, નવાબની આજ્ઞાથી લસ્કર, દુશ્મનોનાં શિબિર તોડી નાંખી કટોયા તરફ વધ્યું. મહારાષ્ટ્ર દલ પાછળથી તેને સતાવવા લાગ્યું. બંગસેનાની બચેલી વસ્તુઓ પણ આ સમયે દુશ્મનોને હાથ હતી. બે ત્રણ હજાર સૈનિકો ખાધા વગર ભૂખ્યા અશ્વ ઉપર ચઢી ધીમે ધીમે આગળ ચાલ્યા. તેમની સાથે બધું મળી પાંચ હજાર માણસ પાયદલ હતું. બીજી તરફથી મરાઠાઓએ તેમને ચારે તરફથી ઘેરી લીધા. તેમના થોડા ઘણા મેહેનતુ અને તેજ હતા, તેથી તેઓ અજાણતાંજ છાપો મારવામાં અથવા વેગળા ખસી જવામાં હુશીયાર હતા. બર્દવાનથી કટોયા સત્તર કોસ છે, આખે રસ્તે લડતાં, ઝગડતાં, અટકાવનારનું નિશાન સહન કરતાં; ભૂખથી દુર્બળ બનેલું બંગ લશ્કર ધીમે ધીમે આગળ વધ્યું. આટલી વિપત્તી છતાં પણ સૈનિકો વિચલિત થયા નહીં. સ્વામીના ઉત્સાહ અને સેનાપતિ ગણના દુર્દમ વિક્રમથી ખુબ ઉત્સાહિત થઇ તે લોકો રસ્તામાં પણ દુશ્મનો સાથે ખુબ લડ્યા. તેમની બહાદુરી જોઇ મહારાષ્ટ્રી સેનાને બ્હીક લાગી તો પણ હિમ્મતથી હાર્યાં નહીં !

આગલે દિવસે સવારે પણ-બંગ-સેનાને આહાર મળ્યો નહીં. ખાવાની સર્વ વસ્તુઓ દુશ્મનોના હાથમાં હતી. રસ્તાની બન્ને બાજુએ પાંચ પાંચ ગાઉ ઉપર રહેતી પ્રજા, મારકુટના ભયથી ન્હાશી ગઇ હતી. કોઇ તરફથી ખાવાનું મળે તેવી આશા પણ નહોતી. વળી વરસાદની ધારાઓ પણ બંગસેનાને અધિક પિડા આપવા લાગી-સુભાગ્યે, માર્ગના કિનારાઓપર પ્રાચિન હિન્દુ પ્રથા અને ધર્મ વ્યવસ્થાનુસાર મ્હોટાં મ્હોટાં જળાશય બનેલાં હતાં તેની બાજુએ ઉંચાં ઉંચાં ઝાડની કતાર બંધાયલી હતી. તે પોતાના સુંદર શ્યામળ, સૌગંધીક પત્રોની છાયામાં આગન્તુક-પંથિઓને છાયાદાન કરવા માટે જાણે સદા આદર બોલાવે છે. બંગસેના થાકેલી પાકેલી આવાં ઝાડની છાયામાં રાત્રિએ વિશ્રામ લેતી હતી. રાત્રે સેના અને બીજા સર્વ કર્મચારીઓ પૃથ્વીપર બેસી ઝાડનાં પાંદડાં, ફળ, ફુળ, ઘાસ શ્માદિ લઇ પોતાના પેટની ક્ષુધારૂપ અગ્નિને ઓલવતા અને થોડો સમય નિદ્રાની સોડમાં વિશ્રામ કરતા હતા. નિચે રત્ન ગર્ભ, પૃથ્વી શૈયા તરીકે અને ઉપર વર્ષાચ્છાદિત આકાશ આદરનું કામ કરતું હતું. સેનાપતિ અને બીજા માન્યગણોની અવસ્થા પણ સાધારણ સૈનિકોની અવસ્થા કરતાં સારી નહોતી. તંબુ વિગેરે સઘળો સામાન શત્રુઓને હાથ થયો હતો. ઘણા રૂપિયા હોવા છતાં ખાવાનું મેળવવાની કોઇ યુક્તિ નહોતી. ધન ગર્વ ગર્વિત વિલાસ પ્રિય ધનવાનો ઉમરાવ લોકોને તે સમયે પોતાના સોના રૂપાની તુચ્છતા જણાઇ આવી ! અજાને સ્થળે સોના રૂપાને શું આપ્ર શકાય છે ? પેટનું દુઃખ સહન કરવા સિવાય બીજો કાંઇ ઉપાય નહોતો ! ઝાડનાં પાંદડાં, છાલ, ફુલ, અને છેવટે એટલે સુધી કે કીડા, પતંગીયાં ઇત્યાદીનું ભક્ષણ કરીને પણ પોતાની ક્ષુધા અગ્નિને શાંત કરવી પડી ! નવાબના લશ્કરની આવી અવદશા થઇ પડી !

" રુસુરી તારીખ " નો લેખક યુસુફઅલીખાં, આ આ સમયે પોતે જાતે ત્યાં હાજર હતો. તેમણે પોતાના લેખમાં સિપાહીઓનું અપૂર્વ સાહસ અને સહિષ્ણુતાનું મ્હોટું વૃત્તાન્ત લખ્યું છે. લખ્યું છે કેઃ—બર્દવાનથી કટોયા પહોંચવા પહેલાં ત્રણ દિવસમાં અમને ઘણી ઘણી મુશ્કેલીથી એક દિવસ ફકત પોણો શેર ખીચડી મળી હતી. નાના પ્રકારની ચટકદાર ચટનીઓ અને તરેહ તરેહની શાક તરકારી સાથે નિત્ય ખાવાની ટેવવાળા સાત માણસોએ તેટલી ખીચડી અમે વેંહુચીને ખાધી હતી. અને એક દિવસ ફકત સાત સકકરપારા ( એક જાતની મિઠાઇ ) મળ્યા હતા. ત્રીજે દિવસે મરેલા જનાવરનું અર્ધો શેર માંસ મળ્યું હતું. રાતના ખાતી વેળા એક એક કોળીયાને માટે, કેટલા માણસો આંખો ફાડી રાહ જોતા હતા. અમે તેમને આપ્યા વિના ખાતા નહોતા. "

આ પ્રકારે ભુખે અતિ ક્લેશ કરતી અને ઉચ્ચાટ પામતી બંગ સેના લડાઇ કરતી કરતી આગળ વધી. બધી તોપો-દુશ્મનોના હાથમાં હતી. દુશ્મનોની સેનાએ ચારે તરફથી ઘેરી લીધા હતા. તો પણ તે એટલી બધી વેગળી હતી કે બંગાળી સેનાની બંદુકની ગોળી તે સેનાને સ્પર્શ કરી શક્તી નહોતી. લાગ જોઇને દુશ્મનો તેમના ઉપર આઘાત કરતા હતા. તે સમયે બંગાલ સેનાની અવસ્થા માટે મનેજ કલ્પના કરવી યોગ્ય છે. તેના વર્ણનને યોગ્ય નથી. તેની દુર્દશા, દુખી, ક્લેશમય સ્થિતિનું વર્ણન કરતાં કલમ પણ થરથરે છે.

એક દિવસ સેનાપતિ મુસ્તુફાખાંએ જોયું કે મહારાષ્ટ્રોનું એક લશ્કર દલ હથિયાર ત્યાગ કરી આન્હિક કર્મ અને આહાર આયોજનમાં બેઠું છે. તેઓને સ્વપ્ને પણ શંકા નહોતી કે બંગાલની ક્ષુધા પિડિત સેના તેઓ ઉપર આક્રમણ કરવાનું સાહસ કરશે! એટલામાંજ સેનાપતિની આજ્ઞાથી બંગસેના નગ્ન તલવારો લઇ તે અતિ પ્રબળ વેગે તેઓ ઉપર તુટી પડી. તે સૈનિકોને વાઘની પેઠે તુટી પડતાં જોઇ મહારાષ્ટ્રી બધી સેના પોતાનું જે હતું તે જ્યાંનું ત્યાં મુકી ન્હાશી ગઇ. બસ! બંગ સેનાએ તે ન્હાસની મહારાષ્ટ્ર સેનાનો લાવેલો આહાર લઇ પેટની અગ્નિ શાંત કરી. તે પછી દુશ્મનોની સેના સાવધાન થઇ ગઇ. નવાબની સેના કાયા ક્લેશ સહન કરતી આગળ વધવા લાગી.

બીજે દીવસે પ્રાતઃકાળમાંજ મહારાષ્ટ્ર સેનાએ એકાએક ચારે તરફથી આક્રમણ કર્યું. બંગ સેના હજી લડાઇને માટે તયાર થઇ નહોતી. નવાબ હાથીપર બેસવા પામ્યો નહીં એટલામાં તો મહાદારૂણ સંગ્રામ મચાવી દીધું. તેથી સેનાનું એકત્ર થવું અને રિવાનુસાર યુધ્ધ થવું અશક્ય થઇ પડ્યું. જે જ્યાં હતો તે ત્યાંજ પોતાનો પ્રાણ બચાવવા લાગ્યો. એ સમયે છુટવાની કોઇ આશા નહીં છતાં અદ્ભુત રીતે નવાબ અલિવર્દીખાંનો પ્રાણ બચ્યો. નવાબ અલિવર્દિના હાથીની સાથે ધ્વજ તથા સાજ સામાન લઇ ચાલવા માટે બે હાથી રહેતા હતા. તેમના મોટા મોટા દાંતોમાં એક એક મોટી સાંકળ રહેતી હતી. ચાલવાની વખતે તે સાંકળનો અવાજ કરતા કરતા નવાબના હાથીની આગળ આગળ ચાલતા. દુશ્મનોએ નવાબ ઉપર આક્રમણ કર્યું તે વખતે તે બંન્ને હાથીઓ ચિડાઇ જઇ તોફાન કરવા લાગ્યા અને જોરથી પેલી સાંકળ ફેરવવા લાગ્યા. તે સાંકળ વાગવાથી ઘણા શત્રુ સિપાઇઓ ઘાયલ થયા, કેટલાક મૃતઃપ્રાય થઇ ભૂપતિત થવા લાગ્યા. નવાબની સેનાને આગળ વધવાનો સમય મળ્યો. બંગસેના ક્રુદ્ધ થઇ લડતી જોઇ મહારાષ્ટ્ર સૈનિકોને લડાઇના મેદાનમાંથી ન્હાસતા વિલંબ થયો નહીં.

આ પ્રમાણે અતિ સંકટ, વિટંબણા, અને વિઘ્ન અતિક્રમ કરતી નવાબ સેના ત્રણ દિવસમાં કાટોયા પહોંચી. પરંતુ દુશ્મન મહારાષ્ટ્ર સેના તે પહેલાંજ કાટોયા પહોંચી નગર લુંટી રહી હતી. અગ્નિ લગાડી કાટોયાનાં અન્ન ભાંડાર ખાખ કરી નાંખ્યા હતા. નિરાહાર બંગ સેના તે રાખ થયલા અન્નને પણ અમૃત સમાન માની ખાવા લાગી અને તે ઉપર સંતોષ પામીનેજ વિપદ સમય વિતાવી દીધો.

કમળ.

---

# अभेदानंद.

( १ )

True love's the gift which God has given
To man alone beneath the heaven.

આ મહાયુદ્ધ કોની વચ્ચે થાય છે? શું આર્યો દેશ ગૌરવ ભુલી ગયા? અરે અરે. જુવોને, તેઓ પોતાનાં બંધુઓના રક્તથી પોતાના હાથોને ખરડાયલા જોવા ઇચ્છે છે. આ, સ્વદેશ પ્રીતિ પણ નથી જણાતી. આર્ય દેશની બનાવેલી શમશેરો આજે આર્યોનેજ પ્રાણુ-ર્દિત કરી રહી છે. પણ સમશેરોનો શો દોષ? તે બિચારી નિર્જીવ વસ્તુ શું કરી શકે! એ તો આજ્ઞાને

આધીન છે, હોય તો એ દેશ દ્રોહી યોદ્ધાઓનો કે જે બળ પરદેશી મુસલમાનો પર કામ લાગે તે સ્વદેશીઓ પર અજમાવે છે. એનેજ ગૃહવિચ્છેદ કહેતા હશે. નીતિશાસ્ત્ર વેતાઓ કદાચ એનેજ કુસંપ કહેતા હોય.”

વ્હાલા વાંચક, ઉતર આપવા તત્પર થા. એ તો કારણ નહિં હોય કે જેને અંગે પરદેશીઓ, પરધર્મીઓ તમારા વિશાળ અદ્બુત દેશનો અલ્પ સમયમાં વિના મહેનતે ગ્રાસ કરી ગયા? “જે આવ્યા તે ઝુસા” એનું પણ એ તો કારણ નહિં હોય? વળી યુરોપના વિચારવંત વ્યાપારીઓએ વ્યાપારના બ્યાજમાંજ આ દેશ લઇ લીધો, તેનું પણ એજ કારણ તો નહિં હોય? અને આજે લ્હારા દ્રવ્યના ભંડારોમાંથી પ્રતિદીન અઢળક ધન પુર્વના સુવર્ણ પર્વતોમાંથી નીકળી પશ્ચીમ તરફ વહેતી દ્રવ્ય સરિતા દ્વારા ઘસડાઈ જાય છે. તેનું પણ એ કારણ તો નહિં હોય? તેનો ઉત્તર કોણ દઇ શકે એમ છે?

આ યુદ્ધમાં અંતે એક પક્ષ ભાગ્યું. નાસ ભાગ થઈ. શુરવીર આર્યો જીવનની અંતીમ ઘડી પર્યંત લડયા. કાયરો અને ભિરૂઓ પ્રતિપક્ષની અસીના ભોગ થઇ રણમાં પડયા. અસી સજી તાબે થનારા કેદ થયા. થોડી વારે સૌ શાંત થયું. કેદીઓને કેદ કરી વિજયી પક્ષ વિજય દુની કરતું આગળ ચાલ્યો.

આપણી આ ન્હાની વાર્તાને આ બંને પક્ષો સાથે કંઇ પણ સબંધ નથી. તોપણ કહેવું આવશ્યકીય છે કે પરરાજ્ય પર હુમલો કરનાર પક્ષ હજારો નિર્દોષ પ્રાણીઓનો ભોગ આપી નિરાશાથી નાઠું. વિના કારણે હલ્લો કરવાનું પરિણામ દર્શાવવા તે પૈકિ કેટલાક જઈ સ્વજનોને મળ્યા.

(૨)

આ યુધ્ધમાં અમરસિંહ નામે યુવક કેદ પકડાયો. તેની મુખપ્રભા જોઇ વિજયી પક્ષના સૈન્યાધીશ દુર્જનસિંહે ત્હેને પોતાને ત્યાં રાખ્યો. અમરસિંહને અહિં સર્વ પ્રકારનું સુખ હતું તથાપી તેની સ્વદેશ જવાની ઉત્કંઠા પરિપુર્ણ ન થઇ. તેણે ઘણીવાર કહ્યું પણ દુર્જનસિંહ આ સાંભળતાં ક્રોધે ભરાતો ને તેનાપર કંઇને કંઇ ભાર નાંખતો-આથી અમરસિંહ નિરાશ થઇ અતિ ઉદાસ પણ શાંત રહેવા લાગ્યો.

માતા પિતાનો વિયોગ અસહ્ય છે એ કોણ નથી જાણતું? તેમ મિત્રોના સુખ આ બંદીખાનામાં કોણ આપી શકે એમ હતું? તે વારંવાર નિશ્વાસ ખેંચતો. માતા પિતાને સંભારી અશ્રુપાત કરતો. મિત્રો સંભારી તેમની ગાઢ મૈત્રીની કલ્પના કરતો, શીથીલ થતો. સ્વભુમી-જન્મભુમી-ના દર્શનાર્થે મન જળ તરંગ પેઠે ઉછાળા મારતું પણ કરે શું? કહે કોને? કોણ તેનો મિત્ર કે આશ્વાસન કરનાર? પરમાત્મા સિવાય કોઇ નથી.

આમ કરતાં એક વર્ષ વ્યતીત થયું. એક દીન સાંયકાળે તે અગાસીપર સંધ્યા સમયની રમણીયતા નિહાળતો બેઠો હતો. પક્ષીઓના કલ કલ શબ્દો સાંભળી તે આ દુઃખમાં પણ કંઇક આશ્વાસન પામતો. આનંદથી શાંતી પ્રાપ્ત થતી. અને થોડો સમય દુઃખ ભુલી જતો.

આ સંધ્યા સમયે તેની સ્હામે સૈન્યાધિશની મેડીપર કંઈક મધુર શબ્દ થયો. અમરસિંહની દ્રષ્ટી એ તરફ ખેંચાઇ, સાંજ સ્થંલી, પુનઃ પાછી વળી, પુનઃ ખેંચાઇ, કંઇક હાલી ચાલી સ્થીર રહી. દ્રષ્ટીને આમ અનેક રંગો કરવાનું શું પ્રયોજન હશે? એ કારણ તરણ પ્રેમી હૃદય વિના કોઇ જાણી શકે એમ નથી. “પ્રેમીનું મન પ્રેમી જાણે, પ્રેમ વગરના કયા પીછાણે.” આ દ્રષ્ટી રંગની કલ્પના કોઇ પ્રેમીજ કરી શકે. સૈન્યાધીશની પુત્રી લીલા સાયંકાળે, સૃષ્ટી દર્શનાર્થે અગાસીપર આવી હતી, તેનો ઉપરનો શબ્દ આ કેદીના કર્ણદ્વારા હૃદયમાં પ્રવેશ કરી ગયો, ત્યાં કંઇક વિચિત્ર શક્તિ ઉત્પન કરી તેના નેત્રોને તે તરફ વાળ્યાં.

પ્રેમ પ્રેમને આકર્ષે છે, એ વાત સત્ય છે. જે પ્રેમ શુન્ય મનુષ્યો બેઠા હોય ત્યાં પ્રેમી દમ્પતી નેત્રોદ્વારા પ્રેમ દર્શન કરે છે. પણ પ્રેમ શુન્ય મનુષ્યો તે નથી જાણતા. યૌવન આવતાં તેની પાછળ રસીકતા આવે છે અને રસીકતાની પાછળ પ્રેમ સ્વતઃ દોરાય છે. ચાર ચક્ષુઓ એક થતાં પ્રેમ જવાળાઓ સર્વ અંગમાંથી ફુટી અને હવે તો એ રહ્યું કે પ્રથમ વાત કોણ કરે.

અમર બંદીવાન હતો તેથી તે બોલવાની હીમત કરી શક્યો નહીં, લીલા અંતે બોલી શરમાઇ. પગના નખમાં ચંદ્રના પ્રતિબીંબને નિહાળતી તે પુનઃ બોલી, પ્રવાસી અમરસિંહ, હું આજે પ્રથમજ આપના દર્શન કરવાને ભાગ્યશાળી થઇ છું. આપની સુશીલતા વિષે મેં સાંભળ્યું છે. અને મ્હારા પીતની વર્તણુંક વિષે પણ જાણી શકીશું. ધૈર્ય ધરો, હવે અહીંજ રહી આનંદ માનો.

બાલિકાના આ વિણા સમ શબ્દો સાંભળી અમર આનંદ પામ્યો. બાળાને મુખે મસ્કરા સાંભળી કયો પુરૂષ મનમાં નહિં હરખાય! આનંદ સાથે લજ્જા પણ થઇ, અને જવાબ દીધોઃ કારાગ્રહમાં તે આનંદ કયાંથી?

"કારણ કારાગ્રહમાં પણ આનંદ કાર્ય ઉત્પન્ન કરી શકે છે."

"એ કારણ શું?" અમર સ્મીત કરી બોલ્યો.

લીલા શરમાઇ હારી ગઇ. ઉતર આપી ન શકી. ઉડતા વાળને સમારતી, ઉતરીય વસ્ત્ર ગોઠવતી ધીમે સ્વરે બોલીઃ તમે તો અહિં પણ વાક ચાતુર્ય બતાવવા માંડયું છે." અમરસિંહ મૌન રહ્યો. મધુર બાળાની ચળકતી મણીમુદ્રા વધારે વાર રહી શકે એમ નહતું. તેણીએ સવીનય રજા માગી પ્રયાણ કરી ચાલતી થઇ. અમર તો જોઇજ રહ્યો.

રાત્રીના બે પ્રહર વ્યતીત થયા છે. સર્વત્ર શાંતીનું સામ્રાજ્ય જણાય છે. ફક્ત અમરસિંહ આ શાંતીમાં પણ અશાંત થઇ પોતાની શય્યાપર જાગતો બેઠો છે.

લીલા અને અમરની પ્રીતીમાં પ્રતીદીન વૃધી થતી ગઇ. હવે તેઓ ખરાં પ્રેમી બન્યા છે, પ્રેમ યોગ સાધવાને તેઓ હવે પુરતા શક્તિમાન થયાં છે. લીલા વારંવાર તેની પાસે આવતી અને તેને આશ્વાસન આપતી. પણ અમરની એકજ ઇચ્છા તેના સ્વજનોને જોવા તલપી રહી. વારંવાર તે લીલાને પ્રાર્થના કરતો. ઇષ્ટનું સુખ એમાંજ પોતાનું સુખ એ પ્રેમીજ જાણે છે. લીલાએ અંતે તેને જવા દેવાનું કબુલ કર્યું, સર્વ ગોઠવણ થઇ રહી હતી. આજનો દીવસ તે અમરને આ કારાગૃહમાંથી મુક્ત થવાનો હતો. તેથીજ તે જાગતો હતો.

શય્યાપર બેઠો બેઠો તે અનેક કલ્પના તરંગમાં તણાઇ જતો, પવનથી વૃક્ષ પલ્લવો હાલે તો તે બ્હાર જુવે કે લીલા આવે છે. થોડો સમય વળી વ્યતીત થયો એટલામાં તેની હૃદયેશ્વરીના દર્શન થયાં. અમર આતુરતાથી ઉઠયો અને જોયું. ચાર ચક્ષુઓ પુનઃ મળ્યાં. પ્રેમ સાગરમાંથી ઉડતા જળ બિંદુઓથી ઉભય આચ્છાદીત થયા.

લીલાએ તેને તૈયાર થવા કહ્યું, અમર તો તૈયારજ હતો.

આજે આ પ્રેમીઓ જુદા પડવાના હતાં, હમેશાને માટે નહિ પણ અલ્પ સમયને માટે, તથાપી પુસ્કળ રડયાં. એકમેકને આલીંગન દઇ ભેટયાં. ભેટી જુદા પડયાં. એકમેક સ્હામે જોતા ઉભા રહ્યાં. અમરની દ્રષ્ટી પોતાની વીંટી તરફ ખેંચાઇ, તરતજ તે કાઢી લીલાના સુકોમળ મધુર હાથમાં તે પ્હેરાવી. હાથ સ્હામું જોતોજ રહ્યો. તેના પ્રેમનો તૃષાતુર અમર આથી સંતોષ ન પામ્યો. તેણે એ હાથ પોતાના મુખ આગળ ધર્યો ને એક ચુંબન કર્યું. લીલાએ શરમાઇ હાથ ખેંચી લીધો.

અમરની પાસે લેવા જેવું કંઇ નહતું. કેટલીક લીલા તરફની ભેટોજ હતી જે લઇ પોતાની પ્રિયા તરફ જોઇ પ્રેમનાં આંસુઓ વહન કરતો વિદાય થયો, અદ્રશ્ય થયો. અને અદ્રશ્ય થયો ત્યાં સુધી લીલા પણ પ્રેમી નેત્રો તેની પાછળજ ટેકવી રહી હતી.

પ્રાતઃકાળે દુર્જનસિંહે આ વાત જાણી. આને માટે તેને અનેક પ્રશ્નો ઉદ્દભવવા લાગ્યા. નોકરોપર શક આવતાં તેમને કાઢી મુકયા. કેટલાક સ્વારો અમરના શોધને માટે મોકલ્યા. પણ નિરર્થક સૌ પ્રયત્નો નિષ્ફળ નિવડયા, અંતે શાંત રહ્યો.

## (૩)

સમય સાયંકાળનો છે, સૂર્યનારાયણ જાણે અસ્તાચળ ગીરીપરથી જગત નીહાળતા હતા. આ સમયે સુભદ્રા નદી કાંઠે એક મહાલયમાં એક યુવક બેઠો હતો. કંઇ પ્રેમ ગાન કરતો હતો. પાઠક? નહું જાણ્યું હશે કે એ અમર હતો. એક પુસ્તક ઉઘાડી તેમાંથી એકજ પંક્તિ ભણતો તે વારંવાર નિશ્વાસ નાંખતો હતો. તે પંક્તી કઇ?

"પતાકા પ્રેમની ઉડી, થયા તાબે સઉ હેને"

એજ પંકતી ગાતો હતો. સ્હામે વહેતી નદીને જોઇ જાણે તે આનંદને બદલે શોક કરતો હોય. પણ-પણ તેની દ્રષ્ટી ખેંચાઇ. એક કૌતક જોયું. એક યુવક સુભદ્રા નદીને પેલેપાર ઉન્મત્તની પેઠે આમ તેમ ફરતો, જાણે સુભદ્રા સાથે વાત કરતો હોય. અમરસિંહને શંકા થઇ કે એ કાણુ હશે અને આમ શાને માટે કરતો હશે? તેથી તે ઉઠ્યો અને બ્હાર જોઈ નદી કાંઠે ઉભો રહ્યો. તેમના વચમાં નદીનુંજ અંતર હતું તેને તે ઓળંગી જવા તે ત્વરીત કુદી પડ્યો, અલ્પ સમયમાં નદીને પેલે પાર ગયો. આ ઉન્મત્ત યુવક શું લવતો હતો તે સાંભળવાની ઇચ્છાસાથી તે ન જુવે એવી રીતે છુપાઇ ઉભો રહ્યો. ઉન્મત્ત જાણે જળને સંબોધીને કહેતો હોય એમ ગાન ગાવા મંડ્યો.

"આ વિરહીણી વ્યાકુળ બની

આનંદથી ઉભરાય તું."

અમર આ સાંભળી સ્તબ્ધ થયો. શું વિરહીણી? નક્કી તે કોઇ સ્ત્રી છે. અને વ્યાકુળ ખરેખર. એ પણ પ્રેમાગ્નિથીજ પીડાતી હશે. અને હું-પણ...બોલી એક નિશ્વાસ ખેંચ્યો. પ્રિયા સાંભરી. તેનાથી અનાયાસે બોલી જવાયું:- "ઓઃ પ્રિતી કરી પરિપકવ પ્રિયાને છોડી"

હું બન્યો.............."

વધારે બોલતો હતો પણ આ શબ્દ પેલી પુરૂષ વેષમાં ઉભેલી યુવતીએ સાંભળ્યો તે આ સ્વરને ઓળખતી જણાઇ. અંતરાનલ સળગ્યો. ચિંતા મિશ્રણ હર્ષથી તે બોલી. આ અમર તો ન હોય? સ્વર તો એનોજ જણાય છે. પણ અહીયાં કયાંથી?

હવે પ્રિયાને ઓળખી. અમરનું અંતર ભેદાયું. હવે તેનાથી છુપું ન રહેવાયું. ત્વરીત પ્રકટ થયો. શો ચમત્કાર? લીલા તો જોતીજ રહી પણ હવે તે જોવાય? બન્ને પ્રેમથી ભેટયા. પુષ્કળ પ્રેમ અશ્રુઓ વહન કરી સુંદર વસ્ત્રોને સૌગંધીત કર્યાં. અમર હસતો હસતો બોલ્યોઃ વહાલી! તુંજ સત્ય પ્રેમને જાણનારીછે. મ્હારા માટેજ આટલું સંકટ?

અમરના જવા પછી લીલા પ્રતિદીન કૃષ થવા લાગી. તેના પીતા માતાને પણ કઇક શંકા થઇ. વારંવાર તેણીને એજ પ્રશ્ન થવા લાગ્યા. આ બધાથી કંટાળી એક આશાલતા નામની સખી સાથે લીલામણી પુરૂષના વેશમાં પોતાના પ્રિયને શોધવા નીકળી પડી. સુભદ્રા નદીને કીનારે આવતાં તેણીએ આશાને કંઇ ફળાદિ લેવા વનમાં મોકલી અને પોતે નદી કીનારે વ્હાલાનું સ્મરણ કરતી બેઠી. ત્યાં આ કૌતક બન્યું

લાંબા સમયે પ્રિયાને મળેલો અમર પ્રેમોન્મત્ત બન્યો. સરિતાની મંદ પવન લ્હેરીઓથી તે અનન્ગ વશ થયો વિયોગીની પ્રીયાને ભેટયો, આલીંગન દઇ હોઠ ઉપર એક ચુંબન કર્યું. તેથી સંતુષ્ટ ન થયો. ભોગી ભ્રમરની પેઠે ગુલાબ કળીમાંથી અધીક મધ ચુસવા લાગ્યો.

લીલા શ્રમથી થાકી હતી પણ આ આનંદથી તે સર્વ ભુલી જઇ બોલી, વહાલા અમર, આજે હું જેવી આનંદ લહેરીઓમાં વિહાર કરૂ છું અને જેવો હું અંતરાનંદ અનુભવું છું તેવો આનંદ છવનમાં કોઇ સમયે પણ નથી અનુભવ્યો. હૃદયમાં પ્રેમની જ્યોતિ મ્હેં પુર્ણ પ્રકાશમાં આજે જ જોઈ છે. અહો એ આનંદને તે શું નામ આપુ?

આશાલતા આ બધું જોતી ઉભી હતી. ઉપહાસ કરતી બોલી સખી એનું નામ તે "अभेदानंद"

**વાંચક! આને સંસારી પ્રેમ સમજતો નહિં!**

ठक्कर ओधवजी तुलसीदास.



# छूपो खजानो.

ઈરાનનો પહેલો શાહ અબ્બાસ એક દિવસ શિકારગાહે નીકળ્યો, જતાં જતાં પોતાના સાથીઓથી ઘણે વેગળે નીકળી ગયો અને રખડતાં રખડતાં એક ભરવાડ બેઠો બેઠો વાંસળી વગાડતો હતો તેની સોડે આવી ઉભો. શાહે તેની સાથે કેટલીક વાત ચીત કરી જેમાં તે ભરવાડની સંગીતની સમજણ શક્તિ જોઇ અને ચાલાકી ભરેલા જવાબો સાંભળી શાહ એટલો ખુશ થયો કે તેને શહેરમાં લાવી હુશિઆર ઉસ્તાદોના હાથ તળે શિખવા મૂક્યો. તેણે હુશિઆર ઉસ્તાદોને હાથે એવી સરસ તાલીમ લીધી કે રાજા તથા એના દરબારીઓ હેરત પામી ગયા અને રાજાએ તેનું નામ મહમદ અલી બે પાડ્યું, અને મહેલમાં નાઝીરની જગ્યા આપી. મુગલ રાજાની દરબારમાં પણ બે વખત ઇરાની એલચી તરીકે તેને મોકલી આપ્યો હતો કારણ એના જેવો પકો ને આહુશ બીજો કોઇ તે વેળા દરબારમાં ન દેખાતો હતો. એનામાં એક ઘણો સરસ ગુણ એ હતો કે ગમે તેવી લાલચ દેખાડો તો તેને ઠોકર મારતો, ત્યારે બીજા ઇરાની દરબારીઓ તો બહુજ લોભી હતા. વખત જતાં શાહ એની ઉપર બહુજ મહેરબાની દેખાડવા લાગ્યા તેથી એની અદેખાઇ બીજા દરબારીઓ આપસ આપસમાં કરવા મંડ્યા, પણ તે શાહ આગળ જવાની હિંમત ન ધરાવતા હતા. પણ શાહ ગુજર પામ્યો અને એની પાછળ શાહ સફી ગાદીએ બેઠો. જેના વખતમાં તેઓએ મહમદનું કાટલું કાઢવાની ઠીક યુક્તિ રચી કારણ આ નવો શાહ નાદાન હોવાથી કાનનો તથા મનનો કાચો હતો, એ મહમદે ધર્મશાળા તથા એક ભપકા ભરેલું પોતાને માટે મકાન બાંધ્યું હતું તેના પૈસા એણે તીજોરીમાંથી ઉચાપત કરેલા હોવા જોઇએ એમ શાહના કાન ભંભેર્યા. શાહ આ તોહોમતનું કારણ શોધી કાઢવાના હેતુથી મહમદને બોલાવી કહ્યું કે સર્વ ખજાનાનો હિસાબ મને પંદર દીનની અંદર આપજો. પણ મહમદે કબુલ કર્યું, ના, આલીજા, કાલને કાલ આવી સર્વ હિસાબ તપાસજો. તેમ ત્યાં જઇને તપાસે તો સર્વ બરાબર નીકળ્યું ત્યારે ત્યાંથી મહમદના ઘરનો રસ્તો પકડ્યો, જ્યાં ઓરડે ઓરડે ફર્યો પણ દરેક ઓરડામાં સાધારણ રીતે જોઇતી ચીજોથી ભરેલો હતો અને લખલૂટ પૈસાની એક નિશાની નજર ન આવી અને આવો મોભો ધરાવ્યા છતાં તદન સાદો સાદો રહેતો જોઇ શાહને ઘણીજ અજાએબી લાગી પણ આગળ જતાં એક ઓરડાને તાળાંપર તાળાં ચઢાવી ત્રણ તાળાં મારેલાં જોઇ એક ગુલામે શાહનું ધ્યાન ખેંચ્યું કે આ ઓરડો તો જોવાનો બાકી રહી ગયો છે. શાહે પૂછ્યું આમાં કેવો એક ખજાનો છુપાવ્યો છે જેને આવી સંભાળથી જબર બંધ કીધો છે. આથી મહમદે જવાબ દીધો કે મારો પોતાનો સર્વ ખજાનો તો આનીજ અંદર જાળવી રાખ્યો છે, બાકીની આ સર્વ ચીજો ( બીજા ઓરડામાં આંગળી કરી કહ્યું ) આપ નામવરનીજ મના છે" એમ કહી તાળાં ઉઘાડી ઓરડો ખુલ્લો કીધો તો શાહ તથા બીજાઓની પૂર અજાયેબી વચ્ચે એક મેંઢા હાંકવાની લાકડી, એક ઝોળી, એક મસક પાણી ભરવાની, તેની પેલી જુની વાંસળી અને ભરવાડી પોશાક, જે સર્વ એક ભીંતપર ટાંગેલો હતો તે સિવાય બીજું કશું જોયું નહિ. રાજાને સ્તબ્ધ ઉભેલો જોઇ નાઝીરે પોતાની આગલી સર્વ કારકીર્દી અવલથી આખર સુધી માંડીને કહી સંભળાવી અને તે સાથે એટલો આગ્રહ કર્યો કે હવે મને આ તમારો ઓધ્ધો નથી જોઇતો પણ મને મારે આગલે ધંધે વળગવા દેવો. શાહ તો આવા પ્રમાણીક ગુણોથી છક થઇ ગયો અને પોતાનો બાદશાહી પોશાક ઉતારી નાંખી તુરત નાઝીરને ભેટ કીધો, એવું માન ઇરાનનો શાહ જવલ્લેજ કોઇને ફક્ત મહાભારત કામ માટે બક્ષે છે. દુશમનની અદેખાઇ છતાં મહમદ પોતાના ઓધ્ધા ઉપર હજુ મક્કમ પગે કામે લાગ્યો હતો, અને સુખ ચેનથી દીન ગુજારી આ ફાની દુનિયામાંથી ઉઠાંતરી કરી ગયો. અને સચ્ચાઇનીજ ફતેહ થાય છે.

तारा-पुणा.



श्रीयुत गंगाप्रसाद वर्मा.
'लखनौ एडवोकेट'ना तंत्री अने आगेवान राजकिय पुरुष.

ભારત જીવન પ્રેસ-મુંબઈ.

# "रामायणनो समय"

૧


આ વિષય માટે અનેકોનાં અનેક તર્કો છે. આરંભમાં રામજન્મની રાશી આપેલી છે, અને નક્ષત્ર આપણા હોઇ, રાશી ગ્રીક લોકો પાસેથી લીધી છે. રાશીના ઉલ્લેખ ઉપરથી રામાયણ અતિ પ્રાચીન નહોતાં તેમાં કાંઇ વિશ્વનીય માહિતી નથી. આ વીચાર ઘણા વિદ્વાનોનાં મસ્તિકમાં ગ્રહ કરી રહ્યો છે. તેમજ વળી બુદ્ધનો પણ તેમાં ઉલ્લેખ હોવાથી તેઓનો તે વિચાર વધારે દૃઢ થાય છે. આજ વિચારને અનુસરીને પ્રોફેસર 'વેબર' નામક જર્મન પંડિતે તો રામાયણ હોમરનાં 'ઇલિયડ' કાવ્યનું રૂપાંતર માત્ર છે એમ સિધ્ધ કરવાને સુધાં યત્ન કર્યો છે. તેને કૈલાસવાસી ન્યાયમૂર્તિ તેલંગે પોતાનાં ' વૉઝ રામાયણ કોપીડ ફ્રોમ હોમર'(Was R. copied from Homer.) માં મુદ્દેસર ઉત્તર આપી, તેની ખબર લીધી છે. તથાપિ વિદ્વાનો રામાયણ વિષે ઘણાજ શંકારપદ છે એવું દેખાય છે. કૈ૦ શં૦ બા૦ દિક્ષિતે પોતાનાં 'ભારતિય જ્યોતિષ' માં ઉપર્યુકત સમજુતીથી રામાયણનો વિચાર કર્યો નથી. તથાપિ અમારા મતાનુસાર સાન્ત્ય થોડો વિભાગ મુકી દઇ બાકીનાં વિભાગમાંથી ઘણી ઉપયોગી માહિતીઓ મળી આવે છે. તે માહિતીઓ નિદર્શિત કરવાનેજ આ અમારો અલ્પ પ્રયાસ છે.

જ્યારે ' રાશી ' કોઇક પ્રતોમાં છે ત્યારે 'ગોરે-શિઓ' ની મૂળ પ્રતોમાં નથી [ જુઓ મરાઠી **भारता पूर्वी रामायण;** મ. ગો. અભ્યંકર કૃત ] વળી તે દશરથના પૂત્રોના જન્મ સમયેજ આપેલી છે; ઇતર ક્યાં પણ ઉપલબ્ધ નથી. તેજ પ્રમાણે અયોધ્યા કાંડમાં 'બુદ્ધ' નો ઉલ્લેખ પણ અપ્રાસંગિક બીજે કોઇ સ્થળે ન આવેલો હોઇ અસંબંધ છે; જે પણ 'ગોરે-શિઓ'ની પ્રતમાં નથી. આ પ્રમાણે બુધ્ધ અને રાશીનાં ઉલ્લેખોની અડચણ સાફ થતાં આપણો માર્ગ જરા સરળ થયો લાગે છે.

કિષ્કિંધાકાંડ, સર્ગ ૨૬-શ્લોક ૧૪ મામાં રામે સુગ્રીવને રાજ્ય આપતાં " આ વર્ષા ઋતુનો આરંભ થયો છે તેથી તે ઉદ્યોગને યોગ્ય નથી ' એવું કહેતાં સાથે વાકયોચાર છે કેઃ—

**पूर्वोयं वार्षिको मासः श्रावणः सलिलागमः ।**
**प्रवृत्ता सौम्य चत्वारो मासां वार्षिक संज्ञिताः ॥**
**॥ १४ ॥**

અર્થાત્ઃ વર્ષા ઋતુનાં ચાર માસમાંનો શ્રાવણ પ્રથમ માસ હમણા ચાલે છે.' હાલ વર્ષાદ જ્યેષ્ઠમાં શરૂ થાય છે અને શ્રાવણ વર્ષા ઋતુનો ત્રીજો માસ ગણાય છે. હમણા શ્રાવણી પૂર્ણિમાએ ચંદ્ર શ્રવણ નક્ષત્રપર અને સૂર્ય તેની સમીપમાં કહેતાં આશ્લેષાને મધા મધ્યે કયાંક હશે. સાધારણતઃ આશ્લેષા નક્ષત્રમાં રામાયણ કાળે વર્ષા પ્રારંભ થતું હશે એમ કહી શકાય. તે હાલ મૃગોના સુમારમાં શરૂ થાય છે.* એટલે પાંચ (૫) નક્ષત્ર પાછળથી થાય છે. એક નક્ષત્રનાં $13\frac{1}{3}$ અંશ પ્રમાણ ગણતાં ૫૬-૫૭ નો ફરક આવે છે. ૧ અંશનો ફરક પડતાં આશરે ૭૨ વર્ષ લાગે છે; ત્યારે ૫૭ અંશને ૪૮૨૪ વર્ષ લાગવા જોઇએ. તેમાંથી ખ્રિસ્તિ શકનાં ૧૯૦૦ વર્ષ બાદ કરતાં રામાયણનો કાળ ખ્રિસ્તિ શક પૂર્વે સુમારે ૨૯૨૪ વર્ષ આવે છે. આ કાળમાં પાંચ સાત શતકની ચૂક હોવાનો સંભવ છે.

ખરેખર શ્રવણ પછી પૂષ્ય નક્ષત્ર આવે છે; પરંતુ શ્રાવણ માસમાં શ્રવણ નક્ષત્રમાંજ પૌર્ણિમાને દિવસે બરોબર ચંદ્ર હોય છેજ એવું કાંઇ નથી અને વળી તે શિવાય (ત્યાં) વર્ષા પ્રારંભની તિથિ પણ કહેવામાં આવી નથી. તથાપિ ઉપર્યુકત ઉલ્લેખ પરથી રામાયણકાલ ખ્રિસ્ત શક પૂર્વે આશરે ૨૦૦૦ કહેતાં કાંઇ બાધ જેવું નથી. વળી તિલકના 'ઓરીઅન' (Orion) માંની 'કૃત્તિકા' કાળમાંજ રામાયણ રચાયું હશે એવું લાગે છે. તો પણ

* તત્સમયે રામ કિષ્કિંધા સમીપ હતા. અને દક્ષિણમાં વર્ષાદ જરા વહેલો શરૂ થાય છે તે લક્ષમાં રાખવું.

કદાચિત્ રામનો કાલ 'કૃતિકા' પહેલાં પણ હોય, બીજું એકે અરણ્ય કાંડ સર્ગ ૧૬ માં હેમંત ઋતુનું વર્ણન કરતાં લક્ષ્મણ કહે છે કેઃ—

"पुष्यनीता............स्त्रियामायान्ति साम्पतम्"

આનો મહારાષ્ટ્રિય શાસ્ત્રી 'ત્રે લે' એ "સુર્ય પુષ્ય નક્ષત્રમાં હતો" એવો અર્થ કર્યો છે. પરંતુ તે અર્થ માન્ય રાખતા શરત શુમારે ૪૫ નક્ષત્ર પછી—એટલે 'કૃતિકા' પાસે—આવે છે અને વર્ષા શ્રાવણમાં ન આવતાં માઘ માસમાં આવે છે. પરંતુ ઉપર શ્રાવણ માસમાં વર્ષા ઋતુ હોવાનું સ્પષ્ટ કહેલું છે. અમે ઉપર્યુક્ત વાકયનો અર્થ "પુર્વ ભુમિપર સંધ્યા કાળે પુષ્ય નક્ષત્ર હોય છે" એવો કરીએ છીએ. 'पुष्य नीताः' એનો અર્થ (રાત્રી પ્રારંભ સમયે) પુષ્ય નક્ષત્ર પ્રથમ હોય છે અને તેનો સારાંશ પ્રથમ ઉગે છે એવો પણ થઇ શકશે. આ અર્થ લેતાં, સુર્ય હેમંત ઋતુમાં પુષ્યની ઉલટી બાજુના કહેતાં ધનિષ્ટા નક્ષત્રના શુમારમાં હોય છે એમ સમન્વય છે અને આ અર્થ લેતાં ઉપર્યુક્ત વાકય (શ્રાવણ વર્ષા ઋતુનો પ્રથમ માસ છે તે) ને વધારે વિરોધ જેવું કાંઇ થતું નથી.

એક બીજી રીતે પણ આજ કાળ સિદ્ધ થઇ શકે છે. ભારત આદિપર્વમાં અધ્યાય ૯૬ માં કુરુવંશ આપેલ છે. તેમાં 'યયાતિ' થી 'ધડુ' સુધી ૩૮ પુરૂષ થાય છે, અને યુધિષ્ટર ૩૯ મો છે.

હવે યયાતિ * એ રામના સમયનો તેનો † સંબંધી હતો અર્થાત્ રામ અને યુધિષ્ટિર મધ્યે ૩૫ પેઢીનો અંતર છે તે —પાણે પ્રત્યેક પેઢીના શુમારે ૨૪ વર્ષ ગણતાં એકંદર યયાતિની કથા ભારતને રામાયણ બન્નેમાં એકજ આવેલી હોવાથી તથા બન્નેનો પુર્વ પુરૂષ 'અંબરીષ' હતો એ ઉપરથી અમે ઇક્ષ્વાકુવંશજ અને પાંડવના પુર્વજને એકજ માનીએ છીએ. પરંતુ ભાગવત સ્કંધ ૯ અધ્યાય ૮ મામાં ઇક્ષ્વાકુ કુલની માહિતી અને અધ્યાય ૨૦ મામાં પુરુવંશ છે. આ ઉપરથી ઉપર્યુક્ત બે યયાતિઓ એકજ ન હોવા એવું દેખાય છે. તથાપિ ઇક્ષ્વાકુ વંશમાના રામથી ૩૦ મા પુરૂષ બૃહદ્બલે ભારતીય અભિમન્યુને માર્યો. આ ઉપરથી પણ આપણે સિદ્ધ કરેલો કાળ વધારે પુષ્ટિ મેળવે છે. હવે આ કાળને ઇતર પુષ્ટિઓ મળી શકે છે કે નહીં તે જરા જોઇએ.

રામાયણમાં રાશી હોવાથી હાલ શું નિર્ણય કરવામાં આવ્યું છે તે ઉપર કહેવામાં આવ્યુંજ છે. બીજુ એ પણ કહેવું આવશ્યક છે કે રામાયણમાં ગ્રહ, મુહુર્ત દીવસનાં નામો 'ધ્રુવ' ઇત્યાદિ છે; તેમજ સપ્તાહ—શબ્દો ઘણે સ્થળે આવેલા છે, તથાપિ વારોનો ઉલ્લેખ કિંવા ગ્રહો વા એના ક્રમ કે પૃથ્વિથી તેમના અંતરના ક્રમથી આપેલા નથીજ. 'વાર' જ્યોતિષશાસ્ત્ર વિશારદ કૈ૦ શં૦ બા૦ દિક્ષિત નામ પ્રમાણે ખ્રિસ્તી શક શુમારે ૧૦૦૦ વર્ષ પુર્વે અત્રે આવ્યા અને રામાયણમાં તે નથી માટે રામાયણનો કાળ આ પુર્વેનોજ હોવો જોઇએ. અત્રે એક બીના લક્ષમાં રાખવાની એ છે કે રાશિ આવ્યા છતાં તે કાળ પુર્વે આપણા દેશમાં જેવાર પ્રચલિત હતાતે વારની માહિતી નથી. આ ઉપરથી રાશિ પ્રક્ષિપ્ત હશે એમ કહેતાં સંકુચિત થવું પડે છે.

મહાભારતમાં રામાયણનો ઉલ્લેખ અનેક વેળા કરેલો છે મ. ગો. અભ્યંકરે (પોતાનાં 'ભારત પુર્વ રામાયણ' માં) મહાભારતમાં રામાયણનો એક શ્લોક હોવાનું બતાવ્યું છે. તે રામાયણમાં કયા કાંડમાં છે વિગેરે શુદ્ધાં લખેલું છે. આ ઉપરથી રામાયણ મહાભારત પુર્વે રચાવાનું નક્કી થાય છે. રામાયણમાં ભારત આદિ મધ્યકાળિન પુસ્તકોનો કયાં પણ ઉલ્લેખ માત્ર પણ નથી. પરંતુ ઉપનિષદનો 'વેદાંત' એવા નામથી ઉલ્લેખ છે. જેમ કેઃ—અ૦ ૬ અ૦ ૧૦૯ શ્લોક ૨૪ તેજ પ્રમાણે બા૦ સ૦ ૫૯ .આમાં કાત્યાયન ઋષિ (આપાણિનીય ઉપર વાર્તિકનોજ કર્તા છે, તેનું કાંઇ

* રામાયણમાં યયા તિને ઇક્ષ્વાકુવંશજ કહ્યો છે. પરંતુ અન્ય પુરાણોમાં તેવું કાંઇ મળી શકતું નથી આ બેમાંથી રામાયણનો આધાર વધારે વિશ્વસનીય માનીએ છીએ. તથાપિ યુધિષ્ટિરનો પુર્વજ અને આ બંને એકજ માનવાને કાંઇ સબળ પુરાવો નથી, ત્યારે 'અંબરીષ—નહુષ—યયાતિ' આ માલિકા બંનેમાં એકજ છે, પરંતુ રામ છે સુર્યવંશી અને યુધિષ્ટર છે સોમવંશી આ મોટા ધારાળો છે.

† જુઓ બાલકાંડનું વાલ્મિકી રામાયણ સર્ગ ૭૦.

પ્રમાણ નથી, પરંતુ આ નામના એક પ્રાચીન ઋષિ હતા એટલુંજ). બા૦ સ૦ ૪૧ માં 'કપિલ' ઋષિ છે. 'કપિલ' નો અર્થ 'તે નામના કુળમાંનો એક ઋષિ' એમ લેવા. ઇતરઋષિ કંકલાપ, પિંડશલ, ગાર્ગ્ય ઇ૦ આવેલ છે, તેઓની ઓળખ પણ ઉપર પ્રમાણેજ. તૈત્તિરીયાચાર્ય કહેતાં એક ઋષિ અ૦ સ૦ ૩૨ મા આવેલ છે અને તૈતિરીય સંહિતા પ્રસ્તી શક ૨૦૦૦ વર્ષ પુર્વની છે એ હાલ સર્વત્ર માન્ય રખાયું છે. કિષ્કીંધા૦ સર્ગ ૧૮ માં મનુના બે શ્લોક છે. તે આ પ્રમાણે :—

**राज भिर्धृत दंडाश्च कृत्वा पापानि मानवाः।**
**निर्मलाःस्वर्गमायान्ति सन्तःसुकृतिनो यथा॥३२॥**
**शासनाद्वापि मोक्षाद्वा स्तेन पापात्प्रमुच्यते।**
**राजा त्वशासन् पापस्य तदवाप्नोति किल्बिषम्॥३३**

આ બે માંનો પહેલો મનુસ્મૃતિમાં અ૦ ૮ શ્લો૦ ૩૧૮ મો ને બીજો ૩૧૬ મો છે. ૧ લામાં 'ચ' ને બદલે મનુ૦ માં 'તુ' છે. બાકીનો શ્લોક જેમનો તેમજ છે. બીજામાં ફરક ઘણો છે. મનુસ્મૃતિમાં તે આમ છે :—

**शासनाद्वा वि मोक्षाद्वा स्तेनः स्तेयाद्वि मुच्यते।**
**अशासित्वा तु तं राजा स्तेन स्याप्नोति किल्बिषम्॥**

'મનુસ્મૃતિનો કાળ હાલ ઇ૦ સ૦ ૪૦૦ મનાય છે' એમ કે૦ શ. બા. દિક્ષિત પોતાના '**धर्म मिमांसा**' નામક ગ્રંથમાં '**भौतिक धर्म**' પ્રકરણ પા૦ ૨૧ ટીપણમાં લખે છે. તેજ પાનાંમાં મેક્ષમુલર સાહેબે સર વિલિયમ જોન્સના મતને અનુસરીને મનુસ્મૃતિનો કાળ ખ્રિ૦ પૂ૦ ૧૫૦૦ વર્ષ હોવાનું લખ્યું છે. ઉપર્યુક્ત બંને કાળ કેવાં પ્રમાણોથી નિશ્ચિત કર્યો છે તે કહી શકાય તેમ નથી. તથાપિ તે કાળ **मनु स्मृति**(મનુએ કરેલા શ્લોકબદ્ધ કાયદા) હાલનાં ગ્રંથ રૂપને પરિણમપામી તે સમયની હશે. મનુનો કાળ નિશ્ચિત કરવો અતિ કઠીણ છે.અને રામાયણમાં ઉપર કહેલ શ્લોકો **श्रुयेत मनुना गीतौ**' આવા પ્રસ્તાવથી આપવામાં આવેલ છે. માટે તે કાળના લોકોમાં ઝડ્હામે રહેલા શ્લોકમાંના તે છે તે વાર્તા નિઃસંદેહ માની શકાય. ને * મનુસ્મૃતિનો કાળ ગમે તે હોય તોપણ રામાયણ તેની પછીની હોવી જોઇએ એવું કાંઇ નથી તત્સમયના ઉપર આપેલ નામો વ્યક્તિઓનાંજ નામો છે તેથી અમારાં ઉકતકાલ નીર્ણયને કાંઇજ બાધ આવતો નથી.

રામાયણની કથા 'ભવભૂતિ' ના બે નાટકોમાં, 'કાલીદાસ' ના 'રઘુવંશ' માં ને 'મૃચ્છકટિક' માં થોડે અંશે આવેલી છે 'મૃચ્છ કટિક' ના કર્તા 'શુદ્રકરાજા' નો કાળ ખ્રિસ્તી૦ પુ૦ ૨૧ વર્ષ નિશ્ચિત થયલો છે. 'રાજતરંગિણી' માં 'દામોદર' રાજાએ એક સમે રામાયણ જોયાનું લખેલું છે 'દામોદર' નો કાળ ખ્રિ૦ પુર્વે ૨ કે ૩ જો શતક મનાય છે. 'પતંજલી' ના ભાષ્યમાં પણ એક બે - સ્થળે 'રામાયણ' નો ઉલ્લેખ છે. 'સામવેદ' પરિશિષ્ટમાં પણ રામનો ઉલ્લેખ દૃષ્ટ થાય છે. [ જુઓ "Was Ramayant Copied from Homer" page 34 ] તે શિવાય 'મહાભારત' અને 'ભાગવત' માં પણ તેનો ઉલ્લેખ છે. 'ભાગવત' માં "રામાશ્વમેધને સમે સીતા–રામનીરાણી દાન કરતાં, તેની પાસે શિલ્લકમાં કાંઇ રહ્યું નહિ," એમ કહ્યું છે. ત્યારે વાલ્મિકીએ 'તત્સમયે સીતાવનમાં પોતાના આશ્રમમાં હતી' એમ લખ્યું છે. આ શિવાય અન્યતર વિશેષ અંતર નથી આ ઉપરથી પણ 'રામાયણ' સર્વથી પ્રાચીન ગ્રન્થ ઠરે છે.

હવે આપણે રામાયણાંતર્ગત ઇતર પુરાવા તેનાં પ્રાચીનતાને કેટલી અને કેવી પુષ્ટિ આપે છે તે જોઇએ.

'વૈદિક' કાળમાં માનવેતર સર્વ પ્રાણીઓને 'મૃગ' શબ્દની વ્યાખ્યાથી સામાન્યત ઓળખવામાં આવતું અને કોઇ નવીન પ્રાણી જોવામા આવે તો કાંઇ તેના વિશેષ લક્ષણ સૂચક શબ્દને જોડી પછી 'મૃગ,' શબ્દ મૂકી

*તે શિવાય મનુ સર્વ માનવજાતિનો આદિપુરૂષ મનાય છે તે ઉપરથી ને તે દશરથથી કમીમાં કમી ૩૬ પેઢી (જુઓ બા૦ સ૦ ૭૧ મુ) પ્રાચીન છે આપરથી મનુ અતિશય પ્રાચીન છે એમ સિદ્ધ થાય છે અત્રે મનુનો ઉલ્લેખ છે મનુસ્મૃતિનો નહીજ. તેમ ઋગ્વેદમાં પણ 'મનુ' નો 'અતિ–ઘણોજ પ્રાચીન–આદ્યપુરૂષ' એવો અર્થ સૂચિત થાય છે.

તેનું નામ તૈયાર કરવામાં આવતું જેમકેઃ—હસ્તી મૃગ હાથી માટે આ શબ્દ વૈદિક કાળમાં વપરાતો. 'હસ્ત' કહેતાં (હાથ) સુંઢ મુખ્યત્વે જેને છે, તે પ્રાણી હસ્તિ આ પ્રમાણે તેની ઉત્પત્તી. હવે, ઉક્ત પ્રકારનાં શબ્દો જે ગ્રંથોમાં અસ્તિત્વ ધરાવે છે તે ગ્રંથો થોડા ઘણાં પ્રાચીન હોવાં જોઇએ. તેમજ રામાયણમાં 'મહામૃગ' શિયાળ માટે અને 'શાખામૃગ' વાનર અર્થે ઘણી વખત વપરાયો છે અને વૈદિક કાળમાં ઘણા નક્ષત્રોનાં નામો પણ તે પછીના કાળથી જરા ભિન્ન હતાં જેમ 'પૂષ્ય' બદલે 'તિષ્ય'. આ બીજું રામાયણમાં 'સુંદરકાંડમાં' આવેલું છે. પરંતુ આ શબ્દનો પ્રયોગ થયેલો હોવાથી કાંઇ રામાયણનું પ્રાચીનત્વ સિદ્ધ થનાર નથી તેમ તેને બાધ પણ આવે તેમ નથી. તથાપિ આ બિના લક્ષમાં રાખવા જેવી હોતાં અત્રે આપવી પડી છે.

વૈદક કાળમાં બનેલા બનાવો સાથે રામાયણમાં તત્સમયના બનાવોની વારંવાર તુલના કરવામાં આવી છે. તેમજ કેટલીક ઉપમાઓ પણ એવી તો વિચીત્ર છે કે તે વૈદિક કાળનીજ હશે એમ લાગી આવે છે. દૃષ્ટાંત તરીકેઃ— કિષ્કિંધા૦ સ૦ ૬૫ શ્લો૦ ૨૩માં.

भार्या प्रमाणे सेनापतिनुं रक्षण करवुं.

અલંકાર શાસ્ત્રની દ્રષ્ટિથી આ ઉપમા દોષાસ્પદ હોઇ તેની તરેહની કઠ્ઠ અને વિલક્ષણ ઉપમા તે પછીનાં સંસ્કૃત કાવ્યોમાં ઉપલબ્ધ નથી. ભારત સુધ્ધાંમાં આવી ચમત્કારીક ઉપમા અમારા ધ... પ્રમાણે તો નથીજ. માત્ર વેદોમાંજ આવા પ્રયોગોની રેલછેલ છે. તેમજ ઉપર આપેલ ઉપમાથી પણ વધારે ચમત્કારિક એક ઉપમા અયોધ્યાકાંડમાંથી મળી આવે છે. તે કાંડમાં સ૦ ૨૦ શ્લો૦ ૩૪માં કૌશલ્યા રામને વનવાસમાં કાઢવામાં આવતો જોઇ "શોકાકુળ હોઇ ઘોડી પ્રમાણે ઉછળતી હતી" એમ છે.

અને તત્સમયની રીતભાત જોતાં પણ આપણેજ માન્યકાળ સિધ્ધ થાય છે (૧) ભારત કાળમાં 'માદ્રી' વિગેરે સતિ થવાનો ઉલ્લેખ છે. પરંતુ રામાયણમાં દશરથ રાજાની સ્ત્રીઓમાંથી કોઇપણ સતી થયેલી કે કોઇ અન્ય રૂપે તેવો બનાવ બનેલો જોવામાં આવતો. (૨) 'વાલી' નો અંત આવતાં તેની સ્ત્રી તારા 'સુગ્રીવ' ની પ્રિય પત્નિ થઇ રહી. પરંતુ તે કૃત્ય સ્વાભાવિક રીતેજ રૂઢીને અનુસરીનેજ થયું હોય એવું વાલ્મિકના લખાણપરથી એકંદર ભાસ થાય છે. પાછળથી માત્ર એકજ સ્થળે આ બાબત અર્થે 'અંગદે' 'સુગ્રીવ' પર દૂષણ મૂક્યું છે. વળી કાષ્ઠ ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન કરવાનો ચાલ પણ તે સમયે અતિ પ્રચારમાં હતો. અને આ વિષય રામાયણમાં વારંવાર ઉપયુક્ત હોવાના ઉલ્લેખોમાંનો એકજ અત્રે ઉતારીએ છીએ. જટાયુના પ્રેતને અગ્નિદાહ કરવા રામે કાષ્ટ ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન કર્યું હતું વિગેરે.

(૩) અયો૦ સ૦ ૫૨ના અંતીમ વિભાગમાં સંધ્યા કાળે ચાર મૃગનો શિકાર કરી ત્રણેએ (રામ, લક્ષ્મણ ને સીતાએ તેનું) ભોજન કર્યું. આમાંનું આમ્યપણું પણ રામાયણનું પ્રાચીનત્વ દર્શાવે છે. (૪) જાતિબંધ તે સમે જરા કડકજ હતું એમ કેટલાકનું કહેવું છે. શુદ્ર સંબંધી કડકપણું જરા વિશેષ હતું એવું ઘણું કરીને 'શંબુકની કથા' ઉપરથી કહી શકાય. પરંતુ અનાર્યોથી અધિક દ્વેષ હોવાનું અમારા મત પ્રમાણે અતિ પૂરાણત્વ દર્શક છે. પાછળથી જેમ જેમ આ બંને જાતિઓમાં વૈરાગ્નિ કાલ વસાત્ કમી થતું ગયું તેમ તેમ તેઓમાં પરસ્પર સહાનુભૂતિ ઉત્પન્ન થતી ગઇ. આ ઉપરથી પણ રામાયણમાં આર્ય-અનાર્ય જાતિમાં જેટલું ભિન્નત્વ મળી આવશે તેટલું તેના પ્રાચીનત્વને વધારે પોષનારજ થશે. ઉપર્યુક્ત નિરનિરાળા કારણથી પૂર્વે કહેલો રામાયણનો કાલ-અર્થાત્ ખ્રિસ્તિ શક પૂર્વે ૨૦૦૦ થી ૩૦૦૦ વર્ષ પર્યંત એજ પ્રમાણ સિધ્ધ છે એમ કહેવામાં હવે કાંઇ હરકત જેવું નથી.

### व्याकरणनी भूलो.

આ શિવાય રામાયણમાં વ્યાકરણની ભૂલો પણ ઘણીજ છે. જેમાંની થોડીક વિષે દિગ્દર્શન કરીએ છીએઃ— અરણ્યકાંડ સર્ગ ૧૩ શ્લોક ૧૭ માં '**ब्रवीमि**' ને બદલે '**ब्रमि**' છે. અ૦ સ૦ શ્લો૦ ૨માં **पक्षिणम्** ન બદલે **पक्षि** રૂપ યોજીઆ છે. કિષ્કિં૦ સ૦ ૧ શ્લોક ૨૨૫ માં **त्यज** ને સ્થાને **त्यज्य**. સુંદર૦ સ૦ ૧૬

# पतिपत्नि संवाद
## अथवा
# श्यामानी प्रतिज्ञा.



કલત્તામાં, આવેલા હેરીસન રોડપરના એક વિશાળ બંગલામાં બીજે માળના દિવાનખાનામાં એક સ્ત્રી અને એક પુરૂષ હિંચકા પર બેઠાં બેઠાં કાંઇ વાતો કરતાં હતાં, વાચકો ચાલો આપણે પણ ત્યાં જઈએ અને એ પ્રેમી જોડા વચ્ચે થતી વાત ચીત સાંભળીએ.

ત્રિલોકનાથે કહ્યું " વ્હાલી આવતી કાલે દરજીને બોલાવીને ત્હારાં તથા લીલાનાં કપડાં શીવડાવી લેજે નહિનો બાહર પડી રહેવાથી કપડાં મેલાં થઇ જશે. સમજી. '

શ્યામાએ કહ્યું " હાજી હા. સમજી પણ હું એવા જાડાં કપડાં કદી પણ પહેરીશ નહિં મ્હને તો વિલાયતી ફેશનેબલ કપડાં લાવી આપો. આવાં જાડાં કોણ પહેરે."

ત્રીલોકનાથ બોલ્યા, " વ્હાલી હું દેશી કપડાં પહેરૂં છું તો. મ્હને તો કાંઇ ખરાબ નથી લાગતાં, યુરોપીયન લોકો પોતાના દેશને કેવું ઉત્તેજન આપે છે. એ લોકોને માટે ખાવાનું પણ ખાસ વિલાયતથી જ આવે છે, તો આપણે શા માટે આપણા દેશનું અભિમાન ન રાખવું, દેશી માલને ઉત્તેજન આપવું એજ આપણો ધર્મ છે. માટે હું તો કદીપણ વિલાયતી માલ લાવીશ નહિં."

શ્યામાએ કહ્યું "બળ્યો ત્હમારો દેશ, ત્હમારૂં શરિર તો જાડું અને મજબૂત છે માટે તમને તો દેશી કપડાં ન ખુંચે પણ હમારૂં શરિર કોમળ છે માટે હમને તો ખુંચે. શું ? ગુલાબના ફુલ જેવી મ્હારી છોકરી આવાં જાડાં ગોદડાં ઓઢે. આવાં જાડાં કપડાં પહેરીને બહાર ફરવા પણ જવાય કે ? કોઇ ચાર માણસો જુવે તો મ્હારા પોઝીશનમાં વાંધો આવે તેનો કાંઇ વિચાર કર્યો. માટે મહેરબાની કરીને ખાસ માનચેષ્ટર અને ઇગ્લાંડનોંજ બનેલો માલ લાવશો તોજ હું પહેરીશ નહિ તો તમને બોયકોટ કરવા પડશે: ધ્યાનમાં રાખજો."

ત્રીલોકનાથ બોલ્યા. "શ્યામા આશું બોલો છો. તમારા જેવી સાધ્વી સ્ત્રીઓના મૂખથી દેશને અપમાન થતા શબ્દો સાંભળી મ્હારૂં કલેજું બળે છે. ગઈ કાલેજ મેં મ્હારી કલણમાં નવો કાયદો કાઢયો છે કે કોઇએ વિલાયતી માલને લેવો નહિં અને જે કોઇ લેશે તેનો રીતસર ન્યાય થશે માટે મ્હારાજ બોલેલાં શબ્દોને હું પાછો ફેરવી શકું ? ત્હારે દેશી કપડાં પહેરવાં હોય તો પહેર નહિ તો ઉઘાડી ફરજે પણ મ્હારાથી તો વિલાયતી માલ નહિ લવાય શ્યામાએ કહ્યું નાથ ત્હમે ઘરમાં સ્વદેશી શાકર ખાવાની પ્રતિજ્ઞા કરી તેમાં મેં ઉત્સાહથી ભાગ લીધો હતો કે નહિં? પણ કપડાની બાબતમાં તો નહિં બને મ્હારી બ્હેનપણીઓ કેવાં ઝીણાં કપડાં પહેરે છે અને હું હિંદુસ્તાનમાં બનેલાં જાડાં ગોદડાં ઓઢું ત્હમારી પાંસે આટલા પૈસા છતાં હમારી આવીજ દશા ? બહાર નીકળતાં લોકો કેવો તિરસ્કાર કરે એનો વિચાર કર્યો કે નાહકના દેશી દેશી દેશી કરીને જ બુમો પાડો છો."

ત્રીલોકનાથ બોલ્યા, "શ્યામા ત્હને ખબર છે કે હું સરકારી વકીલ છું એટલે ઘણા બંગાલીઓ તો મ્હારા પર ગુસ્સે છે. તેમાં વળી હું વિલાયતી માલને ઉત્તેજન આપું એટલે તુંજ કહે જોઉં કે માણસો મારે વિષે શું ધારે પરદેશી માલ ચાર દિવસ ચાલે એવો ઝીણો. આખું અંગ દેખાય જેથી આપણી આબરૂ પણ ન સચવાય એવા વિલાયતી માલને શું કરે ?

લુગડાં જાડાં તોય માડીનાં તેથી લાજ ઢંકાય
પારકાં લુગડાં પાતળાં એથી નાગું અંગ દેખાય

શ્યામાએ કહ્યું. "કબુલ છે. પણ આપણા દેશમાં એવો સારો માલ કયાં બને છે. હજુ દેશી વેપારીઓ દગો કરવાનું તો ભૂલ્યા નથી. આપણા બંગાલીઓએ દેશી માલ વાપરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી અને અમદાવાદની મીલવાળાને કાપડનો ઓડર આપ્યો ત્યારે અમદાવાદના મીલ માલીકોએ કાપડમાં દગો કર્યો, એ કેમ ભૂલી જાવ છો. વળી ગઇ કાલેજ બંગવાસીમાં એક લખ આવ્યો હતો તેમાં મ્હોટા અક્ષરે સ્વદેશીને નામે લુંટારો એ નામનો આર્ટીકલ વાંચ્યો તેમાં લખ્યું હતું કે મુંબઇમાં સી. પી. ટેન્કરોડપર મણીલાલ ત્રિવેદી લાઠીવાળાએ સ્વદેશીને બદલે લોકોને વિલાયતી સાકર આપી કહો સ્વદેશીના ઉપાસકોમાં જોઇએ તેટલી પ્રમાણિકતા કયાં

ત્રીલોકનાથ બોલ્યા, "શ્યામા એ હું જાણું છું પણ બધા વેપારીઓ કાંઇ એવાં હોતા નથી તમે મને સહાય થાવ તોજ મ્હારી પુરી ફતેહ છે. દરેક કામમાં પુરૂષ એકલો પાર પડી શકતો નથી. માટે સ્ત્રીઓએ પુરૂષને મદદ કરવીજ જોઇએ એ શાસ્ત્રના પ્રમાણને માન આપી ત્હમે મ્હારા વિચારને મળતાં થાવ આપણા વિચાર એક થાય તો આપણે બોયકોટ ઉથી એક નવીન પેપર કહાડી બંગાળાને તથા આખા હિન્દુસ્થાનને જગાડીએ કેમ ત્હમારો શું વિચાર છે?"

શ્યામાએ કહ્યું. "કબુલ છે વ્હાલા કબુલ છે પણ આપણા દેશમાં સ્વદેશના કામમાં આગળ પડતી કે મુખ્ય સ્ત્રિઓ કઇ કઇ છે તે જણાવો એટલે હું તમારા વિચારને આધીન થવા તેયાર છું."

ત્રીલોકનાથ બોલ્યા, "સાંભળ સરલા દેવી ચૌધરાણી, સ્વર્ણકુમારી દેવી, સરલાસુંદરી સિંહ સરોજની ઘોસ, અને સુપ્રભાત માસીકનાં તંત્રી કુમુદની મિત્ર એ શીવાય બીજી ઘણી છે હમણા થોડા વખત પર આપણી સરકારે પંજાબ કેસરી લાલા લજપત રાયને ૧૮૧૮ ના કાયદાના આધારે દેશપાર કર્યા, તે વખતે પારીસમાં રહેતી એક ઇન્ડીયન પારસી બાનુએ દિલગીરી દર્શાવવા જાહેર સભા ભરી હતી અને એ સભામાં એજ બાઇએ અસરકારક ભાશણ કર્યું હતું તેમ મદ્રાસમાં પણ એવીજ એક બાઇ છે જેનું નામ સરોજની નાયડુ છે શ્યામાએ કહ્યું વ્હાલા પેલી દેશ ભક્ત પારસી બાનુનુ નામ તો જણાવો કે જે ઇંગ્લંડમાં છે."

ત્રીલોકનાથ બોલ્યા. "સાંભળો એ મહાન બાઇનું નામ ભીખી બાઇ રૂસ્તમજી કે આર કામા છે. હિંદુસ્થાનનો ઇતિહાસ જોતાં માલમ પડે છે કે ભારતમાં સ્ત્રીઓએ કેવાં મહાન કાર્યો કર્યાં છે. જ્યાં સુધી સ્ત્રીઓ સ્વદેશીની રક્ષક નહિ બને ત્યાં સુધી ભારતને ઉન્નતિના શિખર પર ચડતાં બહુજ વાર લાગશે." વાંચકો આટલા ઉપદેશથી શ્યામાનું મન પવિત્ર થઇ ગયું થોડા વારે શ્યામાએ હાથમાં પાણી લઇને સૂર્ય અને પોતાના પતિની સમક્ષ બેસી પ્રતિજ્ઞા કરી.

શ્યામાએ કહ્યું. "વ્હાલા જ્યાં સુધી આ ભારતની પવિત્ર ભૂમિપર શ્યામા જીવતી રહેશે. ત્યાં સુધી પરદેશી માલને કદી પણ ઉત્તેજન આપીશે નહિં નાથ. આજથી સ્વદેશી અને સ્વતંત્રતા દેવીની ભક્તિ કરી આપણા કુટુંબની કિર્તીને અમર કરીશ. મ્હારી બ્હેનપણીઓ જે પરદેશી માલમાંજ મોજ માને છે તેને સ્વદેશીનો ઉપદેશ કરી સ્વદેશીજ બનાવીશ. આજથી ઘરમાંની બાકી રહેલી વિલાયતી વસ્તુને તિલાંજલી આપી સ્વદેશીનો સત્કાર કરીશ. મ્હારા અંતઃકરણમાં વન્દેમાતરમ મહામંત્રને કોતરી રાખીશ. ફુરસદના વખતે સ્વદેશભક્તિનાંજ પુસ્તકો વાંચીશ.

ત્રીલોકનાથ બોલ્યા. 'શ્યામા ત્હારી ભિષ્મપ્રતિજ્ઞા સાંભળી હું ખુશી થયો છું શાબાશ છે વ્હાલી શાબાશ છે. ત્હારી સાથે માથું દુખાડયું તેનું ફળ તો તે સારૂજ ચખાડયું ધન્ય છે. ત્હારી બુદ્ધિને એટલાં માંજ દાદર ખખડયો શ્યામા હિંચકાપરથી ઉઠીને જોવા ગઇ તો બાબુ મહાશયના ખાસ મિત્ર આનંદ મોહન ઘોસને આવતાં જોયા એટલે શ્યામા હિંચકાની પાસે પડેલી ઇઝીચેરપર બેઠી. અને આનંદ મોહન ઘોસ, હિંચકાપર બેઠા પછી થોડીક વારે બોલ્યા.

આનંદ મોહન કહે. "બાબુજી આજે સભામાં આવો છો?"

ત્રીલોકનાથ બોલ્યા. "આજે શું છે? કોનું ભાશણ છે? અને આજની સભાના પ્રમુખ કોણ છે?

આનંદ મોહન બોલ્યા, "આજની સભાના પ્રમુખ સ્થાને અમૃત બજાર પત્રિકાવાળા બાબુ મોતીલાલ ઘોસ બીરાજનાર છે. અને ભાષણનો વિષય "સ્વદેશી શું કરી શકે?" તે ઉપર અરવિંદ બાબુ બોલવાના છે.

ત્રીલોકનાથ બોલ્યા. "હા. હા. આવું છું બેસો જરા કપડાં પહેરૂં થોડીક વારમાં બાબુ ત્રીલોકનાથ તથા એની ધર્મ પત્નિ શ્યામા. સ્વદેશી પોશાકમાં સજ થઇ આવેલા બાબુ આનંદ મોહન ઘોસની સાથે સ્વદેશી સભામાં ભાગ લેવા ગયાં આજેજ સ્વદેશીની પ્રતિજ્ઞા લીધેલ શ્યામાએ તે નવાજ નેમમાં સભામાં સ્વદેશી ઉપર જે ભાષણ આપ્યું તે જોઇ બાબુ ત્રીલોકનાથ પણ અજબ થયા અને બીજે દિવસે દરેક બંગાલી છાપાંમાં તે મીટીંગનો રીપોર્ટ આવ્યો તેમાંના ઘણાકે તો તેનું હેડીંગજ લખેલું હતું.

'સ્ત્રિની દેશભક્તિ અને શ્યામાની પ્રતિજ્ઞા.'

માતૃ સંતાન.
દીનાનાથ વ્યાસ.

# परमार्थी विल्बर फोर्स.
## (૨)

ઇંગ્લંડના એ ભયંકર પાપનો ઘડો ભરાઇ જતાં કેટલાક મહાત્માઓનાં હૃદય પીગળી ગયાં. શાર્પ, વિલ્બર ફોર્સ, ક્રેથમ, ઓમસ્ટન, આદિ મહાપુરૂષોએ, સ્વદેશ અને સ્વજાતિના, એ મહા કઠિન પાપનું પ્રાયશ્ચિત કરવાનું બીડું ઝડપ્યું. વિશ્વપ્રેમી મહાપુરૂષોજ એવું કઠિન વ્રત ધારણ કરી શકે છે. ઉપરોકત મહાત્માઓએ પ્રતિજ્ઞા લીધી કે ગમે તેમ થઇ જાય તો પણ ઇંગ્લંડમાંથી ગુલામીનો વેપાર બંધ કરાવી, થયેલાં પાપનું પ્રાયશ્ચિત કરવામાં આવશે." મહાપુરૂષ વિલ્બર ફોર્સ, આ મહામંડળનો મુખ્ય નાયક નક્કી થયો. એ પવિત્ર અને પરમાર્થિક કામ કરવામાંજ વિલ્બર ફોર્સનું બધું જીવન પુરૂં થયું. આ સ્થળે તે મહાત્માની જીંદગીની કાંઇક બીના પ્રકટ કરીશું.

એ મહાત્માએ ઇ૦ સ૦ ૧૭૫૮ની શરદ ઋતુમાં, હોલ નગરમાં જન્મ લીધો હતો. દશ વરસની ઉમ્મરમાં પિતા મરણ પામ્યા. કાકાએ તેનું લાલન પાલન કર્યું. ૨૧ વરસની ઉમ્મરમાં તેણે કોલેજ છોડી દીધી અને હોલ શેહેર તરફથી પાર્લામેન્ટનો મેમ્બર થયો. કેમ્બ્રીજની યુનિવર્સિટીમાં વિદ્યાભ્યાસ કરતો હતો તે વખતે ત્યાંના મંત્રી મી. પિટ સાથે તેને મિત્રતા ઘણી થઇ ગઇ હતી. વિલ્બર ફોર્સની સ્વભાવિક પ્રતિભા ધીમે ધીમે વધતી ગઇ. તેની વિલક્ષણ સાધુતા, વાકચાતુરી પ્રસિદ્ધ થઇ. તેથી હાઉસ-ઑફ કૉમન્સમા તેની પ્રતિષ્ઠા દિનપર દિન વધવા લાગી. કાયદાના સુધારા કરવામાં તે મી. પિટનો જમણો હાથ થઇ પડયો.

ઇ. સ. ૧૭૮૭ માં ગુલામી વેપાર તરફ ત્હેનું ચિત વળ્યું. તે વખતથી તે મરતાં સુધી વિલ્બર ફોર્સ એજ કલંકિત વેપારનું દમન કરવાના કામ માટે સન્યાસી થઇ રહ્યો. સુખ, દુઃખ અને સૌભાગ્યની આશા ત્યાગ કરી. જાગ્રત અને નિદ્રાવસ્થામાં, ઘરમાં અને બહાર, દરેક સમયે તેને તેજ ચિંતા થયા કરતી હતી કે કેવી રીતે ઇંગ્લંડને એ કલંકમાંથી મુકત કરી શકાય? અને કેવી રીતે ગુલામી વેપાર બંધ પાડી શકાય? તેણે જોયું કે ગુલામોને વેચવાનો વેપાર, એ ઇંગ્લંડની મળ રહિત, ઉજળી કીર્તિમાં એક મ્હોટા કલંક સમાન છે. જ્યાં સુધી એ વેપાર રહેશે ત્યાં સુધી ઇંગ્લંડ, પોતાને સ્વતંત્રતા પ્રીય કહેતાં સંસારની સ્હામુ હાસ્યને પાત્ર થશે. અસંખ્ય ગુલામો વેપાર કરનાર વેપારીઓએ અસંખ્ય પૈસા ખર્ચીને લાખો ગુલામોને ખરિદી રાખ્યા છે. તેઓ પોતાની મેહેનત વડે અતુલ સમ્પત્તિના માલેક થયા છે. એ લોકોને, એવા લાભદાયક વેપાર કરતાં, કેવી રીતે રોકી શકું? મ્હારા દેશી બંધુઓને કેવા રીતે એક ભયંકર પાપમાંથી છોડાવી શકું? મ્હારા દેશનું એક અમાર્જનીય કલંક કેવી રીતે ધોઇ શકું?" આ ચિન્તામાં તે દુર્બળ થઇ ગયો છતા પણ મહાપુરૂષ વિલ્બર ફોરસે પોતાનો સંકલ્પ છોડયો નહિં. પોતાનું કામ કેવી કેવી સાધનાઓ વડે પુરૂં કરવું તે રસ્તાઓ નહિં જાણવાથીજ તેણે પોતાનું જીવન ઉત્સર્ગ કરી દીધું. એકાગ્ર ચિન્તવડે, દ્રઢતા પૂર્વક તે પોતાની કઠોર તપસ્યામાં નિમગ્ન થયો હતો. તેણે પોતાના સમયની તપસ્યા માં જે ધૈર્ય, જે સુક્ષ્મ દર્શિતા અને સત્-ઉત્સાહ બતાવ્યો છે તેના ઉપર ઇંગલેન્ડ આજે પણ વિસ્મિત અને મુગ્ધ થઇ રહ્યું છે.

ઇ૦ સ૦ ૧૭૮૯ માં, વિલ્બર ફોર્સે, ગુલામી વેપાર બંધ કરાવવાનો ખરડો, પેહેલવેહેલાં, પાર્લામેન્ટમાં રજુ કર્યો. પરંતુ તે ઉડી ગયો! છતાં પણ તેણે તે કામ છોડયું નહિં. વારં વાર જુદી જુદી દલીલો બતાવીને અને ગુલામોનાં દુઃખની કહાણીઓ રજુ કરીને પોતાનો ઠરાવ પાર્લામેન્ટમાં રજુ કરતો. અને વારંવાર તે ઠરાવ ઉડી જતો! તે વખતના પાર્લામેન્ટના મેમ્બરો મહાત્મા વિલ્બર ફોર્સની વાકચતુરીથી મુગ્ધ થયા હતા, તેમનાં હૃદય પીગળી જતાં હતાં છતાં પણ જેઓ સ્વાર્થના દાસ છે, તેઓ પરમાર્થની વાતને બાજુએ મુકે છે! જેઓ પક્ષપાતી છે તેઓ ધર્મ કે ન્યાયને બાજુએ મુકે છે! સાધુ વિલ્બર ફોર્સ વિશ્વ પ્રેમી હતો. વિશ્વ પ્રેમીનું મન ડગમગતું નથી કે નિરાશાથી બ્હીતું નથી. તેમનું મન હમેશાં લક્ષ્ય બિન્દુને વળગી રહેછે. એવા સાધુ પુરૂષોનું મન, હિમાલય પર્વતની પેઠે અટલ અચલ-ટટાર ઉભું રહીને વિપત્તિઓનાં મોજાં સહન કરે છે. વિલ્બર ફોર્સના ઠરાવ દર વર્ષે "ગાંડા માણસના

સાહેબને બંગલે પહોંચતાંજ સિપાહી તરત તેને અંદર લઇ ગયો. સાહેબ ઇઝીચેર ઉપર પડયા પડયા ચીરૂટ પીતા હતા. નટવર બાબુ સલામી લઇ, સિપાહીએ ત્હામે મૂકી આપેલી ખુરશી ઉપર બેઠા, સિપાહી બાહર ચાલ્યો ગયો, પછી સાહેબ બોલ્યાઃ—"બાબુસાબ તમારા ઉપર એક કામનો ભાર સોંપવાનો છે. તમારી કામ કરવાની હુશિઆરીથી ગવર્નમેન્ટ તમારા ઉપર બહુજ ખુશી છે, તેથીજ આ અગત્યનું કામ તમારે હાથે સોંપવાનો વિચાર કર્યો છે,"

નટવર બાબુ તો ગળીને નરમ ઘી જેવા થઇ ગયા. આનંદથી શરીર એવું ફૂલી ગયુ, કે ડગલાનાં બટન કે સીવણ તુટી નવો ખરચ ન આવી પડયો એજ અજાયબી ખુદ ગવર્નમેન્ટ તેનાં કામ-અરે તેની હુશીઆરીથી તેના ઉપર પ્રસન્ન ? અરે કોઇ તેને તોળી તો જૂઓ, તેઓ ફૂલેલાં ફૂલથી વધારે નહીં થાય. આ વખતે તેઓ વાળીએ તોળાએલા ઠાકોરજીથી પણ સરસાઇ કરે તેમ છે. ઠાકોરજી ગંગાબાઇની સ્તુતિથી હલકા થઇ સવાવાલની વાળીએ તોળાયા હતા. પણ નટવર બાબુ સાહેબની સ્તુતિથી ફૂલથીએ હલકા થયા છે. પરંતુ આ આનંદને બાહર ન પડવા દેતાં હૃદયની ભાવનાને હૃદયમાંજ દબાવી વિનિત ભાવે હાથ જોડી બોલ્યાઃ—"હજુર એ સર્વ આપનીજ મ્હેરબાનીનું ફળ છે. નહીં તો આ ગુલામની શકિત શું ?" પોલિસની નોકરીમાં રહ્યા પછી નટવર બાબુ સંસારમાં કદી આવું સાચું બોલ્યા હતા કે નહીં તેની હમને ખબર નથીઃ—"હજુરનો હુકમ બજાવવા ગુલામ ઉભે પગે તૈયાર છે, બોલ્યા સાથેજ કામ થયું સમજો."

"મને વિશ્વાસ છે." મંદમંદ હાસ્ય કરતા સાહેબ બોલ્યાઃ—"તમે વિશ્વાસુ અને રાજભકત કામદાર છો તેથીજ તમને એ કામ સોંપવાનો વિચાર કર્યો છે અને મારો વિશ્વાસ છે કે તમારા વિના બીજાથી એ કામ થઇ પણ શકે નહીં."

આ શબ્દ ઉપર જો નટવર બાબુને કોઇ જીવ આપવાનું કહે તો તેય ખુશીથી આપી દેય. અયોગ્ય, નાલાયક, કાલાઆદમી હિન્દુને આવું સર્ટીફીકેટ! પોતાના સ્વદેશી બંધુઓ સાથેનું નાલાયકનું કલંક ટાળતાં નટવરબાબુ ન બનવાનું પણ બનાવી શકે છે. વાચક આ સર્ટીફીકેટ માત્ર નટવરબાબુનેજ નહીં પણ તને પણ અભિમાન લેવા જોગું છે. જો Wanted જાહેર ખબર વાંચી કયાંય નોકરીની અરજી કરે તો સાથે સાથે સર્ટીફિકેટ તરીકે બીડી દેજે.

"જી. એ આપ આપનાંજ વખાણ કરો છો." વધારે નમ્રતાથી, વધારે વિનિત ભાવે, વધારે ઝીણી ગદગદ કંઠે નટવર બાબુ બોલ્યાઃ—"પણ તે કામ શું છે ?"

"તમારી કાર્ય કુશળતા તરફ જોતાં કાંઇ અઘરૂં નથી." સોનેરી બાલવાળાં માથાની વચમાં પડી ગએલી ટાલ ઉપર હાથ ફેરવતા સાહેબ બોલ્યાઃ—"પણ હા કામ જરા અઘરૂં છે. સાંભળ્યું છે કે બેહરામગંજમાં સ્વદેશીનો બહુજ ઉત્પાત ચાલી રહ્યો છે. સ્કુલના વિદ્યાર્થીઓ તથા કામકાજ વિનાના જુવાનિઆઓના જુલમથી તે ગામના વેપારીઓ ત્રાહે ત્રાહે પોકારી રહ્યા છે, તો આપણી ફરજ છે કે તેઓને તે બેઆઇની જુલમથી બચાવવા. નહિંતો પછી વાઘ બકરી એક આરે પાણી પીનાર બ્રીટીશ રાજ્ય ઉપર એ એક કલંકજ કહેવાય. જો કે ત્યાં બીજા ઇન્સપેકટરો છે પણ કુછ કામના નહિ. જેમ બને તેમ જલદી એ જુલમને દાબી દેવો જોઇએ અને તે તોફાનીઓના કેટલાક આગેવાનોને પકડી સખત ખબર લેવી જોઇએ ત્યારેજ ગામમાં શાંતિ ફેલાશે."

"તેમાં તે શું મોટી વાત છે." દારોગા સાહેબે ઉત્સાહ પૂર્વક જવાબ આપ્યોઃ—"હજૂર ફકત એક મહિનામાંજ તેનો બંદોબસ્ત કરી આપું તો કેમ ?"

"તમારી હુશીયારીને યોગ્યજ જવાબ છે." શ્વેતમુકતાવત્ દંતપંકિતને વિકસિત કરી સાહેબ

બોલ્યાઃ—" હું માનું છું અને તે વિશ્વાસથી તો આ કામ તમને સોંપવામાં આવે છે. બોયકોટનો તોફાની પવન નાબુદ થવો જોઇએ કે પછી જૂઓ તમે સ્પેશીયલ ઇન્સપેક્ટર બનીજ ચૂકયા છો. કમીશનર સાહેબે પોતે તમારી હુશિયારી માટે ગવર્નમેન્ટ ઉપર લખ્યું છે એટલે આ કામ સારી રીતે પાર ઉતરે તો તમે નવાં માન અકરામની ટીપમાં રાવ બહાદુર થાવ તેમાં પણ અજાયબી નહીં.

વધામણી ઉપર વધામણી આટલી બધી ખુશ ખબર એક સાથે. પોતાની કાર્ય કુશળતાનું સર્ટીફીકેટ, અધિકાર વધવાનો સુસંવાદ અને વળી સાથે સાથે રાવબહાદુરનો ઇલ્કાબ, નટવર બાબુ જરૂર આજે કોઈ સારાં માણસનું મોહું જોઇ ઉઠયા છે. શબ્દોએ કાનમાં પેસી રૂપ પકડયું. ભેજાંએ છબી ચીતારી નજર સ્હામે ઉભી કરી, તે મનોહર છબી પહેલાં ઝાંખી પછી જરા પરિષ્કાર થઇ નેત્રો સ્હામે તરવા લાગી. હૃદયનો આનંદ અનુભવવો એ હૃદયનુંજ કામ છે. તેનું વર્ણન કરવા ભાષામાં શબ્દ નથી. તેથીજ તે વિષયમાં હમે ન બોલ્યામાં નવગુણ માન્યા છે.

પોલિસની વાત ચિતો કેટલીક ખાનગી ગણાય છે માટે તેની દરેક વાત ચીત જાણવાનો વાચક કે લેખકને હક નથી માટે હે વાચક આ કેટલીક વાત ચીત આપી છે તેજ બસ છે કે જે ઉપરથી તુ નટવરબાબુની પોતાનીજ—નટવર બાબુનાં—હૃદયની ભાવનાઓ સમજી શકે અને તેથીજ હવે આપણે:—"ત્યાર પછી બીજી કેટલીક અહીં તહીંની તથા જરૂરી કામની વાતો કરી નટવર બાબુ સાહેબને બેવડી સલામ કરી ઘર તરફ ચાલતા થયા" એમ કહી આ પ્રકરણ પૂરૂં કરશું.

* * * * *

એ કહેવાની જરૂરજ નથી કે બીજે દિવસે નટવરબાબુ પોતાની પુત્રી સુકન્યાને લઇ બેહુદામગંજ તરફ રવાના થયા.

## પ્રકરણ ૨ જું.

# છિદ્રવિના કયાં પેસવું ?



સોરનાં ઇંડાં તે કાંઇ ચીતરવાં પડતાં હશે? બેહુદામગંજનાં પોલિસ રાજ્ય સિંહાસન ઉપર આરોહણ થતાંજ દારોગા સાહેબ નટવરલાલ દત્તનું નામ ચક્રવર્તી રાજ્યકર્ત્તા તરીકે આખાં ગામમાં ફેલાઇ ગયું. અને તેઓનાં શ્રીમુખથી જણાવવાંમાં ન આવ્યા છતાં તેઓ સ્વદેશીનો ઘડો લાડવો કરવા આવ્યા છે એમ ગામનાં દરેક માણસો જાણી ગયાં. પણ તેથી કોઈ ડગ્યુ નહીં. સર્વ ગ્રામવાસીઓ પહેલાં પ્રમાણેજ એક મને, શાંતભાવે, માતૃસેવામાં, સ્વદેશનાં શીલ્પ તથા વાણિજ્યની ઉન્નતિના કાર્યમાં મચી રહ્યા.

દારોગા સાહેબે જોયું કે ગામનાં છૈયાં છોકરાં ઘરડાં બુઢ્ઢાં, સ્ત્રી પુરૂષ, ધની ભીખારી, વેપારી અને ખરીદનાર સર્વ એક મને માતૃસેવા કરી રહ્યાં છે. કોઇ કોઇને પીડતું નથી. કોઇ કોઇની વચમાં આવતું નથી, કોઇ કોઇ વેપારીને કહેતું નથી કે તેં વિલાયતી માલ શા માટે આણ્યો ? તેમજ કોઇ ખરીદનારને ભલામણ કરવી પડતી નથી કે વિલાયતી માલ ન લેવો. સર્વ પોતાની ઇચ્છાથીજ સ્વદેશી માલ ખરીદે છે, કોઇ કોઇના ઉપર દબાણ કરતું નથી. કલકત્તા માફક પિકેટીંગ કે વિલાયતી માલને બોયકોટ કરવા માટે લાંબાં લાંબાં ભાષણોની સભા પણ મળતી નથી. કોઈ સમિતિઓ પણ સ્થપાઇ નથી. જેઓએ અજાણતાં પહેલે વિલાયતી માલ મંગાવ્યો હતો તેઓનો માલ ખરીદનાર ન મળવાથી પડયો પડયો સડે છે. પરંતુ તે માટે વેપારીઓ ચકાર પણ કાઢતા નથી. વિલાતી કપડાં, વિલાતી સાકર, મીઠું,

હસતે હસતે પુછ્યું:—"કેમ દારોગા સાહેબ, આજે આ રક્ષાબંધનને દિવસે વળી આ વરઘોડો કોનો ચઢયો છે ?"

"જણાવતાં દિલગીરી ઉપજે છે રમેશ બાબુ" નટવરબાબુએ નાટકી ફેશનના હાવભાવથી દ્રવતાં હૃદયની નકલથી દિલસોજી બતાવતા હોય તેમ કહ્યું:-'તમારા વિરૂધ્ધ એક ભયંકર ફરીયાદ કરવામાં આવી છે તેથી હું આપને પકડવાનેજ નીકળ્યો છું."

"ગુનહો શો ?" રમેશબાબુએ અજાયબીથી પૂછ્યું.

"તે હું હમણાં જણાવી શકતો નથી." દારોગાસાહેબ બોલ્યા:—"હમણાં તો એટલુંજ જણાવું છું કે તમે મારા કેદી છો."

"ગુનહો શું છે તે જાણ્યા પહેલાં હું તાબે કેવી રીતે થઇ શકું ? કંઇ નહિ તો ગીરફતારી વારંટ પણ દેખાડવોજ જોઇએ, કાયદા વિનાનું-અન્યાયનું કામ માણસો ચલાવી લઇ શકે નહીં. એ પહેલે જાણવાની જરૂર છે કે ફરીયાદી કોણ છે."

"એ કાયદાની વાત કોરટમાં કરજો. અહીં તો તમારે મારા હુકમને તાબે થવુંજ પડશે. દરેક વાતો જણાવવાને કાંઇ પોલીસ બંધાએલી નથી, માટે ઝાઝી ગડબડાટ ન કરતાં શરણે થાવ."

રમેશે ગંભીરતા પૂર્વક કેટલોક વખત વિચાર કર્યો, ત્યાર પછી આનંદ પૂર્વક જવાબ આપ્યો:—"હું તમારા હુકમને માથે ઉઠાવું છું. પરંતુ તમે મને બંદી કરો તે પહેલાં હમે તમને બંદીવાન કરવા આવ્યા છીએ. માટે પહેલાં હમે તમને બાંધીએ."

દારોગા સાહેબ ચમકી ઉઠયા, વ્યાકુલ ભાવે કોન્સટેબલોના મોઢાં તરફ જોયું, ત્યાર પછી દઢતા વ્યંજક સ્વરથી કહ્યું:—"એ મશ્કરી જવાદો. સાથે આવોછો કે નહીં તે બોલો."

"હઠ્ઠા બળી ગઇ છે કે મશ્કરી કરે." રમેશે હસતે હસતે જવાબ આપ્યો:—"ખરેખર હું તમારી સાથે આવીશ. પરંતુ તે પહેલાં હમારે હમારી ફરજ પણ બજાવવી જોઇએ."

આટલું બોલતે બોલતે તો રમેશચન્દ્રે એક પીળા રંગની રેશમની રાખડી બાહર કાઢી અને દારોગાસાહેબનો હાથ પકડી બોલ્યો:-"બંગાલના સ્મરણિય દિવસે પવિત્રમંત્રોથી મજબુત થએલી આ પવિત્ર રક્ષાથી હું તમને બાંધું છું." અને દારોગા સાહેબ હા ના કરે તે પહેલાં તો તેઓને જમણે હાથે બાંધી દીધી. કે જે વખત બીજા દરેક યુવકોએ 'વંદેમાતરમ્' ની ધ્વનિથી સર્વ રસ્તાઓ ગજાવી મુકયા. બીજા સાથેના દરેક કોન્સટેબલોને પણ છોકરાઓએ રાખડી બાંધી દીધી કે જેઓએ તેમાં કાંઇ પણ વાંધો લીધો નહીં. કારણ કે તેઓ તો ગામનાં દરેક માણસોના સંબંધમાં હતા. અને કોઇ કોઇ દિવસે પાન સોપારી પણ ખાધાં હતાં. એટલે 'ટુકડાનો ખાધો નીચું જુવે' એ કહેવત કંઇ નીરર્થક તો નથીજ.

જુવાનીઆઓની આ ઉદ્ધતાઇથી દારોગા સાહેબ બહુજ ચીઢાયા પણ હવામાં મુકકી મારી તેનો ઉપયોગ શો. થોડાક આછાડા પછાડા મારી તેઓ શાંત થઇ ગયા.

"ભલે હવે પધારો" વન્દેમાતરમની ધ્વનિમાં મસ્ત થએલા છોકરાઓને શાંત કરી રમેશે કહ્યું:-"કહો હવે કયાં જવું છે ? આ ટોળામાં જે કોઇ પણ આપના અપરાધી હોય તેને કહો તે પવિત્ર ન્યાય દેવતાને શરણે થવા તૈયાર છે,"

દારોગાસાહેબ પણ થોડોક વખત વિચારમાં પડી ગયા પછી બોલ્યા:—"હમણાં તમારે બધાને ચોકી ઉપર આવવું પડશે." જુવાનીઆઓએ રમેશના મોઢાં તરફ જોયું, તેણે કંઇક નીશાની કરી, કોઇએ પણ વાંધો ન લીધો. એટલે દારોગા સાહેબ અપરાધીઓને લઇ [illegible] તરફ વળ્યા. તેઓના ચેહરા ઉપર વિજય [illegible] નીકળ્યો હતો.

## પ્રકરણ ૪ થું.

## સહેજે વાવા બ્રમચારી.

૨ મેશણાણુ તથા છોકરાઓના પકડાયાની વાત વાયુ વેગે આખા ગામમાં ફેલાઇ ગઈ. છોકરાના વડીલો તથા ગામના શાહુકારોનાં ટોળે ટોળાં પોલિસચોકી તરફ દોડયાં. અને વકીલો તેને જામીન ઉપર છોડવાની અરજીઓ તથા અપરાધ જાણવા માટે (કે જેથી પોતે તૈયાર થઇ શકે) નટવરબાબુ પાસે પહોંચ્યા. પરંતુ નટવર બાબુ 'નાછોડ બંદા' છે. તેઓએ કાનમાં પુંભડા ઘાલ્યાં છે. આવો ભયંકર અપરાધ એને તે કંઈ જામીન ઉપર છોડી શકાય? ત્યારે અપરાધ શું? એ જણાવવાની પણ દારોગાસાહેબે ના પાડી. અને દીલસોજી બતાવતા હોય તેમ કહ્યું:—"હું શું કરૂં મહેરબાન. જો કે આ બાબતનું કારણ હું થઇ પડયો તે માટે દીલગીર છું. પરંતુ હવે તો મોટા સાહેબને ખબર મોકલી દીધી એટલે મારાથી કંઇ બને તેમ નથી. મારે માટે—મારા ઉપર ખરાબ લગાડવાની કાંઇ જરૂર નથી કારણ કે હું તો ચીઠ્ઠીનો ચાકર."

નટવરબાબુ કેટલું સાચું બોલ્યા હતા તે પરમાત્મા જાણે પણ હમને ખબર મલી છે કે ત્યારે તો તેઓની ડાયરી પણ તૈયાર થઇ નહોતી.

જે આવ્યા હતા તે સહુ નિરાશ થઇ પાછા ઘેર ગયા. અને દારોગાસાહેબ આ પકડેલા અપરાધીઓ ઉપર સારા પહેરાનો બંદોબસ્ત કરી (કે જેથી આટલી મહેનતે મેળવેલો શિકાર છટકી ના જાય) પોતાના વાસગ્રહમાં પહોંચ્યા.

ઉપર જઇને જુવે છે તો ઘરમાં દેવતા સળગ્યો નથી. ચાહ તૈયાર નથી. ખબર કાઢતાં ઘાટીએ કહ્યું કે:—'આજે તો દેવતા સળગાવાય નહીં' એ સાંભળી દારોગા સાહેબને પગથી તે માથા સુધી આગ લાગી. ક્રોધથી લાલચોળ થઇ બોલ્યા:—"જો દેવતા નહીં થાય તો શું તને કાચો ખાઇશું? ચાલ જલદી દેવતા કર અને મહારાજને જઇને કહે કે આજે કંઇ સારી રસોઇ કરે, ગધેડો કયાંયનો; શું હું પણ ગામનાં મણસો જેવો બેવકુફ છું કે ફોકટનું પેટ બાળું? એ અપવાસ ફપવાસના ઢોંગ વળી મારા ઘરમાં કેવા?"

નોકરે કાંઇ પણ જવાબ આપ્યો નહીં—મનમાં મનમાં પોતાની નવરાશ લુટવા માટે કેટલી ગાળો આપી હશે તે પરમાત્મા જાણે. પરંતુ માલીકને કંઇ પણ જવાબ ન આપતાં ચુપચુપ બાહર ચાલ્યો ગયો, દારોગાસાહેબ નાઇ ધોઈ શયનગૃહ તરફ ગયા. કારણ કે આજે તેણે સુકન્યાની એકવાર પણ ખબર કાઢી નહોતી. દારોગા સાહેબે જોયું કે કન્યા સુકન્યા પથારીમાં પડી પડી રામાયણ વાંચે છે. પિતાને આવેલા જોઇ પુત્રી ઉભી થઇ ગઇ. પરંતુ તેનો ચેહરો આજે મલીન થયેલો કેમ લાગે છે. નટવર બાબુએ જોયું કે ત્યારે પણ સુકન્યાની આંખના ખુણાઓમાં આંસુનાં ટીપાં દેખાતાં હતાં. બાબુએ સ્નેહ પૂર્વક પુછયું:—"કેમ દીકરા; આજે તારૂં મોઢું સુકાઈ કેમ ગયું છે. શું હજુ ભાત નથી ખાધો.' વાંચક ભાતખાઉ બંગાલીના ભાતના પ્રશ્નથી અજબ થતોના.

"બાપુ; આજે તો ભાત નહીં ખાઉં; શરીરે ઠીક નથી." કંપતે તથા કટકતે અવાજે જવાબ મલ્યો.

સુકન્યાનો આવો ભાવ દારોગાસાહેબે કોઈ દિવસ જોયો નહોતો. તેથી ગભરાયા અને વ્યસ્ત ભાવે પૂછયું:—"શું જણાય છે મા? ડાકટરને બોલાવશું?"

"ના ના એવી કાંઇ પણ જરૂર નથી. અજીરણ હશે તે અપવાસ ખેંચી કાઢવાથી પોતાની મેળે ઠીક થઇ જશે." સુકન્યાએ જણાવ્યું એટલામાં દારોગા સાહેબના હાથ ઉપર નજર પડવાથી બોલી:—"તમારે હાથે શું છે બાપુ?"

હાથે બાંધેલી રાખડીને તોડી નાંખી દારોગા સાહેબ બોલ્યાઃ—" કાફરો ક્યાંયના; એ પાજી છોકરાઓનાં તોફાનથી તો પ્રજા ત્રાહે તોબાં માની રહી છે. હીમ્મત તો જુઓ કાફરોની, મારે હાથે રાખડી બાંધી. ઠીક છે, બચ્ચાજી કેટલાક મહિના દળણા દળશો ચામડાં કુટશો એટલે પોતાની મેળે ઠેકાણે આવી જશો."

એટલામાં ઘાટીએ આવી ખબર આપી કેઃ— "રસોયાજીને તાવ આવ્યો છે. તેનાથી ઉઠાય તેમ પણ નથી માટે જો રસોઇ કરવી હોય તો હાથો હાથ કરી લો. સગડી સળગાવી મૂકી છે."

હે કમબખ્ત રસોયાને પણ માંદો પડવાને બીજો દિવસ ન મળ્યો તે આજેજ મળ્યો સુકન્યાને ઠીક નથી એટલે તેને પણ મેહનત કેમ અપાય, સહેજે બાવા બ્રહ્મચારી, દારોગા સાહેબને લાચારીએ અપવાસ કરવાની ફરજ આવી પડી. સગડીમાં સળગેલા કોલસા ક્રોધને પણ તપાવ્યા વિના પોતેજ તપી રાખ થયા.

'વાર્યો ન કરે તે હાર્યો કરે' એ કહેવતથી કોણ અજાણ્યું છે. વાચક પોતાથી અથવા તો પારકાથી પણ કોઇ નહીં અને કોઇ પ્રસંગે તે અનુભવમાં આવ્યો હશે અને તે વખતે તેણે ઉપલી કહેવતનો ઉપયોગ પણ કર્યો હશે. કદાચ કોઇ વખતે 'મુખડે લાલ તમાચો મારી મુખડું લાલ રાખોરે' માફક તે કહેવતના પંજામાંથી કોઇ યુક્તિ કાઢી છટકવાનો પણ પ્રયત્ન કર્યો હશે. નટવરબાબુએ પણ તેમજ " આજે તો મારા પેટમાં પણ ઠીક નથી " દરી વખત મારી લીધો. શું કરે. સેહેજે બાવા બ્રહ્મચારી.

## પ્રકરણ ૫ મું.

## अपकारनो वदलो उपकार,



























ભટજી મહારાજ માંદા થઇ ગયા એટલે દારોગા સાહેબ તેને મનમાંને મનમાં ગાળો ભાંડતા ઓફિસમાં પહોચ્યા પેટમાં. પ્રકટેલા અગ્નિએ ડાયરી લખવામાં સારી મદદ કરી. તે ક્રોધાગ્નિ પણ રિપોર્ટ લખવામાં વધારે તેજી શબ્દો વાપરવામાં ઉપયોગી થઇ પડયો. તે બધુ કામ આટોપી પાછા રાતના નવ વાગે ઘેર આવ્યા. આજે તેનું બેઠક ખાતું ઉજ્જડ હતું. ગામના કામ વિનાના ઘરડાઓ કે જે દરરોજ દારોગાસાહેબ જોડે પાનાં રમવા આવતા હતા તેમાંનો કોઇ પણ આજે આવ્યો નહોતો. ભટજી તો માંદાજ હતા અને નોકર ક્યાંક ખુણે ખાંચરે ભરાઇ બેઠો હતો.

થાકેલા પાકેલા દારોગા સાહેબ અંતઃપુરમાં દાખલ થયા કારણ કે આજે સુકન્યાના શરીરે ઠીક નહોતું એમ જોઇનેજ તેઓ બાહર ગયા હતા. બુઢ્ઢાપાની લાકડી આંધળાની આંખ એકની એક પુત્રી તેણે આજે આખા દીવસમાં પાણી પણ પીધું નહતું. અંદર દાખલ થતાંજ તેઓએ જોયું કે સુકન્યા ઉંઘે છે, ઓરડામાંનો ઝાંખો દીવો તેનાં મ્લાન મુખ ઉપર નાચે છે; અને હૃદયની વાતો કહે છે નટવર બાબુ તેના મુખ તરફ જોઇ રહ્યા.

પણ આશું !? સુકન્યાને જમણે હાથે આશું ચળકે છે ? કંઇક બાંધ્યું છે, દારોગા સાહેબ અજાણ થઇ નીચું ઘાલી જોવા લાગ્યા. હેં !! તેને હાથે રાખડી બાંધનાર કોણ !!

દારોગાસાહેબના ઘરમાં સ્વદેશી ? એ હીંમત કરનાર બે માથાંવાળો કોણ ? દારોગા સાહેબને ઇચ્છા થઇ કે કન્યાને જગાડી, તેને સર્વ બાબત પૂછી,

(અપૂર્ણ)

हरिहर

આજકાલ કેટલેક ઠેકાણે અમારાજ નામને મળતું નામ અને અમારી દવાને લગતું
નામ રાખી બેઠેલા હોવાથી લોકો ભુલાવામાં પડીજાય છે માટે આથી જાહેર
કરવાનું કે ડા૦ ઇચ્છાપોરીઆનું જુનું અને જાણીતું દવાખાનું
લુહાર ચાલીમાં છે. હમારી બીજી શાખા છેજ નહીં
એ ધ્યાનમાં રાખવું.

**બચ્ચાંઓને ખરી તંદરોસ્તી આપનારૂં.**

# બાળઅમૃત.




આ દવા ઘણી જાતની દેશી વનસ્પતીઓનો અરક બનાવી સરબતનાં રૂપમાં બનાવેલું છે. એનો ઉપયોગ કરવાથી બાળકોના જુના ને બારીક **તાવો** અજીરણથી થતા **ઝાડા, પેટની કબજીયેત, મરડો, અતીસાર, લોહીનું પડવું, દાંત,** આવતાં થતી બીમારીઓ. **ઉપલીયું, આંકડીનું દરદ, અતીશય રડવું, ખાંસી, હાંફણ, શશણી,** વિગેરે બચ્ચાંનાં દાંતને ઘણોજ ફાયદો કરે છે.

શીશી એકની કીંમત રૂપીઆ ૦॥ અડધો.

**બનાવનાર ડાકટર ઇચ્છાપોરીઆ.**

ઠેકાણું:—કાલબાદેવી રોડ-લુહારચાલી નવો રસ્તો.—**મુંબઇ.**

સોલ એજંટ એમ. એન પાઠક-કાલબાદેવી રોડ નંબર ૨૯૦ મુંબઇ. આર. સી. બાલીવાળા ઠે૦ કણપીઠ-સુરત. દારા ખુરશેદજી માદન-નવા આતશબેરામ સામે ધોબીતળાવ-મુંબઇ. સ્વદેશી બનાવેલું **દંતમંજન** પણ હમારે ત્યાંથી મળશે. કીંમત આના ચાર.

પુ. ૬ અંક ૧૦



# ભારતજીવન

સચિત્ર માસિક પત્ર

ઑક્ટોબર ૧૯૦૯



શેઠ હીરાચંદ નેમચંદ ઝવેરી જે. પી.

મૂલ્ય રૂા. ત્રણ, વ્યવસ્થાપક–ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.

મુંબઇના ગ્રાહકોએ પોતાનું લવાજમ તરતજ અમારી ઑફીસમાં ભરી જવું અથવા અમારા બીલ કલેકટર પાસેથી ભેટનાં પુસ્તકો લઈ લવાજમ આપી દેવું.

## અનુક્રમણિકા.



## ચિત્ર માળા.



## ભેટનાં પુસ્તકો તૈયાર થયાં છે.

અનુક્રમે ગ્રાહકો ઉપર મોકલાય છે.

( ૧ ) યોગવાસિષ્ટ અને ( ૨ ) મેવાડની સંધ્યા ( ઐતિહાસિક નવલકથા ) આ બે પુસ્તકો આ વર્ષમાં ભેટ આપવામાં આવે છે.

પુસ્તકો છપાઇને તૈયાર થયાં છે. અને તે ગ્રાહકમાં વેહેંચાય છે. બંન્ને દળદાર પુસ્તકોલગભગ ૨૫૦-૨૫૦ પાનાનાં હોવાથી તેમજ છપાઇ રહેતાં વિલંબ થવાથી બહાર પડતાં થોડીક ઢીલ થઇ છે. હિંદુસ્થાનનાં ગ્રાહકોનું જેઓનું લવાજમ બાકી છે તેઓને ભેટનાં પુસ્તકો વેલ્યુપેબલથી મોકલાશે. ભેટનાં પુસ્તકોનું પોષ્ટેજ ખર્ચ બે પુસ્તકો મળીને અઢી આના લવાજમ ઉપરાંત વધુ આપવું પડશે.

જે જે ગ્રાહકોએ લવાજમ ભર્યું હોય તેઓએ અઢી આનાની પોષ્ટની ટીકીટો મોકલવાથી ભેટનાં પુસ્તકો મોકલવામાં આવશે.

**આફ્રીકાનાં** ચાલુ વર્ષનાં ગ્રાહકોએ રૂ. ૩-૧૨-૦ ઉપરાંત ભેટના પોષ્ટેજના ૦-૬-૦ વધુ મોકલવા જોઇએ. જેઓ નવાં ગ્રાહકો થયાં હોય તેમણે વધારાનો પોષ્ટલ ઓરડર **"કાલબાદેવી પોષ્ટ ઓફીસ"** ને નામે અમને મોકલવો. "જનરલ પોષ્ટ ઓફીસ" ને નામે મોકલવો નહિં. આફ્રિકાનાં જુનાં ગ્રાહકોએ લવાજમ રૂ. ૩-૬-૦ અને ભેટોનું પોષ્ટેજ ૦-૬-૦ મોકલવું જોઇએ. જેઓએ લવાજમ ઓછું મોકલાવ્યું હોય તેમણે બાકીના પોષ્ટલ ઓરડરો તરતજ મોકલવા,

જવાબને માટે હમેશાં ટીકીટ બીડવી.

મેનેજર-ભારતજીવન-પોષ્ટ નં. ૨. મુંબઇ.

**મુંબઇના ગ્રાહકોએ પોતાનું લવાજમ તરતજ અમારી ઑફીસમાં ભરી જવું અથવા અમારા બીલ કલેકટર પાસેથી ભેટનાં પુસ્તકો લઈ લવાજમ આપી દેવું.**

## અનુક્રમણિકા.



## ચિત્ર માળા.



# भेटनां पुस्तको तैयार थयां छे.

### અનુક્રમે ગ્રાહકો ઉપર મોકલાય છે.

( ૧ ) યોગવાસિષ્ટ અને ( ૨ ) મેવાડની સંધ્યા ( ઐતિહાસિક નવલકથા ) આ બે પુસ્તકો આ વર્ષમાં ભેટ આપવામાં આવે છે.

પુસ્તકો છપાઇને તૈયાર થયાં છે. અને તે ગ્રાહકમાં વેહેંચાય છે. બંન્ને દળદાર પુસ્તકો લગભગ ૨૫૦–૨૫૦ પાનાનાં હોવાથી તેમજ છપાઇ રહેતાં વિલંબ થવાથી બહાર પડતાં થોડીક ઢીલ થઇ છે. હિંદુસ્થાનનાં ગ્રાહકોનું જેઓનું લવાજમ બાકી છે તેઓને ભેટનાં પુસ્તકો વેલ્યુપેબલથી મોકલાશે. ભેટનાં પુસ્તકોનું પોષ્ટેજ ખર્ચ બે પુસ્તકો મળીને અઢી આના લવાજમ ઉપરાંત વધુ આપવું પડશે.

જે જે ગ્રાહકોએ લવાજમ ભર્યું હોય તેઓએ અઢી આનાની પોષ્ટની ટીકીટો મોકલવાથી ભેટનાં પુસ્તકો મોકલવામાં આવશે.

**આફ્રીકાનાં** ચાલુ વર્ષનાં ગ્રાહકોએ રૂા. ૩–૧૨–૦ ઉપરાંત ભેટના પોષ્ટેજના ૦–૬–૦ વધુ મોકલવા જોઇએ. જેઓ નવાં ગ્રાહકો થયાં હોય તેમણે વધારાનો પોષ્ટલ ઓરડર **" કાલબાદેવી પોષ્ટ ઓફીસ"** ને નામે અમને મોકલવો. "જનરલ પોષ્ટ ઓફીસ" ને નામે મોકલવો નહિં. આફ્રિકાનાં જુનાં ગ્રાહકોએ લવાજમ રૂા. ૩–૬–૦ અને ભેટોનું પોષ્ટેજ ૦–૬–૦ મોકલવું જોઇએ. જેઓએ લવાજમ ઓછું મોકલાવ્યું હોય તેમણે બાકીના પોષ્ટલ ઓરડરો તરતજ મોકલવા,

જવાબને માટે હમેશાં ટીકીટ બીડવી.

**મેનેજર–ભારતજીવન–પોષ્ટ નં. ૨. મુંબઇ.**





# ભારત જીવન.



॥ जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी ॥

પુ. ૬.　　　　અકટોમ્બર ૧૯૦૯　　　　અંક ૧૦.

## नीगाहे सनम.

ગજલે કવ્વાલી.

નીગાહ હુજ્રી અરે બદ્ મસ્તીમાં
　　હોંશીયાર કેવી છે.
અમારૂ દિલ ચોરાવાને કહો
　　તૈયાર કેવી છે.
અદાથી ફેરવી ખંજર ગલાપર
　　તું પછી કહેતી.
શહીદે નાજ બતલાવો કે
　　આમાં ધાર કેવી છે.
જીગર તુટયું સિના ફાટયો જઈને
　　દીલ મહીં લાગી
ગજમનો ઘા કરે ચંચલ
　　નીગાહે યાર કેવી છે
મગક કરતી અમોને તું, હસીને
　　પૂછતી પણ તું.
જરા દિલબર બતાવોને
　　અહા તલવાર કેવી છે

બુલબુલ.

## घात प्रतिघात.

બળે દીવો ન જ્યાં સુધી, પતંગો ક્યાં પડી બળશે
હમોને બાળવા જતાં, પ્રથમ બળવું તને પડશે.
સબંધ શરીર જીવનો તે હુમારા ને હુમારામાં;
ન કરશો ઘાવ નિજપર ત્યા સુધી હુમને નહી અડશે.

હુમે આશક થયા હારા ગણાઈ ત્યારથી માશુક;
હુમે એ નામ આપ્યું છે હુમારી સાથ એ ટળશે.

કરો છો આજ આ નખરાં, ફરો છો આંખ ખેંચીને;
તમારાં તીર એ પાછાં હુમો વિણ તમ ઉપર વળશે.

હુમે તો તું, હુમે નહી તો-નહી તું, જાણજે નિશ્ચે;
નહી જો બીજ ક્યાંથી વૃક્ષ ફળ કોના ઉપર ફળશે.

પ્રજા છે ત્યાંસુધી રાજા, પ્રજા નહી તો નહી રાજા;
પ્રજા વિણ રાજ્ય શું જંગલ અને પથ્થર ઉપર કરશે.

હુમારી હસ્તીમાં હસ્તી રહી હારી અજાણ રીતે;
હુમોપર ઘાવ કરતાં ઘાવ આવી તમ ઉપર પડશે.

दिवानो.

## नोंध चर्चा.



જે પ્રજા રાજાને ઇશ્વરની વિભૂતિ સ્વરૂપ માનતી આવી છે તેજ પ્રજામનમાં આજે આ ભાવના ? કાળ મહિમા બળવાન છે. અને તેથીજ કહ્યું છે કે:—

નહીં' પુરૂષ બળવાન હય, જાન સમય બળવાન.

રત્નાગીરીના કલેક્ટરે મી૦ તીલકની છબીઓ વેચવા મના કરી છે. તેથી ત્યાંની નેટીવ જનરલ લાઇબ્રેરીમાં જે એક મી૦ તીલકની છબી હતી તે તેની મેનેજીંગ કમીટીના એક મેમ્બરે કઢાવી નાંખી હતી. પરંતુ ત્યાર પછી જોતાં જણાયું કે ના. શહેનશાહ તથા મહારાણીની છબીઓ પણ ફાટેલી તુટેલી એક કબાટ આગળથી મળી આવી કે જે ખબર પોલીસને આપવામાં આવી. પોલીસે તે ખબર કલેક્ટરને પુગાડી. અને કલેક્ટરે તે બીના સેશન્સ જજને જણાવી, જજે કેટલાક આબરૂદાર ગૃહસ્થોની જબાની લીધી પણ તે છબી કોણે તોડી ફોડી નાંખી હતી તેનો કાંઇ પતો મળ્યો નહીં. એટલે તેણે તે મુજબનો રિપોર્ટ કર્યો. કલેક્ટરે એક સરક્યુલર બાહર પાડી જણાવ્યું કે "કોઇ પણ સરકારી નોકરે મજકુર લાઇબ્રેરીના મેમ્બર થવું નહિં" આથી સર્વેએ રાજીનામાં આપ્યાં છે. અને હવે પ્રમુખ કોણ થશે તે પણ જણાતું નથી.

"એકને પાપે વહાણ ડુબે" ની કહેવત જેવોજ બનાવ છે કોઈ ન જણાયલા બદમાશને લીધે આજે તે સરસ્વતીમંદિર હોવા છતાં નહોવા જેવુંજ થઇ પડયું છે ખરેખર રાજ અપમાન તે પ્રભુનુંજ અપમાન છે અને તેનું ફળ તે બદમાશે ભોગવવુંજ જોઇએ. પરંતુ હમે કલેક્ટર સાહેબને જણાવવાની રજા લઇશું કે તે એક બદમાશના પાપે સરસ્વતિમંદરને આ સ્થિતિમાં મૂકી દેવું એકના ગુનાહમાં દરેકને સજા કરવા જેવી સ્થીતીમાં લાવી મુકવા તે તો વખાણવા લાયક નથીજ.

* * * * *

બંગાલ તો જાણે કે રાજદ્રોહનો અડ્ડોજ ગણવામાં આવે છે. મુંબઇને વળી તે કરનાં પણ પહેલેથી રાજદ્રોહનું જન્મસ્થાન ગણવામાં આવ્યું છે. મધ્યપ્રાંત, પંજાબ, વગેરેમાં પણ રાજદ્રોહનો પવન ફેલાયો હમે સાંભળ્યો હતો પરંતુ આજ દિવસ સુધી સિંધના સૌભાગ્યમાં તે કાળી ટીલી ચોટી નહોતી; તે પણ હવે ચોટી છે. સરલ માર્ગ પર વિચરનાર સિંધીઓને પણ આ તોફાની પવને કેવી રીતે ઘેર્યા તે હમે સમજી શકતા નથી તેમજ હજુ તે કેસ શરૂ થયો છે, એટલે તે બાબતમાં હમે હમારો મત પણ આપી દેવા માગતા નથી તે કેસનો નિકાલ શું આવે છે તે જોવાને અમારે થોભવું જોઇએ પણ હમણાં તો અમારે જણાવવાનું છે તે એજ છે કે દે. મા. તીલકના કેસરીમાં આવેલા કેટલાક નિબંધો કે જેના ઉપરથી હિંદીમાં 'સ્વદેશી આન્દોલન ઔર બોયકોટ' નું પુસ્તક લખવામાં આવ્યું છે અને ગુજરાતીમાં પણ જેનું ટ્રાન્સલેશન થઇ ચુક્યું છે તેજ આર્ટીકલોનો આ સિંધી તરજુમો છે, એમ અમે સાંભળ્યું છે. મૂળમાં ભાષાંતરનો સવાલ છે એટલે હવે જ્યાં સુધી તે કેસ છણાય ત્યાંસુધી હમે ચુપચુપજ બેસીશું અને સિંધમાં રાજદ્રોહના કાયદાનાં પહેલા ભોગ થઇ પડેલા "સિંધ" પત્રના માલેક વિરૂમલ તથા સકરમાંની સ્વદેશી દુકાનના માલેક મી૦ ચેતુમલ તથા શીકારપુરના પંડિત ટોપણદાસ શર્માના ગોર્ધનલાલને પ્રભુ આ આફતમાંથી બચાવો એવી ઇશ્વર પાસે પ્રાર્થના કરીએ છીએ.

* * * * *

ત્યાર પછી આપણું ધ્યાન જે વસ્તુ ઉપર જાય છે તે પણ એક નવુંજ અજવાળું નાખનારી બીના છે દે. મા બીપીનચંદ્રપાલ લંડનમાં જે "સ્વરાજ્ય" ને નામે પત્ર કાઢે છે તેમાં એક લેખ આવ્યો છે કે જે રાજ્યદ્રોહી હોવાની સરકારની ધારણા છે તે માટે લંડનમાં પાલ ઉપર કેસ ચલાવવામાં આવ્યો—નથી હશે કદાચ એ સ્વતંત્ર ભુમિ હોવાથી ત્યાં તેવા લેખોની કોઇ દરકાર નહિં કરતું હોય પરંતુ તેના અહીંના એજંટ દે. મોદકને તે માટે પકડવામાં આવ્યા છે તેઓનું કહેવું છે કે પોતે તે અંક બાહર પાડયો ત્યારે તે લેખ વાંચ્યો નહોતો તેમજ કલેક્ટરે તે અંક તપાસીને મોકલ્યા હોવાથી તે અંકને રાજદ્રોહી માનવાને તેઓને કંઇ કારણ પણ નહોતું. છતાં કેસ તો ચાલે છે અને આપણે જોઇશું કે તેનો નિવેડો શું આવે છે કારણ કે આ એક નવી જાતનો મુકદમો છે અને તેના ઉપરથી એજંટની જોખમદારી કેટલી છે તે પણ સારૂ જણાઇ આવશે.

* * * * *

વિચિત્રતાના બજારમાં સર્વજ વિચિત્ર હોય છે તેમ ચ.શુ મહિનાની વળી એકવિચિત્ર વાત તો એવી છે કે તે કંઇ નવું અજવાળું પાડી શકશે. કાળપત્રના માજી અધિપતિ રે. મા. શ્રી રામ મહાદેવ પરાંજપેના થએલા છુટકારા પછી તેઓને મુંબઇમાં શષ્ટ્રમતની ઓફીસમાં મળેલી સભામાં સારૂં માન આપવામાં આવ્યું અને તેઓ પૂણે જતાં ત્યાંની રાષ્ટ્રીય ક્લબ તરફથી પુણા કીર્લોસ્કર થીએટરમાં તેઓના છુટકારાની ખુશાલી બતાવવા માટે એક પાન સોપારીનો મેલાવડો કરવાની ગોઠવણ કરવામાં આવી હતી. પણ પૂણાના જીલ્લા માજીસ્ટ્રેટે એવો મેલાવડો કરવા સામે મનાઇ હુકમ કહાડી તે મેલાવડો અટકાવ્યો હતો. જેથી પુણા રાષ્ટ્રીય ક્લબના સેક્રેટરીઓ રા. રા. દામલે અને રા. રા. રાનડે તરફથી માજીસ્ટ્રેટ ઉપર નીચેના ભાવની એક નોટીશ મોકલવામાં આવી હતી કે "તેણે કાઢેલો હુકમ ગેરકાયદેસરનો છે. પાન સોપારી જેવો એક સંસારી મેલાવડો કોઇ પણ રીતે કાયદાની અથવા તો કાયદાપુર્વક સત્તાની સામે થવાને માટે હોય એવો ઇરાદો હોયજ નહીં. કોઇ પણ વાંધા ભરેલા શખસોને મેલાવડામાંથી બાહર કાઢવામાં આવશે. એટલે સુધી ખાતરી આપવામાં આવી હતી છતાં તમે મનાઇ હુકમ કાઢ્યો તે જેટલો ગેરકાયદેસરનો તેટલોજ આપ્રસંગોપાત છે, અને શેહેરીઓ તરીકેના હક છીનવી લેનારો છે. કેમકે શહેરીઓને કાયદેસર અને સુલેહ ભરી રીતે કાંઇ પણ કામ કરવાને સંપુર્ણ છુટ છે. તમારા મનાઇ હુકમથી જાણે અમે કાંઇક ગેરકાયદેસરનું કામ કરનાર હતા એમ ઠરે છે અને જાહેરની નજરમાં અમોને તે હલકું પાડનારૂં છે. આથી તમોને જીલ્લા માજીસ્ટ્રેટ તરીકે નોટીશ આપવામાં આવે છે કે બે મહિનાની મુદતની અંદર તમારે જાહેર કરવું કે એ હુકમ ગેરકાયદેસરનો હતો. અને રાષ્ટ્રીય ક્લબ તથા પુણાના શહેરીઓને કીર્લોસ્કર થીએટરં અથવા તો બીજે કોઇપણ ઠેકાણે પાનસોપારીનો મેલાવડો કરવા માંગે ત્યાં કરવાની છુટ છે અને તેવી રીતે તમો જાહેર કરશો નહીં તો તમારી સામે અમને સલાહ મળશે તે પ્રમાણે કાયદાની ચઢતી કોર્ટમાં કાયદેસર પગલાં ભરશું."

આ પણ વિચિત્ર બજારની વિચિત્રજ ખબર છે, જોઇએ છીએ કે તેનો અંત કેવી વિચિત્રતામાં આવે છે.

# राजा सर. टी. माधवराव

के. सी. एस. आइ.

उपजाति.

" यः पार्थिवानां यतते सुहवाय, तथा प्रजाना
हित माहितेचा
श्री शारदा संग सुखंच भुंत्क सा पुण्यवान् मध
र वदिभातिमे " ॥

जगन्नाथ रावजी दुरलु बी. ए. (B. A.)

પૃથ્વિના દરેક ખંડના માનવીનું આજે ભારતવર્ષ લક્ષ ખેંચી રહ્યો છે તે તેના નદિ નાળાંઓની ચ્હુર્તા માટે નહિ, આરસપહાણના પથ્થરોની ખાણ માટે નહિં, એનાં મ્હોટાં મ્હોટાં શહેરો અને સુંદર મકાનો માટે નહિ, સુંદર બાંધણીના કિલ્લા અને કોટો માટે નહિ, નિવાસીઓના ઉત્તમ પોશાક માટે નહિ, યત્ કિંતુએ પવિત્ર મરૂ ભૂમિપર થયેલી મહાન લડાઇઓ માટે નહિં,

પરંતુ માત્ર ભારતવર્ષના આદર્શ સ્ત્રિ પુરૂષો માનવીઓ પેદા કરવા માટેજ છે. મહાભારત, રામાયણ અને તેની પૂર્વેના જમાનામાં હિન્દની જાહોજલાલી અને જે આદર્શ અવતારો હસ્તિમાં હતા એ બંધાની વાત એક ક્ષણભયને માટે છોડી દઇએ તોપણ મધ્ય કાળના મારફાડના જમાના પછી ભારતવર્ષમાં અનેક સ્ત્રિ પુરૂષો એવા પેદા થઇ ગયા છે અને હજુ પણ એવા અનેક અવતારો આ પવિત્ર ભૂમિપર હસ્તિમાં છે કે જેની જીંદગીના ફરફરીયા લખવાને માટે પણ એક મનુષ્યની આખી જીંદગી પુરતી છે એમ જણાવ-

વાને અચકાવું પડે છે. છેકજ નજદીકના જમાનામાં થયેલા એવાંજ એક આદર્શ પુરૂષનાં ચરિત્રનાયક રાજા સર. ટી. માધવરાવનાં નામથી ભાગ્યેજ કોઇ સુશિક્ષીત માનવી અજાણ્યું હશે !

## બાલ્યકાળ.

મદ્રાસ પ્રાન્તમાં આવેલા કુમ્ભકોણ નામે નગરમાં ઇ. સ. ૧૮૨૮ માં આ મહાપુરૂષનો જન્મ થયો હતો. માધવરાવ ઉંચા વંશના મહારાષ્ટ્ર બ્રાહ્મણ હતા. માધવરાવને શિક્ષણ આપવાનું મદ્રાસ માંજ નક્કી થયું. થોડાજ વખતમાં માધવરાવને નિશાળે મૂકયા. દિવસે દિવસે માધવરાવનો અભ્યાસ વધવા લાગ્યો. અત્યારે માધવરાવ નિશાળમાં એક સારા વિદ્યાર્થિ તરીકે ઓળખાતો હતો. નિશાળના હેડ માસ્તર મી. પોવેલ સાહેબ માધવરાવના સ્હામું ઘણીજ કૃપાની નજરથી જોતા હતા. માધવરાવને પ્રથમથીજ ગણિત અને વિજ્ઞાનનો બહુજ શોખ હતો, છતાં પણ પુરસદના વખતે મી. પોવેલ સાહેબના બંગલે જઇને ખગોળવિદ્યા પણ શીખતા હતા. રજાના દિવસમાં આસપાસના બાગમાંથી ખોખરા વાંસ લાવી તેની અંદર કાચનાં કટકા ગોઠવી દુરબીન બનાવી તેનાથી તારાઓનું નિરીક્ષણ કરતા હતા. ઇ. સ. ૧૮૪૬ માં માધવરાવે નિશાળનો ત્યાગ કર્યો, પહેલા નંબરે પાસ થયા તેમજ પ્રિન્સીપાલની મ્હેરબાનીથી માધરાવ એજ સ્કુલમાં ગણિતના શિક્ષક તરીકે દાખલ થયા ત્યાર પછી થોડા વખતમાં એકાઉન્ટન્ટ જનરલના દફતરખાનામાં વધારે પગારની નોકરી મળી. ત્યાં એમણે થોડાક મહીના કામ કર્યું એવામાં ટ્રાવનકોરના મહારાજા પોતાના રાજ્ય કુમારોને શિક્ષણ આપવાને એક સારા શિક્ષકને ખોળવા લાગ્યા એટલામાંજ માધવરાવ દફતર ખાતાની નોકરી છોડી છુટા થયા હતા એટલે ટ્રાવનકોરના મહારાજાએ પોતાના છોકરાઓના શિક્ષક તરીકે તેમને રાખ્યા. માધવરાવનું શિક્ષણ જોઇને મહારાજા પ્રસન્ન થયા અને તરતજ ત્રાવનકોરના એક ભાગના માનભર્યા ઓધ્ધાપર નીમ્યા. આ વખતે ત્રાવનકોરના દક્ષિણ વિભાગમાં ઘણોજ અત્યાચાર થતો હતો. પ્રજા ઘણીજ પોકાર કરતી હતી. પણ માધરાવના આવ્યા પછી સર્વ શાન્ત થયું. રાજ્યમાં થતી અશાન્તી અને ગરબડને દુર કરી પ્રજાને ઉન્નતિના શિખરપર ચડાવવાનો વિચાર કર્યો. ત્રાવનકોરના, દક્ષિણ વિભાગની પ્રજા અત્યારે માધવરાવના હુકમમાંજ હતી. પ્રજાના દરેક માણસોને મ્હોડે માધવરાવનાં વખાણ થવા લાગ્યાં. માધવરાવની પ્રશંસા સાંભળી ત્રાવનકોરનો રેસીડેન્ટ ઘણોજ ખુશી થયો માધવરાવને પ્યારથી બોલાવવા લાગ્યો અને પોતાની લાગણી જણાવવાને માટે ત્રાવનકોરના મહારાજાને એક કાગળ લખ્યો; તેમાં લખ્યું કે માધવરાવની રાજ્ય ચલાવવાની બહાદુરી જોઇ હું ઘણોજ ખુશી થયો છું અને ખરા અંતઃકરણથી જણાવું છું કે જો માધવરાવને રાજ્યના દિવાન બનાવવામાં આવે તો કોઇ દિવસ રાજ્યમાં અશાન્તી થાય નહિં તેમ ત્રાવનકોર ખાલસા થતું બચી જાય.

અત્યારે ત્રાવનકોરમાં શું ચાલે છે ! રાજાને માટે પ્રજાનું અંતઃકરણ શું કહે છે. રાજ્યપિતાના તરફ પ્રજાની કેટલી લાગણી છે, આ શું ત્રાવનકોરમાં આટલું ! અંધેર પ્રજાનો ન્યાય કોઇ સાંભળતું નથી ! શું રાજ્યના નોકરો આટલા બધા લોભી છે કે પ્રજાને કહે છે કે તમારા દાગીના વેંચો પણ હમને પૈસા આપો તોજ હમારૂં કામ થશે. પરમાત્માએ ત્રાવનકોરના સ્હામું જોયું. રેસીડેન્ટની ઇચ્છા થોડાજ વખતમાં સફળ થઇ. ત્રાવનકોરના રાજા અત્યારે શું ફીકર કરે છે ! શું ત્રાવનકોર ખાલસા થવાનું છે એની તો ફીકર નહિ કરતા હોય. ના ના; ત્રાવનકોર નરેશ કોઇ જુદાજ વિચારમાં હતા. એક બાજુથી રાજ્યના અમલદારો પ્રજાને પીડે છે ત્યારે બીજી બાજુથી મહાત્મા લોર્ડ ડેલહૌસી ત્રાવનકોરની પલટણોને અંગ્રેજો સાથે મેળવવાનો પ્રયત્ન કરે છે રાજ્યની દુર્દશા જોઇ ત્રાવનકોરના મહારાજાને ઘણું દુઃખ થયું. હું કયાંજકે—

કોની મદદ માગું. હા હા.ઠીક; યાદ આવ્યું. શા માટે ચિંતા કરૂં છું; ઠીક, કાલે સવારેજ વાત બીજેજ દિવસે માધવરાવને બોલાવી રાજ્યની દુર્દશાના માઠા સમાચાર કહ્યા અને તેની સાથેજ ત્રાવનકોરના દિવાનનો માનવંતો ઓદ્ધો અર્પણ કર્યો. ઈશ્વરે પ્રજાની અને રાજાની અરજી સાંભળી. બ્રીટીશોના હાથમાં જતું ત્રાવનકોર બચાવ્યું. મહાત્મા લોર્ડ ડેલહૌસીનો પ્રયત્ન નિષ્ફળ ગયો ?

માધવરાવ દિવાન થયા છે ? હવે રાજ્યનો અને પ્રજાનો કાંઇ ઉદય થશે ખરો ? એમ લોક વાયકા ચાલવા લાગી થોડાજ વખતમાં માધવરાવે ગવર્નમેન્ટને કહ્યું કે હવે રાજ્યની દુર્દશા જુવો તો જરૂર ખાલસા કરજો પણ પાંચ સાત વરસ સબુરી કરો. બ્રિટીસ સરકારે માધવરાવનું કહેવું કબુલ રાખ્યું ઈ. સ. ૧૮૫૭ માં માધવરાવ ત્રાવનકોરના દિવાન થયા. પોતાની બુદ્ધિથી અને સત્યનિષ્ઠાથી રાજ્ય ચલાવવા માંડ્યું. આખા રાજ્યની પ્રજા માધવરાવને ધન્યવાદ દેવા લાગી. રાજા સર ટી. માધવરાવ રાજ્યનું અને પ્રજાનું હીત જોઇને રાજ્ય ચલાવવા લાગ્યા.

## જાહેર જીંદગી.

હમે ઉપર કહી ગયા છીએ કે આ વખતે ત્રાવનકોરની હાલત કેવી હતી, હજારો જાતના કર ભરવાથી પ્રજા કંટાળી ગઇ હતી. રાજ્યમાં અશાન્તી ફેલાઇ રહી હતી. માધવરાવે થોડાજ વખતમાં કર તથા જકાતની માફી આપી. વેપાર ઉધોગ તરફ ખુબ લક્ષ આપ્યું માધવરાવના આ શુભ કર્તવ્યથી પ્રજા રાજી થઇ ધીમે ધીમે પ્રજા હુન્નર ઉદ્યોગમાં આગળ વધવા લાગી. રાજ્યના દુષ્ટ અમલદારોને રજા આપી ને સારા વિદ્વાન માણસોને રાજ્યના નાયક બનાવ્યા. ત્રાવનકોરમા જે માટીની ઝુંપડીઓ દેખાતી હતી ત્યાં આજે માધવરાવના પ્રતાપથી મ્હોટા મ્હોટા સુંદર મહેલો દેખાવા લાગ્યા. રસ્તાઓ નવા બંધાવ્યા, નહેરો ખોદાવી, અને પ્રજાને દરેક વાતે સુખી બનાવી શિલ્પ અને રસાયણવિદ્યાનો પ્રચાર કર્યો જે ત્રાવનકોરની પ્રજા એક વખતે અત્યાચાર અને અમલદારોના જુલમથી પીડાતી હતી, તેજ પ્રજાને માધવરાવે હુન્નરબાજ બનાવી. એક વખત એવો હતો કે ત્રાવનકોર ખાલસા થવાની તૈયારીમાં હતું એજ ત્રાવનકોરનો દિવાન માધવરાવે પોતાની રાજ્ય ચલાવવાની કુશળતાથી બચાવ્યું. બ્રિટીશો પણ માધવરાવની કુશળતા જોઇને અજાયબ થયા એટલુંજ નહિ પણ તેને કે. સી. એસ. આઇ. નો ખેતાબ અર્પણ કર્યો. આખા રાજ્યમાં માધવરાવનાં યશોગાન ગવાતાં હતાં. કોઈની ચડતી સ્થિતિ જોઇને બળી જનારા માણસો દુનિયામાં ઘણા હોય છે. ત્રાવનકોરમાં પણ એવા અદેખા માણસોની ખોટ નહોતી એ લોકોએ માધવરાવની વિરૂદ્ધ મહારાજાના કાન મંતરવા શરૂ કર્યા. મહારાજા પણ એવા હલકા માણસોના મતને મળતા થયા. એનું પરિણામ એજ આવ્યું કે માધવરાવે સને ૧૮૭૨ માં દિવાનગીરીનો હક છોડી એક હજાર રૂપિયાના માસિક પેન્શને મદ્રાસમાં જઇને રહેવા લાગ્યા. ત્રાવનકોરના રાજ્યનું પેન્શન ઓગણીસ વરસ સુધી ખાધું. માધવરાવને કૌન્સીલના મેમ્બરની જગ્યા આપવા માંડી પણ માધવરાવે ના કહી. ત્યાર પછી લાટ સાહેબે વિલાયત લખ્યું કે આવા બુધ્ધિમાન અને રાજ્ય કુશળ માણસોને રખડતા રાખવા એ ઠીક નથી, માટે યોગ્ય જગ્યાનો બંદોબસ્ત કરવોજ જોઇએ. તરતજ વિલાયતથી લખાણ આવ્યું કે માધવરાવને કોઇ સારી જગ્યા આપો. એટલામાંજ ઇંદોરના મહારાજાને પોતાના રાજ્યમાં દિવાનની ખાસ જરૂર હતી, અને તે કામની તપાસ ભારત ગવર્નમેન્ટના હાથમાં સોંપવામાં આવી.

આ લાગ જોઇને ગવર્નમેન્ટે ઇંદોરના દિવાન તરીકે માધવરાવને ઈ. સ. ૧૮૭૩ માં નીમ્યા. ઇંદોરમાં બે વરસ સુધી રહ્યા. ત્યાં પણ એમણે કેટલાક સુધારા કર્યા. એ કાર્યથી મહારાજા ખુશ થયા. જેથી માધવરાવને એક વરસ વધારે રાખવાનો વિચાર કર્યો. તે આગ્રહ માધવરાવે કબૂલ ન રાખ્યો.

## કાર્યનો પ્રકાશ.

માધવરાવે ઇંદોરના દિવાન તરીકેનો ઓધ્ધો છોડયો એટલામાંજ વડોદરા નરેશ મહારાજા મલ્હારાવ ને કેટલાંક કારણોસર રાજ્ય ગાદીપરથી ઉતારી મૂકવામાં આવ્યા અને વડોદરા રાજ્યનો સુધારો કરવા માટે ભારત ગવર્નમેન્ટે માધવરાવને ૧૮૭૫માં નીમ્યા. માધવરાવ વડોદરાના સંરક્ષક દિવાન થયા. વડોદરાની સ્થિતી આ વખતે ઘણીજ ખરાબ હતી. લુંટ અને મારફાડથી પ્રજા કંટાળી ગઇ હતી. રાજ્યમાં અત્યાચારનો બજાર ગરમ હતો. રાજ્યનું મહેસુલ ઉઘરાવનાર લુચ્ચા માણસોજ હતા, એટલે પોતાની મરજી-માફક ખાઇ જતા હતા, માધવરાવ દિવાન થયા કે થોડાજ વખતમાં રાજ્યમાં શાંતિ થઇ. રાજ્યનું મહેસુલ ઉઘરાવનારાઓને રજા આપી. અને દરેક સત્તા પોતાનાજ હાથમાં લીધી. રાજ્યની નિમકહરામ જુની પલટણોને રજા આપી અને લશ્કરમાં નવા માણસો તથા પોલિસમાં પણ નવાજ માણસો રાખ્યા. રાજ્યમાં કચેરીઓ બનાવી, નિશાળો સ્થાપી અને તેની વ્યવસ્થા કરવા માટે મદ્રાસથી અને મુંબઇથી અનુભવી માણસોને બોલાવી તેના હાથમાં સત્તા સોંપી સાંકડા રસ્તાઓને મ્હોટા બનાવ્યા શહેરમાંથી ગંદકી દુર કરી. સરકારી પૈસે મ્હોટી હવેલીઓ બંધાવી શહેરની શોભામાં વધારો કર્યો અત્યાચારથી રીબાતી પ્રજા સ્વર્ગનાં સુખ ભોગવવા લાગી. માધવરાવની રાજ્ય કુશળતા જોઇને યુરોપના મ્હોટા મ્હોટા વિદ્વાનો આભાજ બની રહ્યા આ દેશ અને પરદેશમાં માધવરાવની પ્રસંશા થવા લાગી, એક વખતે માધવરાવને વૈસરાયે ફાઇનંસ કંપની સ્હામે સાક્ષી પુરવા વિલાયત જવાને કહ્યું પણ માધવરાવે કોણ જાણે શા- કારણથી વિલાયત જવાનું કબુલ કર્યું નહીં ઇ. સ. ૧૮૭૭ માં દિલ્હી દરબારમાં માધવરાવને આમંત્રણ થયું. ત્યાં આગળ ઘણું સારૂં માન મળ્યું એટલુંજ નહિં પણ દિલ્હી દરબારમાં માધવરાવને રાજાનો ઇલકાબ મળ્યો. ત્યાંથી પાછા ફરીને વડોદરે આવ્યા. ત્યાર પછી એક કૌન્સીલ બનાવી અને રાજ્યને ઉન્નતિપર કેમ ચ્હડાવવું એના વિચારો કરવા લાગ્યા હાલના મહારાજા ગાયકવાડને શિક્ષણ આપવાનું પણ માધવરાવનેજ સોંપવામાં આવ્યું હતું. માધવરાવે નામદાર ગાયકવાડને પણ પોતાના જેવા રાજ્યમાં કુશળ બનાવ્યા અત્યારે જે નામદાર મહારાજા પ્રજામાં માનીતા થયા છે. બીજા રાજ્યો કરતાં પણ વડોદરાનું રાજ્ય સર્વોત્તમ ગણાયાણ છે અને આખી ભારતીય પ્રજા નામદાર મહારાજા ગાયકવાડને રાજ્યમાં નિપૂર્ણ અને એક બાહોશ રાજ્ય કર્તા માને છે તેનું દરેક માન માહાત્મા રાજા સરટી માધવરાવનેજ ઘટે છે. કોણ જાણે શા કારણથી માધવરાવનો જીવ ઉચો થઇ ગયો હવે માધવરાવને વડોદરાપર જરાએ પ્યાર આવતો નથી, એનું કારણ શું ? થોડાજ વખતમાં માધવરાવે એક રાજી નામું લખી નામદાર ગાયકવાડને આપ્યું આ રાજીનામું જોઇ મહારાજા-ઘણા વિચારમાં પડયા માધવરાવને ઘણું સમજાવ્યું છતાં પણ માધવરાવે બહાર જઇ રહેવાની ઇચ્છા જણાવી અને વડોદરાના દિવાનનો ઓધ્ધો છોડયો નામદાર મહારાજાએ દર મહીને પેનસન આપવા કરતાં રૂ એક લાખ માધવરાવને આપ્યા અને રાજ્યમાંથી છુટા કર્યો.

## ઉપસંહાર.

રાજ્યકાજની ચિંતામાંથી મુકત થઇ માધવરાવ મદ્રાસમાં આવી રહેવા લાગ્યા. પોતાનો ઘણો વખત વાંચવા તથા લખવામાંજ ગુમાવતા હતા. સાંજની વખતે પોતાના મિત્રો સાથે રાજદ્વારી તથા સામાજીક ચર્ચા ચલાવતા હતા, માધવરાવ સમાજ સુધારા તરફ ખુબ ધ્યાન આપતા હતા, દરેક જાહેર સભાઓમાં ભાગ લેતા હતા. માધવરાવે દેશને સુધારવાને માટે પોતાનાથી બનતા પ્રયત્નો કર્યા છે. માધવરાવ હર્બર્ટ સ્પેન્સરને માનની નજરથી જોતા હતા. એનાં બનાવેલાં પુસ્તકો ઘણા માનથી વાંચતા હતા. માધવરાવ જાહેર પેપરોમાં આર્ટીકલો લખતા હતા. માધ

વરાવે કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે જેમાંના એક બે તો ઘણાંજ લોકપ્રિય થઇ પડયાં છે. એક વખતે માધવરાવે એક નિબંધ લખી જર્મનના વિદ્વાન પ્રિન્સ બિસ્માર્કની પાસે મોકલ્યો હતો. એવો ઉપયોગી નિબંધ વાંચીને બિસ્માર્ક આભોજ બની ગયો. એનું ફળ એજ આવ્યું કે એણે માધવરાવના ઉપર એક પત્ર લખી તેમાં હજારો ધન્યવાદ આપવા લાગ્યો. એટલુંજ નહિં પણ એજ નિબંધનું જર્મન ભાષામાં ભાષાન્તર કરી છપાવીને દરેક જર્મનીના સિપાઇને એક એક પ્રત મફત આપી માધવરાવ એકલી અંગ્રેજી ભાશાનાજ લેખક નહોતા પણ આપણી ભાષાનાએ એક ઉત્તમ કવિ હતા, જેમણે એમની બનાવેલી કવિતાઓ વાંચી હશે તે જરૂર કહેશે કે માધવરાવની કવિતાશકિત ન્યારીજ છે માહાત્મા માધવરાવને ઇ. સ, ૧૮૯૦ માં લકવાનો રોગ થયો, જેનાથી એ ત્રણ મહીના માંદા રહ્યા અને તા. ૪ થી એપ્રીલ અને ૧૮૯૧ ના દિવસે એ મહાત્માનો સ્વર્ગવાસ થયો. રાજા સરટી માધવરાવ ઘણા ચતુર રાજ્ય નિતીજ્ઞ અને અસાધારણ રાજ્ય કાર્ય કુશળ અને દ્રઢ શાશન કર્ત્તા હતા. એમના જેવા સાદા અને સરલ સ્વભાવના પુરૂષ ભારત વર્ષમાં ઘણાજ થોડા થશે. પરમાત્મા માધવરાવના આત્માને શાંન્તી આપો. હે સચીદાનંદ તમે ભારતનાપર કૃપા કરો અને એવાજ અસાધારણ પ્રતિભાશાલી માહાત્મા ભારતમાં જન્મ લઇ આ દુ:ખી દેશને તારી બચાવે એજ ઇચ્છા છે.

અસ્તુ

માતૃસંતાના

**दीनानाथ व्यास.**



## વીજળીનો કરામાત.

યુરોપ અને અમેરિકાના લોકો બુદ્ધિનો ઉપયોગ કરવામાં આજે પહેલા નંબરે ગણાય છે. વિજળીના પંખા, ગાડિયો, તાર અને લાઇટ તો હિંન્દુસ્થાન સુધી લાવ્યા છે. પણ અમેરિકાના લોકોએ પોત પોતાના દેશમાં કેટલું સુખ બનાવ્યું હશે. ત્યાં ઇંજીન ચલાવવાને માટે પણ વિજળીનો ઉપયોગ થાય છે. પણ આશ્ચર્યની વાત છે કે ! આજ દિવસ સુધી જે કામ નોકરોની પાસે લેતા હતા તે દરેક કામ વિજળીથી ચલાવે છે. સન્તનિહાલસિંહે અમેરિકાથી માડર્ન રિવ્યુમાં એક કાગળ લખ્યો છે અને તેમાં એક અમેરિકનના ઘરનું વર્ણન આપ્યું છે. જેમાં ઘંટી દળવાને, દરવાજો ઉઘાડવાને, બુટ સાફ કરવાને પિયાનો વગાડવાને, ભોજન બનાવવાને, પાણી ગરમ કરવાને, દુધ ગરમ કરવાને અને પોતાની તીજોરીઓનું રક્ષણ કરવાને માટે પણ વિજળીનોજ ઉપયોગ કરવામાં આવે છે એમ જણાવ્યું છે, તો કહો હવે નોકર ચાકરોની શું જરૂર છે. ઉદ્યોગી પ્રજા પોતાની બુદ્ધિથી આગળ વધે છે.

## વર્તમાન પત્રોની નૌકા.

કેપ્ટન જાનસન નામના એક અમેરિકને વર્તમાન પત્રોની નૌકા બનાવી છે. તે નૌકા બનાવવાને બધા દેશની જુદી જુદી ભાશાઓનાં બધાં મળીને ત્રણ હજાર વર્તમાન પત્રોનો ઉપયોગ કર્યો છે. નૌકા વીસ ફુટ લાંબી છે. અને વજનમાં પંચોતેર શેર જેટલી છે. એ નૌકા જોવાનીજ નથી પણ એની અંદર બેશીને કેપ્ટન સાહેબ ઘણી વખત દરિયામાં મુસાફરી કરે છે. આ શોધ કાંઇ જેવી તેવી નથી, કાગળની નોકામાં સમુદ્રમાં હવા ખાવી એ એક ઉદ્યોગનું ફળ છે ઉદ્યોગી અને સહાસીક માણસો કરી શકે તેનું એક અજબ ઉદાહરણ છે.

દીનેશ.

સરસ્વતી. (હીંદી)

## महत्ताना लक्षणो.



મહાન પુરૂષ કોણ? મહતાના લક્ષણો શા. છે? આપણે કોને મહાન પુરૂષ લેખીએ છીએ? શા માટે માનીએ છીએ કે તેઓ મહાન છે. મહતાના થોડા લક્ષણો સુપ્રસિદ્ધ અમેરીકન ફીલોસોફર એમર્સને તેના Representative men માં દર્શાવ્યાં છે. વળી આંગ્લ પંડિત ગહન દ્રષ્ટા કાર્લાઇલે પણ આ વિષયપર Hero and Hero worship "—વિર અને વિરપૂજા,—નામના ગ્રંથમાં પણ વિદ્વતા ભરી ચર્ચા કરી છે. મહાન પુરૂષોનાં હૃદય ગંભીર અને શાંત હોય છે. તેઓ પ્રતિભાશાલી હોય છે, તેઓ કર્તવ્ય રસિક હોય છે, તેઓ પોતાનીજ મસ્તીમાંજ આજાદ હોય છે. જ્યારે આ વિર કેસરીની ગર્જના ગાજે છે. ત્યારે તેઓનો ધ્વનિ કંઇક શતકો સુધી કાનમાં ગુંજી રહે છે. તેઓ એવા તો સત્ય પ્રિય હોય છે કે તેઓના ઇષ્ટ માર્ગેથી જરા પણ પાછા હઠતા નથી.

પૃથ્વી પોતાના માર્ગમાંથી પાછી ફરે, સુર્યની ગતિમાં ફેર પડે, આખી દુનીઆ ઉલ્ટી થઇ જાય, પરંતુ વિરનર પોતાના માર્ગમાંથી પાછો ફરતો નથી. જગતમાં આવા મહાત્માઓ પુણ્યોજ્વલ અમર નામ મૂકી જાય છે. અને ઇતિહાસ કારો, કવિઓ નિરંતર તેમનાં યશોગાન ગાય છે. ભગવાન બુદ્ધ દેવે લોક હિતને માટે મહાન ત્યાગ કીધો, અપૂર્વ રાજ્ય વૈભવ, પ્રેમમૂર્તિ પત્નિ યશોધરાનું અપૂર્વ લાવણ્ય વીગેરે અનેક મમતાનાં કારણોનો અનાદર કર્યો. શા માટે? પોતાના મનમાં રમી રહેલા એક સત્યને માટે મહાત્મા રાજા રામે મોહનરાયે કુમળી વયમાં પિતૃગૃહનો ત્યાગ કર્યો અનેક પ્રકારના સંકટો વેઠયાં પણ પોતાને જે સત્ય વાત લાગતી હતી તે કદિ પણ ત્યજી દીધી નહિ. સેન્ટ પીટર્સનું દેવળ યુરોપના ઇટલીના રોમ શહેરમાં બાંધવાનું હતું. આને માટે પૈસાની જરૂર હતી તે વખતે યુરોપમાં પોપનો અધિકાર સ્વતંત્ર રીતે ચાલતો હતો. આ પૈસા એકઠા કરવાને માટે પોપે જેઓ અમુક રકમ આપે તેને માફી. પત્રો લખી આપવા માંડયાં. જર્મનીનો એક યુવક માર્ટીન લ્યુથર આ વાતની સ્હામે થયો પોપે અનેક ધામકીઓ આપી. પરંતુ તે વિર નર એકનો બે થયો નહિ અને એજ બોલતો રહ્યા કે આ કામ "ધર્મની વિરૂદ્ધ છે" આજે યુરોપમાંજ માત્ર નહિ પરંતુ દુનિઆના સર્વ ભાગમાં લ્યુથરનું નામ વિરનર તરીકે પ્રસિદ્ધ છે. વિરપુરૂષના એક ફુંફાડાથી પોપની અગંબ લીલા ભાંગી પડી મહાત્મા મુન્સુર મસ્તોમાં આવી ગાવા લાગ્યો કે "અનલ હક" "હું બ્રહ્મ છુ." લોકોએ તેની અનેક રીતે સતાવણુ કરી તેના દેહની બુરી, દશા કરી પરંતુ તેના હરેક બાલમાંથી એજ શબ્દ નીકળ્યો કે "અનલ હક" વાહરે સાધુ વાહ!! ઇતિહાસમાં જોશો તો માલમ પડશે કે આવાં દ્દષ્ટાંતો અનેક મળે છે. કદી પ્રેમના મેદાનમાં, કદિ ધર્મની સત્યની લડાઇમાં, કદી વિજ્ઞાનના ક્ષેત્રમાં આવા સત્ય વિરનરો પોતાનાં અમર નામ મુકી ગયા છે. ભગવાન શંકરાર્ય કહે છે કેઃ—

विलक्षर्ण वेत्ती विचार शीलो
निज स्वरुपं परमार्थ रुपम्

ખરેખર આવા માણસો પારકામાં અને પોતામાં કંઇજ ભેદ જોતા નથી અને તેથીજ તેઓ પરહિતનાં કાર્યો, કરી દુનિઆના ઇતિહાસમાં પુણ્યોજ્વલ અમર નામ મુકી જાય છે.

રસિક.



# चित्रमाळा.

## शेठ हीराचंद नेमचंद झवेरी. जे. पी.

પવિત્ર તાપી નદિને કિનારે આવેલા સુરત શહેરની જાહોજલાલીથી કોઇ અજાણ્યું નથી. એ શહેરમાં ઉત્પન્ન થયેલા દાનવીર અને કર્મવીર પુરૂષોથી કોઇ અજાણ્યું નથી. ગુજરાતની રસાળ ભૂમિમાં સુરત એ પહેલા નંબરનું શેહેર ગણાય છે. ગુજરાતી બંધુઓના માનીતા અને લાડીલા કવિ નર્મદે પોતાના સુરતના ઇતિહાસમાં પણ એ સંબંધી વર્ણન કર્યું છે. અમે આજના અંકના ટાઇટલ પેજ ઉપર જે સખી પુરૂષની છબી પ્રકટ કરી છે તેઓનું નામ શેઠ હીરાચંદ ઝવેરી જે. પી. છે. એઓ શ્રી સુરતના ઉદાર અને દાનવીર પુરૂષોમાંના એક દાનવીર ગ્રહસ્થ છે. તેઓનો જન્મ સુરતમાં જૈનધર્મના ઉત્તમ કુલમાં થયો છે. તેઓના પિતા સ્વ. શેઠ નેમચંદ મેલાપચંદ સઉથી પહેલા ઝવેરી થયા હતા અને તેઓએજ ઝવેરીનો ધંધો શરૂ કર્યો હતો. તે સમય એવો હતો કે ઝવેરાતની કીંમત સમજવામાં આજની પેઠે કીડીઓની હાર જેટલા ઝવેરીઓ ન હતા અને તે સમયે તેઓએ દ્રવ્ય સારૂં સંપાદન કર્યું હતું. શેઠ નેમચંદે ઝવેરાતના વેપારનીજ માત્ર શરૂઆત કરી હતી એમ ન હતું. તેઓએ વિલાયત સાથે પહેલો વેપાર કરવાનું પણ શરૂ કર્યું હતું. તેઓએ અફીણ, રૂ વગેરે પણ વિલાયત મોકલાવી પોતાના ધંધાના ક્ષેત્રને વિશાળ બનાવ્યું હતું. તેઓશ્રીનો સ્વભાવ શાંત, ઠરેલ અને સખાવત કરવામાં ઉદાર હતો. તેઓ મુંબઇના ઝવેરી મહાજનના પ્રમુખ થયા હતા. અને તેજ વખતથી ઝવેરી બજાર તરફથી એક સદાવ્રત પણ ચાલુ થયું છે જેનો લાભ હજુ સુધી ઘણા મનુષ્યો લે છે. વળી તેઓને સમસ્ત હિંદુ જાતી માટે માન હતું. કોઈ પણ હિંદુ તેઓની પાસે જઇ પોતાના દુઃખો રડતું કે તરત પોતાથી બનતી મદદ સાથે તેમને નોકરીમાં જોડાવી આપવાનું પુણ્યમય કામ કરતા હતા. તેઓ જીવદયાના એક મોટા પક્ષપાતિ છે. શેઠ હીરાચંદે પિતાના સદ્‌ગુણો પોતાના હૃદયમાં ઠસાવી ધર્મ કર્મમાં પ્રવૃત્ત રહે છે. ઓનરરી મેજીસ્ટ્રેટ અને જે. પી. નો માનવંતો ઇલ્કાબ નામદાર સરકાર તરફથી મેળવવા ભાગ્યશાળી થયા છે. તેઓએ સુરતમાં એક નર્સિંગ ઇન્સ્ટીટ્યુટ સ્થાપવા માટે રૂ૦ ૨૦૦૦૦ ની રકમ સખાવત કરી છે. પિતાની પેઠે પોતે પણ જ્ઞાતિના કામમાં અને ધર્મના કામમાં ઉત્સાહથી ભાગ લે છે અને જૈન બંધુઓ ઉપરાંત દરેક હિંદુઓને મદદ કરતા રહે છે. સ્વભાવે મિલનસાર, કાર્યદક્ષ, જ્ઞાની તથા ધર્મનિષ્ટ છે. જીંદગીનું ધ્યેય જે દયા તેજ મનુષ્ય માત્રને આલોક અને પરલોકમાં સુખ અપાવે છે. ઘણા ઉછાંછળા શ્રીમંતો પોતાના ખોટા વખાણ થાય તેમાંજ રાજી હોય છે. જ્યારે દાન, ધર્મ કે દયાનાં કામો કરવાનાં આવે છે, ત્યારે મોઢું છુપાવે છે. શેઠ હીરાચંદ નિરાભિમાની ધર્મિષ્ટ છે તેઓની છુપી સખાવત માટે જમણે હાથે જે સખાવત કરે છે તે ડાબો હાથ જાણતો નથી. ખરી સખાવત એનુંજ નામ છે પુણ્ય માર્ગે જેઓ પૈસા મેળવી શ્રીમંત થાય છે તેઓના પૈસા પુણ્યમાર્ગ—સન્માર્ગેજ વપરાય છે. શેઠ હીરાચંદને દીર્ઘાયુ બક્ષે, અને હજારો છુપી સખાવતો કરી દુઃખીઓનાં દુઃખ ભાંગે! દયા એ પ્રત્યેક ધર્મનું મૂળ છે. શેઠ હીરાચંદ પણ પ્રત્યેક દયાનાં કામો કરી ધર્મ-લાભ મેલવે. તેમજ તેઓના સુપુત્રો પણ પોતાના પિતાના પગલે ચાલી દયા—ધર્મનાં કામો કરી વડીલોની કીર્તિને અજર—અમર કરે! પરમાત્મા પાસે અમે એજ માગીએ છીએ.

## श्रीमान् राजचंद्र.

શ્રીમાન્ રાજચંદ્ર એ જૈન બંધુઓમાં એક મહા પુરૂષ થઇ ગયા છે. અને તેમના જીવન ચરિત્રમાંથી આજના સંસારિક જીવોને, મનુષ્યોને, બહુજ શીખવાનું છે. સંસારમાં જન્મીને જેઓ પૈસા મેળવી, મોજમઝા ઉડાવી, પોતાના શરીરને લકુપટુ બનાવે છે તેમજ પોતાના કુટુંબનેજ મોજમઝા કરાવે છે. તેમણે મહાપુરૂષ રાજચંદનું જીવન ચરિત્ર વાંચવું જોઇએ. અને તેમણે મહાપુરૂષોની જીંદગીનું તોલ કરવું જોઇએ; સ્વાર્થને લીધે જેઓ દેહનું પણ કલ્યાણ કરી શકતા નથી તેમણે વારંવાર એ જીવન ચરિત્ર વાંચી પોતાનાં કર્તવ્યનો વિચાર કરવો જોઇએ. અને પછી તે પ્રમાણે વર્તવાને કંઇક નિશ્ચયો પણ કરવા જોઇએ. પરમાત્માએ મનુષ્ય-માત્રમાં બુદ્ધિ અને જ્ઞાનના અમુલ્ય ભંડારો ભર્યા છે. પણ તેને

ખીલવે છે કોણ? લાડી, વાડી, અને ગાડી મળી એટલે તેઓ એમજ સમજે જે છે કે હવે આપણને સ્વર્ગ મળી ગયું! પણ તેઓને ખબર નથી કે ખરું સ્વર્ગ ક્યાં છે? ખરું સ્વર્ગ તો ઇશ્વરની ભકિતમાં, તલ્લીન થવામાં અને દુઃખી ભાઇ, બ્હેનોને. મદદ કરવામાં છે. અને તે શ્રીમાન રાજચંદ્રે સારી પેઠે બતાવી આપ્યું છે.

સાધુ પુરૂષ રાજચંદ્રનો જન્મ કાઠિયાવાડના એક ન્હાનકડા ગામ વવાણિયામાં થયો હતો. આજે તેઓને મ્હોટા મ્હોટા શેહેરોના મ્હોટા સભ્ય પુરૂષો પણ પૂજે છે. ન્હાનકડા ગામમાં જન્મીને પણ મનુષ્ય કેટલું કાર્ય કરી શકે છે તેનો પુરાવો મહાત્મા રાજચંદ્ર હતા! તેઓ ૧૮૬૭ માં જન્મ્યા હતા અને ૩૩ વર્ષ પછી ૧૯૦૧ ના એપ્રિલ માસમાં પરલોક ચાલ્યા ગયા છે પણ એ ૩૩ વર્ષમાં એમણે જે કાંઇ જ્ઞાન જન સમાજને આપ્યું છે તેટલું બીજા ૧૫૦ વર્ષના સંસારિક શ્રીમંતો કે સાધુડાઓ આપી શકશે નહિં! તેઓની સ્મર્ણ શકિત બાલ્યાવસ્થાથીજ એટલી સતેજ હતી કે ગુજરાતી અભ્યાસ ક્રમ માત્ર બે વર્ષમાજ પૂરો કર્યો હતો. તેઓ એક કવિ હતા. ૧૧ વર્ષની વયે તો તેમણે પદ્યમાં ટુંક રામાયણ અને મહાભારત લખ્યાં હતાં.

બાર વર્ષની વયે ઘડીયાળ ઉપર ત્રણ દિવસમાં ત્રણસો કવિતાઓ લખી હતી. એ ઉપરથી જણાય છે કે તેઓ જન્મના કવિ હતા. માત્ર તેર વર્ષની વયે તેઓએ અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવા માંડયો. ૧૪-૧૫ વર્ષની વયે તેઓએ મોરબીમાં મિત્ર મંડળ સન્મુખ અષ્ટાવધાન (એકી વખતે આઠ બાબતોમાં ચિત્ત રાખવાની ક્રિયા) કર્યા. ત્યાર પછી આઠમાંથી બાર અવધાન કર્યાં અને ધીમે ધીમે ૧૯ વર્ષની વયે સતાવધાની (એટલે એકી વખતે સો બાબતોમાં ચિત્ત રાખવાની ક્રિયા કરતા) થયા. મનુષ્યોમાં કેટલી બધી શકિતઓ હોય છે. તે મનુષ્ય પોતે જાણતો નથી પણ જો તેને ખિલવવાની તક મળે છે તો તે પોતાને–પોતાના શરિરને–એક અમૂલ્ય ખજાનો સમજે છે. તેઓ શ્રીએ મુંબઇના ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં અને અન્ય સ્થળોએ સતાવધાનના પ્રયોગો કર્યા હતા. તેઓની ન્હાની વય જોઇ લોકો ઘણા અજાયબ થયા હતા. 'ઇન્ડીયન સ્પેકટેટર" ના અધિપતિ મી० મલબારીએ પણ ઉપરોક્ત વર્તમાન પત્રમાં ત્હેમની બહુ સ્તુતિ કરી હતી. ત્યાર પછી એ પ્રયોગો મુંબઇની હાઇકોર્ટનાં તે વખતના જજ સર ચાર્લ્સ સારજન્ટ, ડાકટર પિટર્સન, મી० યાજ્ઞિક અને એવાજ બીજા અનેક પ્રતિષ્ઠિત પુરૂષોએ જોઇ બહુ પ્રશંસા કરી હતી.

તેઓ વખતો વખત ભાષણો આપતા હતા. ધાર્મિક અને સંસારી, વકતા તરીકે તેઓ પૂજાતા હતા. એટલુંજ નહિં પણ મોટા મોટા વિદ્વાનો તેમના ભાષણોમાંથી કંઇક શીખતા હતા. વીશ વર્ષની વયે તેઓએ સાધારણ પ્રજા વર્ગને બદલે પોતાના જ્ઞાતિ સમુદાયને જ્ઞાનનો બોધ આપવા માંડયો. એ મહાપુરૂષે ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં. ષડદર્શનની આલોચના કરી હતી અને પૂર્વ તથા પશ્ચિમની ફિલસુફીના ગ્રંથો જોયા હતા તેઓ કોઇપણ પુસ્તકને એકજ વખત ધ્યાન પૂર્વક વાંચતા તેથી પછી બીજી વખત જરૂર રહેતી નહીં. સંસ્કૃત અને પ્રાકૃતના પુસ્તકો જોઇ જઇ તેમણે તેનો પ્રસાદ જગતને આપ્યો છે.

સાધુ પુરૂષ રાજચંદ્રનું હૃદય શુધ્ધ હતું. તેથી તેઓએ ખુલ્લા હૃદયે જનસમાજને ઉપદેશ કર્યો હતો કે, "ધનવાન અને સાંસારિક સારી સ્થીતિવાળો પુરૂષ સંસારનો ત્યાગ કરે તો પોતાના ચારિત્ર્યથી જગતને સંગીન હિત કરી શકે. જનસમાજને તેના શુદ્ધ હૃદય અને નિઃસ્વાર્થના સદગુણની ખાત્રી થવાથી તેના ઉપદેશથી લાભ થાય." તેઓનું આવું ખુલ્લું કહેવું કેટલા શ્રીમંતોએ અમલમાં મુકયું છે તે અમે જાણતા નથી. પણ તેઓના ભાષણની અસર ઘણા સંસારી સંસ્કારી જીવોના હૃદયમાં થઇ હતી એ અમે જાણીએ છીએ. અને તેટલાજ જીવોની જીંદગીનું કંઇક સાર્થકય થયું છે એમ પણ માની શકાય છે.

મહાપુરૂષ રાજચંદ્ર ૨૧ વર્ષના હતા ત્યારે તેમણે વેપારીના પ્રપંચી જીંદગી પણ ભોગવી હતી અને થોડા વખતમાં એક બાહોશ ઝવેરી તરીકે પ્રસિદ્ધ થયા હતા. તેઓ વેપારી જીંદગીમાં પડેલા હતા છતાં પણ તેઓએ જ્ઞાન, ધર્મ અને તત્વ મિમાંસાનું અધ્યયન છોડયું નહોતું. તેઓ કેટલોક વખત સુધી વન—જંગલોમાં રહેતા ત્યાં પણ તેઓ ઇશ્વર ચિન્તવન અને યોગાભ્યાસમાં દિવસો ગાળતા હતા. દશ વર્ષ વ્યાપાર કરી પોતાનો હેતુ સિદ્ધ કર્યો. પુત્ર, પુત્રી, બ્હેનો, બંધુ અને પત્નીને મુકી સાધુ થવાની ઇચ્છા બતાવી. પણ વારંવાર વ્યાધીગ્રસ્ત થવાથી તેમ થયું નહિ અને પરલોકવાસી થયા. પરંતુ તેઓએ અધ્યાત્મ વિષય ઉપર અને જૈન ધર્મના સિદ્ધાંતો ઉપર જે પુસ્તકો લખ્યાં છે તે અમર, અચળ ઉભાં છે. ધન્ય છે એવા મહાપુરૂષની જીંદગીને! સંસારના પ્રપંચી જીવોએ. કહો કે શ્રીમંતોએ, તેમાંથી કંઇક શિખવું જોઇએ.

# आ शो फेरफार?

પુરાતન સમયમાં હિંદુસ્તાનમાં ચાર વર્ણ વિભાગ હતા જે વખતે હિંદુસ્થાનનનો વ્યાપાર ઘણો ઉંચી પંક્તિ ઉપર હતો વૈશ્ય લોકો વ્યાપારી વિદ્યામાં કુશળ ગણાતા હતા, જેઓ વ્યાપારીઓ, હુન્નર બાજે વહાણુ બાંધનારા તથા નૌકાશાસ્ત્રિઓ હતા. હાલના વૈશ્યોનું બુધ્ધિ બળ કેટલું હલકું પડી ગયું. છે તે જુંઓ કે જેના પુર્વજોએ સુધારાની શરૂ આતમાં દુનીયાને પોતાની મહાન શોધોની બક્ષીસો કરી છે પશ્ચિમના વહાણુ વટીઓ પોતાનાં મોટાં જહાજો મહાસાગરના ગળડતા મોજાઓ ઉપર ચલાવે છે. તે શાસ્ત્ર હિંદુઓને અસલનાં વખતમાં અજાણ્યું નહોતું. વેદના સ્તોત્રો જે સમયમાં રચાયાં છે તેજ સમયમાં મહાસાગરની મુસાફરી પણ ચાલુ હતી. ભુમધ્યસમુદ્ર સૂધી હિંદુસ્તાનનો વ્યાપારી સંબંધ બંધાયો હતો દરિયા માર્ગે સિંધુથી મસ્કત સુધી અરબસ્તાનથી ઇજીપ્ત અને સીરીયા સુધી વ્યાપારીઓ જતા હતા તેમજ ખુસકીને માર્ગે બાબીલોજ તથા ઈરાન સુધિ હિંદના વ્યાપારીઓ જતા હતા. ઋગવેદમાં હિંદુ જનસમાજનાં બંધારણનું સારૂં ચિત્ર આપ્યું છે, જેમાંથી એવા ફકરા મળી આવેછેકે વ્યાપારના સાહસમાં ખેડી હિંદુઓ વાહાણમાં સફર કરતા હતા મનુના કાળમાં પણ ધન ધાન્યથી ભરપૂર સમૃધ્ધિવાળી હિંદુની પ્રજા હતી. મહાભારતના સમય માં તો કુદરતી નડતરો દુર કરતા કરતા ઉત્તરમાથી. પોતાના કુટુંબો, પશુઓ આદી લઇ હિંદના મધ્ય પ્રદેશમાં આર્ય પુરુષોને વસતા જોઇએ છીએ. તે વખને યુધ્ધ કળાની તેમની નિપુણતા, તેમનાં અસ્ત્રો તથા શસ્ત્રો હાલના કરતા કાંઇ પણ પ્રકારે ઉતરતા નહોતા. હિંદુસ્થાનનીજ સુશોભિત બનાવટોથી પશ્ચિમાત્ય સુંદરીઓની લાવણ્યતામાં વધારો થતો હતો. પાંતરીશસો વર્ષ અગાઉ હિંદુઓ ઈજીપ્તના વતનીઓ સાથે વ્યવહાર ચલાવતા હતા. ૩૫૫૧ વર્ષ ઉપર જયારે જોસફ ઈજીપ્તમાંગયો ત્યારે તેણે હિંદુઓનો ઇજાઇઓ સાથે છુટથી વ્યવહાર ચલાવતા જોયા અને તેજ સ્થિતી ત્રીજા જાડમસ અને પેરેહોઆના સમય સુધી ચાલુ હતી. ચીનાઇ લીપીમાં લખાયલા કેટલાક પત્રો પરથી સાબીત થાય છે કે ચીન સાથે હિંદુસ્તાનને સંબંધ હતો. ઈસવીસન પૂર્વે બીજા સૈકાનો એક લખનાર જણાવે છે કે હિંદુસ્તાનથી સીરિઆ (હાલનું યમન) સુધી વહાણો આવતાં હતાં એડન તથા અર્બસ્તાનના કેટલાક ભાગોમાં મળી આવેલા હિંદુ મંદીરોના ખંડીયરો, યુરોપમાં મળી આવેલા સંસ્કૃત ભાષામાં લખાયલા લેખો, અમેરીકામાં મળેલાં હિંદુ લોકોના દેવળો, સ્પષ્ટ દેખાડી આપે છે કે હાલના ગુલામગીરીની અવસ્થા ભોગવતા હિંદવાશીઓના પૂર્વજો મ્હોટા સહાસિક વહાણુ વટીઓ તથા વ્યાપારીઓ હતા, મોટા મોટા મહાસાગરો ખેડી હજારો માઇલ ઉપરના પ્રદેશોમાં ગયા હતા, અને દુનીયાના બીજા ભાગના લોકો સાથે છુટથી વ્યાપાર ચલાવતા હતા. સુંધારો એ શબ્દમાં જો કાદર્યક્ષતા, ધર્મનીતી, સ્વતંત્રતા, સ્વમાનની લાગણી તથા રસીકતા વિગેરેના ઉંચા તત્વવાળા ઉમદા વિચારોનો સમાવેશ થતો હોય તો તે સઘળું પુરાતન કાળના હિંદવાશીઓમાં હતું અને તેઓ મહાન સુધારાની ઉંચી ટોચે ચડયા હતા. આજે આમાં મોટો ફેરફાર થઇ ગયો છે તેનું કારણ પોતાનું છે. તેના તરફ દુર્લક્ષને પાશ્ચિમાત્યના તેજમાં અંજાઇ જવું જો હિંદવાશીઓ પોતાનો તથા પોતાના હુન્નર ઉદ્યોગનો પુનરૂદ્ધાર કરવા ચાહતા હોય તો પુરાતન મહાત્માની ચરણ રજોથી પવિત્ર થયેલા માર્ગોને અવલંબી તેમાંથી જે સ્ફુરણા પ્રગટ થાય તે પ્રમાણે ચાલવાનું છે. જેને માટે આજે વકીલાત કરવામાં આવે છે તે ખરા અંતઃકરણથી હૃદયના ઉમળકાથી વળગવાનું છે, હાથમાં આવતી દરેક તક એળે જવા દેવાની નથી; આગળ કે પાછળ સમુદ્રની લેહેરોની માફક ગળડતાં રહેવાનું છે. જેથી સુધારા તથા વધારાનું કામ દેશમાં આગળ વધશે.

D. M. P.

## પ્રાયશ્ચિત

 

ગુરૂમાતા ગુજરીએ, ગુપ્ત રીતે મુંખવાલનો કિલ્લો ત્યાગ કર્યો હતો. એ કિલ્લાને ઘેરો ઘાલેલો હોવાથી ગુરુમાતાએ ધીરજ છોડી દીધી. અને ન્હાસી ગયાં તેથી શિખ સિપાહીઓમાં અસંતોષનો અગ્નિ વધારે પ્રજ્વળી ઉઠયો.* ગુરૂ ગોવિંદસિંહે ઘણો યત્ન કર્યો પણ તે અગ્નિ શાંત પાડી શકયો નહીં. સિપાહીઓ પાણીની તંગીને લીધે ગુરૂના હુકમને બાજુએ મુકી કીલ્લો છોડી ચાલ્યા ગયા તેઓએ જતી વખતે ગુરૂને એક સખત પત્ર લખ્યો તેમાં તેઓએ જણાવ્યું હતું કેઃ તેઓ હવેથી ગુરૂ ગોવિંદસિંહનું શિષ્યત્વ સ્વીકાર કરવાને કબૂલ થશે નહિં. ગોવિંદસિંહને તે પત્ર વાંચીને ગુસ્સો અને આશ્ચર્ય થયો. પરંતુ ઉદારતાના ઉચ્ચ ગુણને લેઇ તેનો તે ગુસ્સો તરતજ ઉતરી ગયો. અને અંતઃકરણ પૂર્વક બધા સિપાહીઓની માફી માંગી.

અંહકારથી મસ્ત થયલા સિખ સિપાહીઓ કિલ્લો છોડી બહાર નિકળ્યા કે તરતજ, ઘેરો ઘાલનાર મોગલોએ ઘણા શુરત્વ પણાથી તેમના ઉપર હલ્લો કર્યો અને તેઓને કેદી કરી લીધા. તે યુધ્ધમાં અસીમ સાહસીકતા બતાવવા છતાં પણ ઘણા શિખ સિપાહીઓ અનન્ત નિદ્રામાં પડયા. અને કેટલાકે ન્હાસી જઇને જીવ બચાવ્યો. અચાનક જે સમયે કમનશીબ સિપાહીઓ ઘેર પાછા ફર્યા તે વખતે તેઓને ઘેર આવેલા જોઇને તેમના સગા સંબંધીઓએ તેનું કારણ પુછયું જ્યારે તેઓએ સત્ય કારણ જાણ્યું ત્યારે તેઓનો ગુસ્સો વધી પડયો અને બધાને તિરસ્કાર કરવા લાગ્યા; જે ગુરૂના પગની રજ મેળવવાથી સમસ્ત શિખ જાતિ આનંદમાં ગુલતાન થઇ તેમનાઉપર જીવ કુરબાન કરતી હતી તેજ જાતિ આજે આટલી બધી ગુસ્સે થઇ તેનું કારણ શું? સિપાહીઓએ આટલું બધું સાહસ કર્યું તેનું કારણ શું? સ્નેહમયી માતાઓ પુત્રની કાપુરૂષતા જોઇને હૃદયમાં દુઃખી થઇ અને તેના સાથે વાતચિત કરવાનું પણ છોડી દીધું! પ્રેમથી પિત્નીએ, પત્નિની માનસિક અધોગતિથી દુઃખી થઇ, ઉચ્ચાર કર્યો વગર નેત્રમાંથી આસું કાઢવા લાગી. ન્હાનાં ભાઇ બ્હેનો પણ ગુરૂદ્રોહી મ્હોટા ભાઇઓના આવા વ્યવહારથી ગુસ્સે થઇ તેમનું મ્હો જોવાને પણ શરમાવા લાગ્યાં. જે જે સ્થળે તેમનાં આત્મીય, સ્વજનો હતાં તેમણે તેઓને કુળના કાંટા અને વંશના કુલાંગાર, ગ્રહસ્થ જીવનના અમંગલકારી સમજી તેમનો ત્યાગ કર્યો. શિખ સમાજમાં, ગુરૂનો તિરસ્કાર કરનાર શિખ સિપાહીઓનો તિરસ્કાર થયો. અનાદાર થયો!

ઘરમાં અને બાહાર, દેશમાં અને પરદેશમાં જયાં ત્યાં શિખ સિપાહીઓનો તિરસ્કાર થવા લાગ્યો હતો. તે જાણી તેઓને સિખસમાજમાં મોઢું બતાવવાનો સંકોચ થયો. એટલુંજ નહિં પણ તેમને પોતાની જીંદગી ઉપર પણ તિરસ્કાર આવ્યો. આત્મહત્યા કરવી એ મહા પાપનું કામ હતું તે જાણવાથીજ બીજું મહાપાપ કરી શકયા નહિં! હમેશાં નિર્જન સ્થાનમાં નિવાસ કરીને, હૃદયમાંના અગ્નિથી બળીબળીને તેઓ પોતાની મેળેજ, કરેલા પાપનું પ્રાયશ્ચિત કરવા લાગ્યા.

કાંઇ પણ કામ કર્યા વગર બેસી રહેવાથી વખત જતો નથી એમ જાણીને તેઓએ સરદાર મોહનસિંહ (મહાસિંહ) ના યત્ન વડે તેઓએ એક ન્હાની ટોળી બનાવી અને તેઓ લોક સેવાનાં કામમાં ગુંથાયા. પરંતુ આ નજીવી સાધના વડે શું તે મહા પાપનું પ્રાયશ્ચિત થઇ શકે છે? જો તેઓએ તે દિવસે ગુરૂનો ત્યાગ કર્યો ન હોતતો વીરગુરૂને આજે ચોરની પેઠે સંતાઇને, અન્ન અને નિદ્રા વગર, આમ તેમ ભટકવું પડત? એજ શિખ સિપાહીઓના પાપને લીધે આજે પોતાનો પરમ પૂજ્ય ગુરૂવંશ,

* ગુરૂ માતાના એ સાહસનું પરિણામ...વર્ષના "ભારત જીવન" ના...અંકમાં......નામના લેખમાં પ્રકટ થયું છે.

નિર્વંશ થયો છે. જે સમયે આ બધી વાતો અને સાથે લોકો-સ્વજન તરફનું અપમાન, તેમના હૃદયમાં આવતું ત્યારે તેઓનું હૃદય દુઃખના આંસુથી ભરાઇજતું. તેઓ મ્હોડું છુપાવીને રડતા અને જગતને શિખસમાજને મોં મહો બતાવતાં શરમાતા હતા!

આ પ્રમાણે કેટલાંક વર્ષ વીતી ગયા પછી, એક દિવસે તે સમાચાર મળ્યા કે ઘણાં દુઃખ ભોગવ્યા પછી, મહા મહેનતે ગુરૂ રાત દિવસે શ્રમ કરીને, બાર હજાર શિખ સિપાહીઓ ભેગા કરીને પોતાનું રાજ્ય પાછું લેવાનો ઉદ્યોગ કરેછે. આ સમાચાર મોગલોને પણ મળ્યા હતા. સરહિંદના મોગલ રાજકર્તાએ, યુધ્ધમાં નિપૂર્ણ એવા ૭૦૦૦ ઘોડેશ્વારોસાથે માલવપ્રદેશ તરફ પ્રયાણ કર્યું જાતિમાં અપમાનિત થયલા શિખ સિપાહીઓને આ સમાચાર પણ મળ્યા. આ વખતે તેઓને પોતાનાં કર્તવ્યનું માન થયું. અને સાથે સાથેજ પોતાનું પ્રાયશ્ચિત કરવાનો સમય મળયો. તેઓ તરતજ મોગલ લશ્કરની પાછળ પાછળ ગયા. મોગલ લશ્કરની આવવાની વાત જાણીને ગુરૂએ "ઢીલવાં" ગામ આગળ પોતાના તંબુઓ ઠોકી દીધા. અને મોગલના લશ્કરની આવવાની વાટ જોવા લાગ્યા.

થોડીવાર પછી મોગલ લશ્કર ત્યાં આવી પહોંચ્યું એટલે તરતજ ત્હેમની પાછળ આવતું શિખ વીરોનું ન્હાનકડું લશ્કર-ગુપ્ત સ્થાનમાંથી બહાર આવી ટૂટી પડ્યું. અને સંપૂર્ણ સાહસ, અપૂર્વ વીરતા બતાવી તેઓનો કચ્ચડ ઘાણ કહાડવા લાગ્યા. પહેલાં તો મોગલ સિપાહીઓ ચમકી ગયા પણ પછી શુરતાથી લડવા લાગ્યા. માત્ર ચાળીસ શિખ વીરો, એ સમુદ્રના જેવી વિશાળ મોગલ સેના આગળ કાંઇ હિસાબમાં નહોતા. છતાં પણ તેમને હંફાવી નાંખ્યા. ગમે તેમ પણ તે માત્ર ૪૦ માણસોજ હતા તેથી એક પછી એક પૃથ્વી ઉપર પડી મરણને શરણ થયા. તો પણ તેમને પ્રતાપે મોગલ શકિત કેટલીક રીતે નરમ પડી ગઇ.

ગુરૂ ગોવિંદસિંહને આ વાતની ખબર પડતાં તે શિખ વીરોની ઓળખાણ મેળવવાને અધીરા થઇ જવા છતાં પોતાની મન વાંચ્છના પૂર્ણ કરી શકયા નહિં. જોત જોતામાં તેમની સાથે પણ મોગલોની લડાઇ શરૂ થઇ. આ યુદ્ધ કાંઇ સંખ્યાનું યુધ્ધ નહોતું પણ પોતાની સમસ્ત જાતિના અપમાનનું, પોતાના સમસ્ત દેશના અભિમાનનું અને પોતાના હૃદયના ઉંડા ભાગમાંનું યુદ્ધ હતું. બહાદુર શિખ, વિરોએ, જીવન પર્યંત જે કાંઇ બળ અને સાહસ સંગ્રહ કર્યું હતું તેનો આજે છેલ્લો ઉપયોગ કરવાનો હતો. જેના હૃદયમાં દેશને માટે પૂજ્ય ભાવ હતો તે પૂજ્ય ભાવ બતાવી આપવાનો આજે છેલ્લો દિવસ હતો. જેના હૃદયમાં અપમાનનો બદલો લેવાનો નિશ્ચય હતો તેમની પરિક્ષાનો આજે છેલ્લો દિવસ હતો. સમસ્ત શિખ જાતિના માન ગૌરવ વધારવાનો આજે છેલ્લો દિવસ હતો. એક બાજુ જીવન અને બીજી બાજુ શિખ સિંહાસન હતાં. શિખ વીરોએ તે બન્ને તરફ સમાન દ્રષ્ટિ રાખી નહોતી. તેઓએ જીવનની માયા ત્યાગ કરીને પણ રાજ સિંહાસન મેળવવાનો નિશ્ચય કર્યો હતો. ઘોર યુદ્ધ ચાલ્યું જેનામાં જેટલું બળ, જેટલી બુધ્ધિ હતી તે બહાર કાઢીને યુધ્ધ કર્યું હતું. પરંતુ અંતે મોગલ સિપાહીઓની વીશાળ સેનાને હારવું પડયું. સિપાહીઓ આમ તેમ ન્હાસવા લાગ્યા. રણક્ષેત્રમાં ન્હાસ ભાગ થતાં શિખ વીરો, અચળ પર્વત પેઠે દુશ્મનોની પીઠ જોતા ઉભા હતા. એ સમયે ગુરૂ ગોવિંદસિંહે ઘાયલ થયલા માણસોની ખબરદાસી કરવાનું શરૂ કર્યું. તેઓ એક પછી એક વીરોની પાસે થતા થતા એક વીર પુરૂષની પાસે આવી પહોંચતાંજ ચમકીને ઉભા રહ્યા. એ વીર પુરૂષ કોણ હતો? ગુરૂએ જોયું કે તે મોહનસિંહ છે. જે મોહનસિંહે ગુરૂની આજ્ઞા ઉપર લાત મારીને કિલ્લો ત્યાગ કર્યો હતો, જેઓની મદદ વગર ગુરૂનો પક્ષ દુર્બળ થઇ ગયો હતો, અને જેની ગેરહાજરીને લીધે ગુરૂજીને ન્હાસી જઇ સંતાવું પડયું હતું તેજ

એ મોહનસિંહ હતો. તેજ મોહનસિંહ આજે ગુરૂજીની અજાણતામાં ગુરૂજીની સેવા માટે મરવા પડયો છે ! ગળ ગળે કંઠે ગુરૂજીએ પુછયું. ભાઇ મોહનસિંહ ! " આ શબ્દો મોહનસિંહે ઓળખ્યા તેજ વખતે મોહનસિંહનાં ક્ષીણચક્ષુ ઉંચાથયાં. અને પૂજ્ય ગુરૂના નેત્રો સ્હામે જોઈ રહ્યો. તેણે નેત્ર પલ્લવ વડેજ ગુરૂજીના સ્હામુ જોઈ પોતાના મનના ભાવ જણાવ્યા. તેણે ગુરૂજીને નમન કર્યું અને કૃતજ્ઞતા બતાવી પોતાના પાપનો જાણે પશ્ચાતાપ કરતો હોય તેમ જણાયું. અહો ! મોહનસિંહનું આજનું જોવું કેટલું આનંદ પૂર્ણ ! ગુરૂજીએ કહ્યું. કલ્યાણ થાઓ ! હજુ પણ ત્હારી કોઇ ઇચ્છા અધુરી રહી જતી હોય તો કહે ! તે પૂર્ણ થશે ! ભાંગ્યા ટુટયા શબ્દોમાં, ક્ષીણ કંઠે મોહને ઉત્તર દીધું "મ્હને ગુરૂનાં દર્શન થયાં છે ! હું બધું મેળવી ચુકયોછું. હવે કોઈ ઇચ્છા નથી. પણ દેવ માત્ર એકજ ઇચ્છા કે મ્હારી સાથે ન્હાસી આવેલા શિખવીરોને ક્ષમા [illegible]ા. તેઓનો અપરાધ ભૂલી જાઓ. તેમ નહિં થશે પરલોકમાં મુકિત નથી. "

મોહનસિંહની આ પ્રાર્થના સાંભળી ગુરૂ ગોવિંદસિંહે, અંતકરણ પૂર્વક ક્ષમા આપી બધાનો અપરાધ માફ કર્યો. અને તેઓની પરલોકમાં મુકિત [illegible]ય તે માટે પ્રાર્થના કરી. ગુરૂનો એ આશિર્વાદ [illegible]ને પ્રાર્થના સાંભળતો સાંભળતો પરલોકમાં ચાલ્યો [illegible]યો.

આ યુદ્ધ ક્ષેત્રમાં, જે શિખવીરો મરણ પામ્યા [illegible]ા તેઓનું નામ સ્મર્ણ રાખવા માટે ગુરૂજીએ એ સ્થળે એક મ્હોટું સરોવર ખોદાવું. અને તેનું નામ " મુકતસર " રાખ્યું. તેજ સમયથી તે રણસ્થળ " મુકતસર " નામથી ઓળખાઇને જોનારની શ્રદ્ધાનું આકર્ષણ કરે છે. *

**मकरंद**

* સંવત ૧૬૬૨ નાં માહ માસ સુદ પડવાને દિવસે ( ઇ. સ. ૧૭૦૬ ની શરૂઆતમાં ) આ પ્રસિદ્ધ યુદ્ધ થયું હતું.

## बळवानो छूपो ईतिहास.

ઈ. સ. ૧૮૫૭નાં જુલાઇ માસમાં પ્રખ્યાત "ટાઇમ્સ " પત્રમાં, ૩૮મી પાયદળ પલટનના એક કેપ્ટને એક પત્ર લખ્યો હતો. તે પત્રમાં આ દેશના કેટલાક બ્રાહ્મણ પુત્રોના અદ્ભૂત ત્યાગ અને દયાની વાર્તા લખવામાં આવી છે. તે નિરક્ષર હિંદુસ્થાનીઓએ બળવાના વખતમાં ભયને લીધે બ્હેબાકળા થયલાં કેટલાંક અસહાય નર, નારીને કેવી રીતે બચાવ્યાં હતાં તેનું વર્ણન—એ પત્રમાં—કરવામાં આવ્યું છે. અમે આ સ્થળે તે પત્રનો ભાવાર્થ પ્રકટ કરીએ છીએ, જેથી જાણી શકાશે કે આ દેશની પ્રજાના હૃદયમાં, દયા અને માયાળુતાનો કેટલો અંશ છે ?

બળવાખોર લશ્કરી સિપાહીઓએ જે વખતે દિલ્હી નગરી વિધ્વસ્ત કરવાનો આરંભ કર્યો અને ચારે દિશામાં મરજી પ્રમાણે લુંટફાટ ચાલવા માંડી તે વખતે મેજર એબેટ સાહેબ એક અંગ્રેજી લશ્કરી ટુકડી લઈને કાશ્મીર ગેટ આગળ આવી પહોંચ્યા. આખો દીવસ જૂદે જુદે સ્થાને, ઝપાઝપી કરીને, એ મુઠીભર અંગ્રેજો થાકી ગયા હતા. છતાં કેટલીક અસહાય અંગ્રેજ સ્ત્રીઓના રક્ષણનો ભાર તેમના માથા ઉપર આવી પડયો હતો. મેજર એબેટ સાહેબ, જે વખતે કેટલીક અંગ્રેજ સ્ત્રીઓને લઇ કાશ્મીર ગેટ આગળ આવી પહોંચ્યા તે વખતે સન્ધ્યાનો સમય થયો હતો. લુંટફાટ કરવામાં મસ્ત બનેલા સિપાહીઓ દિલ્હી નગરીની ચારે બાજુએ ઉન્મત થઇ ફરતા હતા. અને સઘળી બાજુએથી ગોળા, ગોળીઓનો વરસાદ પડયાંજ જતો હતો. મેજર એબેટે અનેક વિચાર કરીને કહ્યું કે જો સ્ત્રીઓને હમણાંને હમણાંજ અહિંથી ખસેડવામાં આવશે નહિં તો મ્હોટી વિપદ આવી પડશે. જો તે સ્ત્રીઓ આપણી સાથે રહેશે તો સત્વરજ શત્રુઓની છુપી ગોળીઓથી અથવા તો સિપાહીઓની તલવારના ઘાથી સઘળાને મરણને શ-

રણ થવું પડશે. તેથી આવા ભયાનક સ્થાનમાં એક પળ પણ ઉભું રહેવું ઉચિત નથી. મેજર એબેટે લશ્કરી સિપાહિઓને કહ્યું કેઃ—આ સ્ત્રીઓને હમણાંને હમણાંજ કેન્ટોન્ટમેન્ટ છાવણીમાં મૂકી આવો તે સ્થાને થોડોક વખત પણ ભયરહિત સ્થીતિમાં રહી શકશે. બધાનો એક વિચાર નક્કી થયો. પરંતુ સ્ત્રીઓને લઇ જવા માટે કોઈ વાહન નહોતું. તેથી તોપો ચલાવવાની જે ગાડીઓ હતી તેમાંજ સ્ત્રી અને બાળકોને બેસાડી દેવામાં આવ્યાં. બધાં જે વખતે ઉપડવાની તયારીમાં હતાં તેજ વખતે શત્રુઓએ એકદમ ગોળીનો વર્ષાદ વરસાવ્યો.

સન્ધ્યા વખતના અંધકારમાં, એકદમ ગોળીનો મારો ચાલુ થવાથી અમે બધા ગભરાઈ ઉઠયા. ક્ષણ વારમાં તો સિપાહીઓની બંદુકમાંથી અખંડ વર્ષાદની ધારા પેઠે ગોળીઓનો વરસાદ શરૂ થયો. અમે બધાએ તોપની ગાડીઓ આગળથી ખસી જઇને (કાસ્મીર) ગેટમાંના બારણા પાછળ આશ્રય લીધો. પાછળ અસંખ્ય સિપાહીઓ "માર માર" શબ્દ બોલતા દોડતા આવવા લાગ્યા. મી. ઓસબોર્ન છાતીમાં સખત ઘાયલ થયા. પળવારમાં સિપાહીઓ દરવાજામાં આવીને અમારા કટકેકટકા કરી નાંખશે. એ બ્હીકથી અમે ગભરાઇ ગયા હતા તે વખતે અમે જોયું કે મી. ઓસબોર્ન, ઘાયલ થયલા છતાં, કિલ્લાની ટોચ ઉપર ચડયો છે, અને ત્યાંથીજ અમને બધાને કહેવા લાગ્યો કેઃ—

"હું સીપાહી લોકોના હાથમાં જઈ શીયાળ, કુતરાંની પેઠે કદીપણ મરીશ નહિં તેના કરતાં તો આ કીલ્લાની દીવાલપરથી નીચે ઉંડી ખોમાં પડીશ. મરીશ કે જીવીશ તેની હરકત નથી. "એટલું બોલીને તેઓએ કિલ્લાની બહારની ઉંડી ખોમાં કુદકો માર્યો. તેનું જોઇને બીજા પણ બધા તે દીવાલ ઉપરથી કુદીને ખોમાં પડયા. સન્ધ્યા સમયનું અંધારૂં હોવાથી સીપાહીઓ કાંઇ જાણી શકયા નહિ. વળી ખાડામાં પણ અંધકાર હતો. તેથી કોઇને અમારો પત્તો લાગ્યો નહિ.

આ ખાડામાં અમે એક બીજાથી વેગળે વેગળે પડયા હતા. કારણ કે જે માણસ જે ઠેકાણે પડયું હતું તે એકદમ ચાલવાને અચકાતા ન હોતા છતાં તેઓએ તે ખાડામાંથી એકે એકે ન્હાસવા માંડયું અમે ઘણાજ થોડા એક ટોળીના આકારમાં રહયા. અને તે બધા કયાં ચાલ્યા ગયા તેનો પત્તો લાગયો નહીં. અમે મોડી રાત સુધી તે ખાડીમાં થઇને ચાલવા લાગ્યા. છેવટે ઘણા દુઃખે, કેટલાક બ્રામણોની સહાયતા વડે અમે યમૂના નદીને પેલેપાર ગયા. જે વખતે પ્રાતઃકાળ થવા આવ્યો હતો. દિવસને વખતે રસ્તામાં ચાલવું એ વિપદજનક છે તેમ જાણીને અમે એકાદ નિર્ભય સ્થાને સંતાઈ રહયા થોડીવાર પછી જોયું કે મજુર લોકો કામ કરવાને અમારી તરફ ખેતરમાં આવવા લાગયા પરંતુ સારા નશીબે તેઓ અમને જોઇ શક્યા નહીં. તે લોકોના પછી થોડી વારે એક બીજું ટોળુ આવ્યું અને તેઓ-અમને વેગળેથી જોઇ શકયા નહીં. તે લોકોના પછી થોડીવારે એક બીજું ટોળું આવ્યું અને તેઓ અમને વેગળેથીજ જોઇ લીધા. અમે વિચાર્યું કે હવે કોઇ પણ રીતે બચવાનું નથી. પરંતુ ભગવાનની કેવી અસીમ કરૂણા ? જયારે તેઓ અમારી નજદિક આવ્યા ત્યારે પહેલાંથીજ તેઓ અમને કહેવા લાગયા કેઃ પરદેશીઓ ! કંઇ પણ બ્હીક રાખશો વહીં."

આ લોકો બ્રાહ્મણ જાતિના હતા, તેઓના સરલ વ્યવહારથી અને સ્નેહ ભરેલા માયાળું શબ્દો સાંભળતાં અમે જાણ્યું કેઃ મુઠીભર લશ્કરી સિપાહીઓ સિવાય, ભારતની અસખ્ય પ્રજા વ્યક્તિનાં ઘરોમાં, હજુ પણ અમારૂં માથું નિર્ભય પણે ખોશી રાખવાનું સ્થાન છે. અમે બધા ભૂખ ત્તરસને લીધે ઘણા પીડાતા હતા, (તેથી) તે બધા અમને પોતાને ગામ પોતાને ઘેર લઈ ગયા અને ઘરમાં રાખવાથી કદાચ લોકોને મોઢેથી શત્રુઓને કાનેવાત

જાય, તેટલા માટે તેઓ અમને એક વનમાં લઈ જઇ સંતાડી ઘેર ગયા. ત્યાર પછી રોટલી અને દુધ લાવી આપ્યું. અમે બધાએ તે ખાધું. અને તે દિવસ ત્યાંજ વિતાડયો. સન્ધ્યા સમયે ગામના લોકો અમને કહેવા લાગયા કે શત્રુઓની આટલી નજીકમાં રહેવું યોગય નથી. કોઈ પણ રીતે તેઓ કાંઈપણ રીતે આ વાત જાણી જશે અને પછી નહાસવું મુશ્કેલ થઇ પડશે, અમે તેજ વખતે તેઓની સાથે જંગલનાં ખેતરોમાં થઇને આગળ ચાલવા માંડયું રસ્તામાં ચાલતાં ચાલતાં એકાએક એક ન્હાની ઝાડીના પડખામાં, દિલ્હીના પ્રસિધ સોદાગર ચી. માર્શલની સાથે મેળાપ થયો. તેઓને મોઢથી સાંભળયું કે તેઓ ત્રણેજણ એકી વખતે ખોમાં કુદિ પડયા હતા પરંતુ બે જણા કોણજાણે કયાં ગયા તેમજ તેમાનુ કોઇ મરી ગયું કે જીવે છે તેની પણ તેમને ખબર નથી અત્યારે અમને અમારા એક દેશી ભાઇનો મેળાપ થવાથી અમે ખુશી થયા અને રસ્તાના ભોમિયા શાથે આગળ વધ્યા. આખી રાત રસ્તે ચાલ્યા પછી જ્યારે પ્હો ફાટયો ત્યારે યમૂનાને કિનારે લાંબા ઉગેલા ઘાસમાં (અમે બધા) સંતાઇ રહયા. બપોરનાં વખતે એક હિન્દુસ્થાની એ આવી અમને કહ્યું કે થોડે વેગળે એક બીજી અંગ્રેજ ટોળી સંતાઇ રહી છે તેના કહેવા ઉપર વિશ્વાસ રાખી અમે લગભગ બે માઇલ આગળ ચાલ્યા, તો ખરેખર જોયું કેઃ અમારી સાથે જે અંગ્રેજ સ્ત્રીઓ હતી તેમાંની કેટલીક સ્ત્રીઓ અને કેટલાક અંગ્રેજો ત્યાં સંતાઈ રહ્યા છે. સૌથી પહેલાંજ મ્હેં મ્હારા પરમ સ્નેહી મિત્ર મી. પ્રોકટરને જોયા મેં વિચાર્યુંહતું કે તેઓજ કાસ્મીર ગેટની પાસે મરણ પામ્યા છે. પરંતુ આ વખતે તેમને જીવતા જોઇને અને આ પ્રમાણે આશા નહિં એવા ભાવે તેમની સ્હામુ ફરીથી સાક્ષાત થવાથી મ્હારા આનંદની હદ રહી નહીં. આનંદનો પહેલો નિઃશ્વાસ નાંખ્યા પછી જોયું કે મી, ફોરેસ્ટ તેની પત્નિ અને તેની ત્રણ છોકરીઓ, ઇન્જીનીયર મી ફ્રેઝરની પત્નિ મેસર્સ સાલફેડ, વાઇબ્રાટ અને વીલસન એજ ટોળીમાં રહ્યા છે. આ વખતે અમે એક ન્હાની ટોળી જેવા થઇ ગયા. અને મનમાંજ વિચાર કરવા લાગ્યા કે હવે આપણે તલવાર અને બંદુકની સ્હાયતા વડે છેવટે કેટલાક વખતને માટે આત્મ રક્ષા કરવા શક્તિમાન થઇશું. અમારી સાથે આવેલા હિંદુસ્થાની ભોમિયાને અમે હવે ઉપકાર સહિત રજા આપવાનો વિચાર કર્યો પણ તેણે હજુ પણ થોરો વખત અમારી સાથે આવવાની ઈચ્છા બતાવી અને જ્યાં સુધી અમે ભય ભરેલું સ્થાન વટાવી ન જઇએ ત્યાં સુધી અમારી સાથેથી નહિ જવાની અત્યંત ઇચ્છા દર્શાવી. અમે તેનો આવો પરોપકારી વ્યવહાર જોઇને દિંગમૂઢ થઇ ગયા. આખો દિવસ ઘાસ અને જંગલમાં ગમે તેમ સંતાઇને કાઢયો. સન્ધ્યા સમય થવા પહેલાં અમે અમારા દેશી ભાઈઓને કહ્યું કે. ઘાસનાં જંગલમાં સંતાઇ ચાલી શકતા નથી. તેથી અમે બધા પાછા યમૂનાનદીને કિનારે કિનારે ચાલવા લાગ્યા. થોડેક વેગળે ચાલ્યા હતા એટલામાં પાછળથી એક હિંદુસ્થાની બ્રાહ્મણ હાંફતો હાંફતો આવીને કહેવા લાગ્યો કે દુશ્મન સિપાહીઓને તમારો પતો લાગ્યો છે, અને એક ઘોડેશ્વાર ટુકડી ઉતાવળે પગલે તમારી પાછળ આવે છે. હમણાંજ તમને પકડી પડશે. "તેની વાત પૂરી થતાં ન થતાંમાં તો અમારો એક આગળ ગયેલો માણસ આવીને કહેવા લાગ્યો કે સ્હામેની દિશામાંથી પણ બળવાખોર સિપાહીઓની એક ટુકડી, ન્હાસી ગયલા અંગ્રેજોની શોધ ખોળ કરવા આવે છે." આ સમાચાર સાંભળતાંજ અમે એકદમ જ્ઞાન શૂન્ય થઈ બેસી પડયા. અમારી આગળ દુશ્મન, પાછળ દુશ્મ-

ન, જમણા હાથ તરફ જોસબંધ વહેતી વિશાળ યમૂના નદિ. અને ડાબા હાથ તરફ પ્રચંડ ઘાસનું વન, ઘાટી ઝાડી અને તેની પછી ખેતરોજ ખેતરો ! ક્યાંય પણ આશ્રય લેવાનું ઠેકાણુંજ નહિં. થોડો વખત સંતાઈ રહેવાને માટે પણ એકાદ સારી ઝાડી જંગલ નહિં. વિના અહારે વિના ઉંઘે અને અનેક ચિન્તાઓને લીધે અમારૂં શરીર તુટી પડતું હતું ઉઘાડે પગે કાંકરા, કાંટાવાળી જમીન ઉપર ચાલતાં ચાલતાં પગ અને શરીર એવું નિર્માલ્ય થઇ ગયું હતું કે એ સમાચાર સાંભળતાંજ અમે બધા નિરાશ થઇને બેશી ગયા ! એ બધી વિપદ આવી પડવા સાથે વળી કેટલીક સ્ત્રીઓ અમારી સાથે હતી તેમની અમને બહુ ફિકર હતી ! અમને નિરાશ થયલા જોઇને અમારી સાથેના દેશી માણસો અમને કેટલીક આશા અને ઉત્સાહ આપવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા. કે નદિનાં પાણી ઘણાં જોરમાં વહે છે પરંતુ ઘણે ઠેકાણે થોડાં થોડાં છે. જે ઠેકાણે ડુબી જવાય એટલું પાણી છે તે ઠેકાણે અમે તમને તરાવીને પેલે પાર લઇ જઈશું જો તમે ધીરજ છોડી દેશોતો અમે પણ બધા હમણાંજ મરણ પામીશું. ચાલો, ભગવાનનું નામ દઇને આપણે નદિમાં કુદી પડીએ અને તેનીજ કૃપાથી અમે તમને પેલે પાર લઇ જઇશું.

સ્હામે યમૂના નદિ ખળ ખળ પ્રવાહે જોસબંધ, વહે છે. તેનો ઝપાટા બંધ વેહેતો પ્રવાહ અને મ્હોટાં મ્હોટાં તરંગોના ઉછાળા જોઇને અમારા શરિરને કંપારી છુટી અમે વિચારી જોયું કે હવે બીજે કોઇ રસ્તે છુટકો નથી. અહિં રહેવાથી સિપાહી લોકોની તરવારના ઘા પડવાથી બધાનો નાશ થશે. અને નદીમાં ઉતરવાથી યમૂનાનાં લીલાં જળમાં, બધાંની સમાધિ થઇ જશે હવે બીજી કોઇ દિશામાં જવાનો રસ્તો પણ નથી. અમારી સાથેની સ્ત્રીઓ આંખમાં આંસુ સાથે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી. તેજ વખતે વેગળેથી ઘણા ઘોડેશ્વારો આવવાનો અવાજ સંભળાયો. સન્ધ્યા સમયે તો તે અવાજ સ્પષ્ટ રીતે સંભળાવાથી જોડની સ્ત્રીઓ રડવા લાગી અને મોટો કોલાહોલ કરી મૂકયો અને કહેવા લાગી કે જુવો, પેલા આવે છે ! હવે ઉપાય શો ? " મિસ ફોરેસ્ટ પોતાની માતાને બાઝી પડી અને કહેવા લાગી કે સિપાહીઓ જો આપણને મારી નાખે તો તેથી અફસોસ નહિ થાય પણ તેઓ આપણને મરણ કરતાં પણ વધારે દુઃખ આપશે, તેના કરતાં યમૂનાના જળમાં કુદી પડો. તે ઠેકાણે શાન્તિથી મરી જઇશું. " એટલું કહીને મિસ ફોરેસ્ટે પોતાની માતાને ચુમ્બન કર્યું અને કહ્યું. "હું જાઉં છું. " તરતજ તેણે યમૂનામાં પડતું મુકયું. તેનું જોઇને અમે બધાએ જમુનામાં ઉતર્યા. અમારી જોડના હિંન્દુસ્થાની માણસો પાણીમાં આગળ ચાલવા લાગ્યા. તેઓ જ્યાં પાણી થોડું જણાતું ત્યાં થઇને અમને લઇ જવા લાગ્યા. તે બીચારાઓએ બહુજ મહેનત કરી. આ વખતેજ અમે જોયું કે હિંદુસ્તાનના લોકોની અમારા ઉપર કેટલી દયાછે, કેટલી કૃપાછે? છેવટે જે વખતે અમે ગળા સુધીના પાણીમાં આવ્યા ત્યારે અમે બધાં ત્યાં ઉભાં રહ્યાં. આ વખતે હિંદુસ્તાનીઓ અમને તરાવીને પેલે પાર લઈ જવા લાગ્યા. અમારામાંના કેટલાક તરવાનું જાણતા હતા. પરંતુ બ્હીકને લીધે અને વિચારો કરીને નિર્બળ થયલા હોવાથી તરવાનું જોર રહયું નહોતું. તોપણ તરતાં તરતાં થોડેક વેગળે જઇ પહોંચ્યા એટલામાંજ હાંફી ગયા. થાકી ગયા, તેજ વખતે દેશી હિંદુસ્તાની લોકો એક એક જણને પીઠ ઉપર લઇ તરતા તરતા પેલે પાર લઇ ગયા. અમે

પોતે પહોંચ્યા તેજ વખતે દુશ્મન સીપાહિઓ નદીને કિનારે આવીને ઉભા રહ્યા. પરંતુ ચારે દિશામાં ઘોર અંધકાર હતો. તેઓ અમને જોઇ-શકયા નહિ તો પણ પાણીનું હાલવું જોઇને તેઓએ અમારા તરફ કેટલીક બંધુકો ફોડી. એક તો મીસીસ ફોરેસ્ટના કાન આગળ થઇને ચાલી ગઇ. પરંતુ કોઇ ઘાયલ થયું નહિ ભગવાનની કૃપાથી અને હિંદુસ્થાનના દેશી લોકોની અદ્દભૂત આત્મત્યાગ વૃતિના ફળ વડે અમે આવી પડેલી વિપત્તિમાંથી બચી ગયા. તેવખતે શીયાળાનો વખત હતો. કિનારે પહોંચ્યા પછી ખેતરોમાંની ખુલ્લી હવાથી અમે બેહદ દુઃખી થયા. અમારી પાસે તે વખતે બીજાં લુગડાં પણ નહોતાં. બધા ટાઢમાં થર થર કમ્પવા લાગ્યા. થોડોક વિશ્રામ કરીને પછી આગળ ચાલવા લાગ્યા. આખી રાત ચાલ્યા પછી સ્હવારે અમારી સાથેના હિંદુસ્થાનીઓ અમને એક વર્ધિષ્ણુ નામના ગામમાં લઇ આવ્યા, તે ગામમાં એક ફકીરની ઝુંપડીમાં ત્રણ દહાડા અમને સંતાડી રાખ્યા. ત્યાર પછી એ ગામના ગ્રહસ્થ લોકોનાં સન્તાનોના યત્ન વડે અમને હરચાંદપૂરના જમીનદારે પોતાના મકાનમાં આશ્રય આપ્યો અને ત્યાં અમે બધાં ઘણા સુખમાં રહેવા લાગ્યાં. બળવાનો અગ્નિ ઓછો થયા પછી અમે દેશી લોકોની કૃપાવડે અને જમીનદારના અનુગ્રહ વડે સુખ પૂર્વક મીરટ પહોંચ્યાં. ત્યાં ગયા પછી અમે અમારા સ્વદેશી ભાઇઓને જોઇ નવું જીવન મેળવી શકયાં.

એ નિરક્ષર ગામડીયા લોકોએ પોતાની જીંદગીની માયા છોડી દઇને અમને કેટલાક દુઃખમાંથી બચાવ્યા અને નિરાપદ ઠેકાણે પહોંચાડયા તે જ્યારે વિચારીએ છીએ ત્યારે અમારૂં હ્રદય કૃતજ્ઞતાથી ભરાઇ જાય છે. જો તેઓએ આ પ્રમાણે પોતાની જીંદગી અર્પણ કરીને અમને બચાવ્યા નહોત તો સિપાહી લોકોના બળવા વખતે અગ્રેજોનું અસ્તિત્વ, ભરત ખંડમાં રહેત કે નહિં તે માટે સંદેહ થાય છે. ”

હિંદુસ્તાનમાં બળવો થયો તે વખતે અનેક ભારતવાશીઓએ આ પ્રમાણે અંગ્રેજ લોકોના જીવો બચાવ્યા છે. હિંદુસ્તાનમાં બળવો થયો તેને લગતું વિપુલ સાહિત્ય ઇંગ્રજીમાં છે. આ સાહિત્યની સામગ્રી એટલા પ્રચુર પ્રમાણમાં છે કે એને mutiny literature એ નામ આપવામાં આવ્યું છે. કેટલીક નવલ કથાઓ પણ આ વિષયપર લખવામાં આવી છે. અંગ્રેજ ઇતિહાસકારોમાંના ઘણા ઉદારવાદી અને અને નિષ્પક્ષપાતી લેખકોએ આપણા લોકોને જે અમૂલ્ય મદદ કરી છે તેનાં મુકત બારીક સમયે કંઠે થશો ગાન ગાયાં છે. અને કેટલાક સત્ય પ્રિય ઇતિહાસકારોનું એવું કથન છે કે બળવા જેવા કઠણ અને બારીક સમયે-જે સમયે અંગ્રેજોના હિંદમાં અસ્તિત્વ સમ્બન્ધી અતિશય શક હતો તેવે સમયે જો અમૂલ્ય સહાય દેશીઓએ ન કરી હોત તો આજે આપણે હિંદમાં હોત કે નહિ તે સંશય ભરેલું છે. આ દેશના રહેવાસીઓ હમેશાં દયાળુ હોઇ પરોપકાર અને આત્મ ત્યાગ એ સારી પેઠે જાણે છે અંગ્રેજોને પોતાના રાજા માને છે. અને તે જ પ્રમાણે હમેશાં માનતા રહેશે એમાં સંદેહ નથી થોડાક અકકલ વગરનાં માણસોના યત્ન વડે હિંસાનાં કામો થાય છે તેથી સમસ્ત ભારત વર્ષને કલંક આપવું એનાં કરતાં અનેકભારતવાશીઓનાં હ્રદયના પડદા ખોલી જોવાથી જણાશે કે તેમાં “ રાજ ભકિત ” “ રાજભકિત ” એ શબ્દો કોતરાઇ રહ્યા છે.

पंचभ्रातृज



# रामायणनो समय.

( ગયા અંકનું સાંધણ )

શ્લો૦ ૨૫ માં **राक्षसीः** આવી દ્વિતીય વિભકિતનું રૂપ જોઇએ તેને બદલે **राक्षस्यः** આવું પ્રથમાનું રૂપ છે. તેજ કાંડમાં સ૦ ૨૦ શ્લો૦ ૧૦ માં **लभस्व** બદલ **लभ.** સ૦ ૨૨ શ્લો૦ ૨૦ **करोमि** બદલ **कुर्मि** સ૦ ૩૭ શ્લો૦ ૬૪ માં **गच्छेत्** બદલ **गच्छेत** તેમજ પાછળ તેજ કાંડમાં **प्रीणीतं** ને **प्रीत** ને ઠેકાણે વાપર્યું છે. અને એવી બીજી ઘણી ભૂલો મળી આવે છે. પરંતુ વીસ્તાર ભયથી અત્રે આપી નથી. હાલના વિદ્વાનો એમ માને છે કે જેટલી અધિક અશુધ્ધિ હોય તેટલી તે ગ્રંથની પ્રાચીનતા વધારે સિધ્ધ મેળવે છે. કારણ અતિ પ્રાચીન કાળમાં વ્યાકરણ ગ્રંથના અભાવથી આવી ભૂલો હોવાનું સાહજિક છે. ત્યારે આ નિયમને અનુસરી જોતાં રામાયણનું ભારતાદિ ગ્રંથોથી પણ અધિક પ્રાચીનત્વ સિધ્ધ થાય છે. કારણ ભારતમાં આટલી બધી વ્યાકરણની ભૂલો દૃષ્ટિગોચર થતી નથી.

અહીં વળી એક બિના ધ્યાનમાં રાખવા જેવી એ છે કેઃ—અ૦ કાંડ સ૦ ૧૪ શ્લો૦ ૨૯–૩૦ આ શ્લોકોમાં પુરૂષ સુકતની ઋચાઓ જેવું કાંઇ સામ્ય ભાસે છે. તે શ્લોક આ પ્રમાણેઃ—

**मनुर्मनुष्याञ्जनयत्कश्यपस्य महात्मनः**
**ब्राह्मणान् क्षत्रियान्वैश्या शूद्रांश्च मनुजर्षभ ॥२९**
**मुखतो ब्राह्मणा जाता उरसः क्षत्रियास्तथा**
**उरुभ्यां जज्ञिरे वैश्याः पद्भ्यांशूद्रा इतिश्रुतिः ३०**

પૂરૂષ સુકતમાં 'યજ્ઞ પૂરૂષ મારફત' ચાર જાતિ થઇ એમ કહ્યું ત્યારે આમાં 'મનુ' મારફત હોવાનું વર્ણવ્યું છે. તે પૂર્વે ઇતર પ્રાણીઓ કેમ ઉત્પન્ન થયાં તે પુરૂષ સુકતમાં કહેવામાં આવ્યું છે અને રામાયણમાં પણ તેજ પ્રમાણે પ્રથમ સર્પ પક્ષિ ઇત્યાદિ પ્રાણી કોણે ઉત્પન્ન કર્યાં તે સવિસ્તર કહેલું છે. અહી સુધી સર્વ ઠીક છે. પરંતુ પૂરૂષ સુકતમાં ક્ષત્રિય **विराट् पुरुष** ના બાહુમાંથી ઉત્પન્ન થયા એવું છે ત્યારે અહી રામાયણમાં તેમની ઉત્પતિ ઉર-છાતીમાંથી વર્ણવી છે. અને આગળના ઉપરથી રૂપ સુકત આદ કે રામાયણ તે સિદ્ધ કરવું અતિ કઠિણ થઇ પડે છે. તથાપિ **मनु** ( અર્થાત્ એક માનવી ) માંથી મનુષ્ય જાતિ જન્મ પામી આ કલ્પના **विराट् पुरुष** મારફત જાતિ થઇ તેનાથી સાદી, સરળ હોઇ રામાયણજ બંનેમાં પ્રાચીન છે એમ સિધ્ધ થાય છે. આજ **मनु** ને પાછળથી કદાચ **विराट् पुरुष** નું માન અપાયું હોય અને હવે વેદમાંના ઇતર ભાગોથી આ પુરૂષ સુકત ઘણુંજ પાછળનું હશે–છે–એવું આધુનિક વિદ્વાનોનું મત છે. ત્યારે તે (પૂ૦ સુ૦) ખ્રિસ્તી શક પૂર્વે ૧૦૦૦ થી ૨૦૦૦ વર્ષ પર્યંતનું હોવું જોઇએ આજ ઉપનિષત્ કાળ. ત્યારે રામાયણ આની પૂર્વેનું એટલે તેનો કાલ ખ્રિસ્તાબ્દા પૂર્વે ૨૦૦૦ થી ૩૦૦૦ વર્ષ હોવો જોઇએ–હશે.

રામાયણ કાળમાં આર્યાનાર્ય ભેદ કડક હોવાનું ઉપર કહ્યું છે તે ખરૂં પરંતુ ખુદ આર્ય લોકોમાં શૂદ્ર શિવાયની ત્રણે જાતિઓમાં તેવા ભેદ જેવું કાંઇ હતુંજ નહિ. રામે ચિત્રકૂટ પર મંત્રોચ્ચાર કરી વાસ્તુ-શાંતિ કરી. તેને **वैश्वदेव** વિગેરે કેમ કરવું તે સર્વ અવગત હતું. અ૦ કાંડ સ૦ ૮૭ શ્લો૦ ૧૯માં ત્રણેએ કાંઇપણ બોલ્યા વિના સંધ્યા વંદન કર્યું એવું કહેલ છે. આ ઉપરથી એકલા રામ લક્ષમણનેજ સંધ્યા આવડતી હતી એ નહી પણ સીતાને પણ તે આવડતી હતીજ એમ સિદ્ધ થાય છે. તેમજ અરણ્ય૦ સર્ગ ૬૮ શ્લો૦ ૩૫માં રામે 'દ્વિજાતિ' જે સ્વર્ગ પ્રાપક કર્મ કરે છે તે કર્યું એવું વાકય છે. **द्विजाति** નો લેલે શાસ્ત્રીએ 'બ્રાહ્મણ' એવો અર્થ કર્યો છે. પરંતુ તે શબ્દમાં અર્વાચીન મત પ્રમાણે પ્રથમનાં ત્રણે વર્ગનો સમાવેશ થાય છે. તેમ નહી કરતાં લેલેના મત પ્રમાણે રામને બ્રાહ્મણના મંત્રો આવડતા હતા. તે શિવાય પછીના શ્લોકમાંનાં **'शास्त्र दृष्टेन विधिना'** આ શબ્દો ઉપરથી પણ રામ લક્ષમણને બરાબર બ્રાહ્મણો પ્રમાણેજ મંત્ર તથા વિધિ માહિત હતી એમ સિધ્ધ થાય છે અને વળી એક વિશેષ લક્ષમાં રાખવાની બીના એ છે કે લંકાથી પાછા ફરી રામે જે યજ્ઞ કર્યો તેમાં 'સુગ્રીવ'*

---

* આ રા. લેલેએ કરેલ અર્થ છે. વ્યાસના મત માણે શુચિર્ભૂત થયેલ શૂદ્રના હાથનું ખાવામાં કાંઇ હરકત જેવું છેજ નહિ. (R. C. Dutt's Ancient India p. p. 649-80)

(આદિ) વાનર શુચિર્ભૂત (પવિત્રતા પામેલા) થઇ બ્રાહ્મણો સાથે ભાગ લેતા હતા (ઉત્તરકાંડ સર્ગ ૯૨ શ્લો૦ ૬) વાનર ગમે તે હો પરંતુ તેઓ આર્ય કિંવા બ્રાહ્મણ એમાંથી કોઇપણ નહોતા. તેમ હોવાથીજ વાનરના હાથનું બ્રાહ્મણોએ પ્રાશન કરવું એ વાર્તા પણ રામાયણના પ્રાચીનપણાનું નિદર્શન કરાવે છે.

તેમજ ઉ૦ સ૦ ૯૮ શ્લો૦ ૧૫માં એક સ્વર્ગીય પુરૂષ અગસ્ત્ય ઋષિને પિતા પરમ ગતિ પામતાં તેમને, લોકોએ રાજ્યાભિષેક કર્યો (**पौरामामभ्यषेचमन्**) વિગેરે... કહે છે અને તે પહેલાના સર્ગ૦ ૭૩ શ્લો૦ ૫-૬ માં એક બ્રાહ્મણપુત્રનું અકાળે મૃત્યુ થતાં તે રાજાને (અર્થાત્ રામને) જે દુષણો અપાયાં છે તે અતિ કડક છે.

**रामं नाथमिहा साद्य बालान्तकरणं ध्रुवम् संमत्यनाथो विषय इक्ष्वा कूणाम् ॥** આ મૂળમાં છે. રામને અર્થાત્ પ્રત્યક્ષ રાજાને માટે તેની સમક્ષમાંજ 'બાલઘાતક' આવા વિશેષણનો પ્રયોગ થયલો છે; આ ઉપરથી તત્સમયમાં પ્રજાનો રાજાપર કેટલો અંકુશ હતો તે દૃષ્ટ થાય છે. તે શિવાય દશરથની સભામાં (અયો૦ સ૦ ૧-૪૯) 'લોક સંમત' રાજાઓ આવ્યા હતા. એવો ઉલ્લેખ ભ. તેમજ (પાછળના સર્ગ ૯–૨૧મા) મંથરા કૈકેયીને કહે છે કે આ પ્રમાણે રામ વનવાસમાં જશે તો લોકોનો પ્રેમ ૧૪ વર્ષમાં ભરત ઉપર બેસશે અને તેથી પછી તેજ કાયમનો રાજા થશે. આ ઉપરથી તે કાળમાં પ્રજા પ્રેમ મેળવવાની રાજાને કેટલી અગત્ય હતી તે સ્પષ્ટ દેખાઇ આવે છે. સગર રાજાને પોતાનાં દુર્વર્ત્તન શાળી અસમન્ત નામક પુત્રનો * પ્રજાના કહેવાથી ત્યાગ કરવો પડયો હતો એવી કથા છે. ઇત્યાદિ વાતોથી રામાયણ કાળમાં રાજસત્તા અનિયંત્રિત નહોતી. અને તે કાળ પુર્વે તો રાજા મૂળજ નહોતા તથા આ સ્થિતિ તે પછીની હશે. આ ઉપરથી પણ રામાયણની પ્રાચીનતા સિદ્ધ થાય છે.

* ઉપરના વિવેચનમાં 'અપ્રત્યક્ષ રીતે આપણા પુર્વજોને 'નિયંત્રિત રાજસતા' તદન માહિતજ નહોતી' એવું કહેનારને ઉત્તર મળ્યો છે. આ વિષયમાં પુંર્ણ વિવેચન આગળ આપવામાં આવ્યું છેજ.

એક વળી વાત કહેવી જોઇએ કે ઉ૦ સ૦ ૭૫માં

**"द्वापरसंख्य तु वर्तमान युगक्षये"**

આ પ્રમાણે નારદમુનિ રામને કહે છે. માટે રામ દ્વાપર યુગમાં હતા. પાંડવોના કાળમાં દ્વાપરયુગ થોડામાંજ સમાપ્ત થયું હતું અને *રામ તે યુગના પુર્વ ભાગમાં હતા ત્યારે મહાભારત પુર્વે ઓછામાં ઓછું એકદ્વાપરયુગ જેટલી રામાયણ પ્રાચીન હોવી જોઇએ.

હવે પ્રત્યેક યુગની વર્ષ સંખ્યા કેટલી હોવી જોઇએ તે પ્રો૦ તિલકના જુદાજ પ્રસિધ્ધ થયેલા 'The Aretic Home in the Vaads' માં પૃષ્ટ ૪૨૫માં સારી રીતે સિદ્ધ કરવામાં આવ્યું છે. તેમાં દ્વાપરયુગ ૨૦૦૦ વર્ષનું ગણ્યું છે, ને તેનું પ્રમાણ મહાભારતમાંથી ટાંક્યું છે. ત્યારે તે પછીના ગ્રંથોમાંની અતિશયોકિતની વર્ષ સંખ્યા કરતાં મહાભારતમાંનીજ વર્ષ સંખ્યા વધારે વિશ્વસનીય માનવી જોઇએ. ભારતનો કાળ શુમારે ખ્રિ૦ પુર્વે ૧૪૦૦ વર્ષ મનાય છે; અર્થાત્ રામાયણનો કાળ આ ઉપરથી આશરે ખ્રિસ્તાબ્દ પુર્વે ૩૦૦૦ વર્ષ કહેવામાં કાંઇ હરકતતો નથીજ. અને આજ*-કાળ ઇતર પ્રમાણોથી નિશ્ચિત થઇ શકે છે માટે રામાયણનો કાળ ખ્રિ૦ પુ૦ ૨૦૦૦ થી ૩૦૦૦ વર્ષ સુધી માનવામાં કાંઇજ બાધ આવતો નથી. આ કાળ એટલે રામાયણ રચાવાનો કાળ એમ સમજવું. કારણ કવિ જે વર્ણન કરે છે તે પોતાના કાળની સ્થિતિનો કરે છે. તેથી તે વર્ણન ઉપરથી તારવી કાઢેલો કાળ માત્ર તે કવિનોજ હોઇ શકે. હવે રામાયણકર્તા આદ્ય કવિ વાલ્મિકી અને શ્રી રામચંદ્ર સમકાલીન હતા એવું કેટલાકોનું માનવું છે. જો તેમજ હોય તો આપણે તેજ કાળમાં શ્રી રામચંદ્રને થઇ ગએલા માની શકશું.

લી૦ સુંદર.

* કારણ ઉ૦ સ૦ ૧૭ શ્લો૦ ૧૮, ૩૫ માં "ત્રેતા યુગમાં રાક્ષસ વધ માટે સીતા ઉત્પન્ન થઇ" એવું વચન છે. અને 'દ્વાપર સંખ્યામાં' આ ઉલ્લેખ રામાયણનાં છેવટના વિભાગમાં છે.

*આ૦ સ૦ ૧૧–૧૧માં ઋગ્વેદનું **देवयुगे** શબ્દ જેમ નું તેમ આવેલ છે. સુ૦ સ૦૪ –૨૮માં **'चतुर्दतः वारणः'** અર્થાત્ 'ચાર દાંતવાળા હાથી' શબ્દનો પ્રયોગ છે. તે Mammoth તો નહી હોયને? તે હોય તો અમારા ઉપરના રામાયણના પ્રાચીનપણાને આ ઉલ્લેખથી વધારે સબળ પુષ્ટી મળે છે. કારણ Mammoth એક પુર્વ યુગનું પ્રાણી છે.

# श्यामलदासजी.

આપણી વાંચનમાળામાં મીરાંબાઇ સમ્બન્ધેના પાઠમાં એક હીંદી પ્રોસપેકટસને આધારે એક ફુટ નોટ આપવામાં આવી છે. મીરાંની સંપ્રદાય પરમ્પરાથી ચાલી આવેલી હકીકત ખોટી છે એવું જે ગ્રંથના પ્રોસપેકટસના આધારે એ ફુટનોટ લખવામાં આવી છે તે ગ્રંથમાં ઐતિહાસિક પુરાવાથી તે સિધ્ધ કરવામાં આવ્યું છે, આપણી સમાજના હૈયામાં બીરાજતી મૂર્તિની આજ પર્યંતની આપણા લોહીમાં ભળેલી કથા ખોટી છે એ જાણતાં કેટલી વ્યથા ઉપજી હશે ? પ્હેલાં તો એ માની શકાયુંજ નહિ. દયારામભાઇ કરતાં એ સમ્બન્ધી વિશેષ ખબર હાલનાને હોય એ અસંભવિતજ છે. શ્રધ્ધાળુઓને આ વાતમાં જરા પણ વિશ્વાસ પડયો નહિ. વિદ્વાનો ઇતિહાસ પ્રિયજનોને કાંઇક સાંપ્રદાયિક કથાને ખોટી પાડે છે એવો વિશ્વાસ પેદા કરવા સાધનો નહતાં. 'મુમ્બઇ સમાચાર' માં મી૦ હાજીમહમદ અલારખીયા શીવજીએ થોડાં વર્ષ ઉપર એક લેખ લખ્યો હતો. તેમણે સાધનો ન બતાવતાં ઇતિહાસે નાંખેલો પ્રકાશ આપણી સન્મુખ મુકયો. આપણી આંખ ઉઘડી. ત્યાર પછી 'રજપુત' અને 'સેન્ટ્રલ હીંદુ કોલેજ મેગેઝીન' માં પણ એજ હકીકતને ટેકો મળ્યો.

આ ઉપરથી પ્રશ્ન ઉઠયો કે સંપ્રદાયને ખોટો કરાવનાર ઇતિહાસ કયાંથી આવ્યો ? ત્હેની છાપેલી પ્રતો કયાં વેચાય છે ? તે ઇતિહાસની શોધ ખોળ કોણે કરી ? વાંચનમાળા અને મુંમ્બઇ સમાચાર જણાવે છે કે મેવાડના કવિ શામળદાસજીએ ઉક્ત શોધ કરી છે, તેમણે મેવાડનો ઇતિહાસ લખ્યો છે, પરન્તુ કેટલાક કારણસર તે પ્રસિદ્ધ નથી થયો.

દિવસે દિવસે, આથી એ ઇતિહાસ મેળવવા ઉત્સુકતા વધતી ગઇ. સાણુળદાશજી સમ્બન્ધે હકીકત મેળવવા પણ પ્રયાસો થવા લાગ્યા અનેક ખરી ખોટી હકીકતના ગોળા છુટવા માંડયા તે છતાં ખરી વાત અંધકારમાંજ રહી.

કવિ શામળદાસ ચારણ હતા. વીરભૂમિ મેવાડમાં ત્હેમનો જન્મ થયો હતો. ત્હેમની જન્મ તિથિ મેળવી શકાઇ નથી, ન્હાપણથીજ વિદ્યાવિલાસી હતા. અનેક ઉદાત્ત, ઝળહળતા, વિજય વદતી સ્ત્રી પુરૂષોના રક્ત અને માંસથી જે ભૂમિ બનેલી છે– તે ભુમિમાં વસતા એક જીજ્ઞાસુ, શારદાભકત, પુરૂષને તે ભુમિનો ઇતિહાસ-ત્હેનો ભુતકાળ ઉકેલવા ઉત્કંઠા થાય એ સહેજ છે. ન્હાનપણમાં ચોરે કે દાયરામાં વીરત્વ અને સતીત્વની જીવન ઉઘાડતી કથાઓ સાંભળેલી તેની સંકલના કરવા વૃત્તિ પણ થાયજ. શામળદાસે જલાંજલિ મેલી કે આ જીંદગી મ્હારી ભૂમિનો ભુતકાળ આલેખવામાં સમર્થવી. ઉદ્યોગી, ઉત્સુક, ચપળ ને વિદ્યાવિલાસી વીર પોતાના જીવનવ્રતના સાફલ્યમાં ઉદ્યુક્ત થયો. પ્રાચીન શોધ ખોળ, ઐતિહાસિક જ્ઞાન વિકસાવનાર ગ્રન્થોનો અભ્યાસ કરવા માંડયો–તેવા ભંડારોમાં શામેલ થઇ અનેક વિદ્વાનોનો પરિચય વધાર્યો. ત્હેમની વિદ્વતા ઢાંકી ન રહી. 'રોયલ એસીઆટીક સોસાયટી' જેવાં મંડળે ત્હેમને સભાસદ નીમ્યા. આપણી બ્રીટીશ સરકારે ત્હેમને 'સી. આઇ. ઇ.' ના ચાંદથી શણગાર્યા. આપણી સમાજે ત્હેમને મહામહોપાધ્ય લેખી વિદ્વાનો પ્રતિ પરાપૂર્વથી ચાલતી આવેલી પુજ્યભાવના પ્રદર્શિત કરી.

ત્હેમની વિદ્વતા ત્હેમના તરફ બીજાને આકર્ષતી એટલુંજ નહિ પરન્તુ ત્હેમનું જીવન અનુકરણીય હોવાથી સર્વત્ર પુજ્યભાવ રેલાવતું. ત્હેમનો બુદ્ધિ પ્રભાવજ નહિ પરન્તુ ત્હેમનો હૃદયપ્રભાવ સ્હામાંને જે ત્હેમની તરફ અનેક અભિનન્દન ભાવ ઉપજાવતો.

એક નિષ્ઠ, સત્ય પરાયણ, પ્રમાણિક, કર્તવ્યની ઉંચી ભાવનાથી રંગાયલું ત્હેમનું સાધુ જીવન હતું. ત્હેમનાજ શબ્દોમાં ત્હેમની જીવન ભાવના ઉતારીયે;

सूंक लेन अरु स्वामिधन
हरज करन छल ईस ॥
तीन दाग कविराजनें
तजे सु बिसवा वीस ॥

સારાંશ રૂપે ભાવાર્થ; લાંચ લેવી, સ્વામીનું ધન હરણ કરવું કે ત્હેની સ્હામાં છલકપટ આચરવાં એ ત્રણે કર્મ કવિરાજે બીલકુલ છોડી દીધાં છે.

રાજસ્થાનમાં ત્હેમનાં વખતમાં ત્હેમના જેવો નર કોઇ નહતો. રાજ્યનીતિમાં તેઓ એકાજ હતા. દેશદાઝથી ત્હેમનું લોહી ઉભરાતું હતું. મેવાડના મહારાણાના તેઓ જમણા હાથ હતા. રાજસ્થાનમાં આવતા 'એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ' (સરકારનો સમ્બન્ધ દરેક રાજ્ય સાથે જાળવવા નીમાયલા અમલદાર) શામળદાસજીને પૂછીને રાજસ્થાનના વિકટ સવાલોનો નીવેડો લાવતા આવું ત્હેમનું સ્વદેશ તેમજ પરદેશમાં સન્માન હતું.

આવા એક વીરનરે "મેવાડનો ઇતિહાસ" વેબ્સ્ટરના ઇંગ્લીશ કોષ જેવા ચાર ગ્રન્થમાં લખ્યો છે. ફક્ત અવતરણ-ઉપોદ્‌ઘાત (Introduction) વિના સર્વ ભાગ છપાયો છે. અવતરણ લખવાનો સમય આવે તે અગાઉ આ નરરત્ન વિદેહ થયા ત્હેમનાં મૃત્યુથી મેવાડમાં અંધકાર છવાઇ રહ્યો છે. આજ મેવાડ નરેશની રાજ્યનીતિ સંકોચાઇ ગઇ છે શામળદાસના સમગ્ર જીવનનું ઉત્પન્ન-મેવાડનો ઇતિહાસ-વીર વીરાંગનાનો કીર્તિલેખ રાજ્યના એક કોઠી ખાનામાં ધુળ, ને જીવડાંને સ્વાધીન કરવામાં આવ્યો છે. થીઓસોફી માને છે કે જન્મ પુનર્જન્મમાં પણ ઉત્ક્રાંતિનો નિયમ પ્રસરી રહ્યો છે. ખનિજ, વનસ્પતિ, કીટ આદિ કોટિમાંથી જાનવર અને ત્યાર બાદ મનુષ્ય સૃષ્ટિ અસ્તિત્વમાં આવે છે. ખનિજ કોટિમાંના સંસ્કારો વિકાર પામતા માનુષતામાં રૂપાન્તર પામે છે. મહારાજાની ઉદાર બુદ્ધિએ વિચાર્યું હશે કે "શામળદાસના જીવનયજ્ઞનો પ્રસાદ વર્તમાન પ્રજાનેજ ચખાડવો એ ઉચિત નથી. ખરી રાજ્યનીતિ તો ક્યારે કે સનાતન કાલ પર્યંતની એ પ્રસાદનો આસ્વાદ સૃષ્ટિ લે ત્યારેજ આવું થશે ત્યારેજ શામળદાસ નિર્વાણ પામી લખચોરાશીનાં લગડામાંથી વિમુક્ત થશે" આ વિચારે 'મેવાડના ઇતિહાસ'માં વસ્તો ભાવ ધૂળ અને જીવડાં પોતાના જીવનમાં ભરે અને ભવિષ્યમાં કોઇ કાળે ત્હેમનાંમાંથી ઉદ્‌ભવનારી મનુજસૃષ્ટિમાં ત્હેનો વારસો મળે એવી ગોઠવણ કરાવી.

પણ ના, વસ્તુ સ્થીતિ એવી નથી. મેવાડ પતિને પોતાના પટાવતો સાથે વાંધા પડ્યો છે. જે જાગીરો વંશ પરમ્પરાથી પટાવતો ભોગવતા આવ્યા છે તે જાગીરો પાછી લઇ લેવા સિસોદીઆ બાપ્પા રાવળના વંશજ તત્પર થયો છે. જે પટાવતોનાં રૂધિર હજુ મેવાડમાંથી સૂકાયાં નથી. જેમના વીર પરાક્રમથી મેવાડનું યશોગાન દશદિશામાં ગવાઇ રહ્યું છે તે પટાવતોના બાલક પ્રતિ આવી રજપૂતને અછાજતી વર્તણુક થાય એ શેનું સુચન કરે છે? ઉછેરેલી તુંક સાધારણ માણસ પણ ગળતો નથી તો પ્રતાપ અને બાપ્પા રાવળનો કુળદીપક એવું આચરણ આચરે એ સ્વપ્ને પણ મનાય કે? કાલબળે સ્વપ્નમાં જે ન બને તે જાગ્રતમાં બન્યું છે. જાગીરો પાછી લેવા મેવાડેશ્વરની દાનત સળકી છે.

શામળદાસજીનો 'ઇતિહાસ' મેવાડના યશસ્વી ચિરંજીવ પટાવતોના ત્રિકાલ અવગણતા પરાક્રમોનું એક અનુપમ, અદ્વિતીય સ્તોત્ર છે. મેવાડાધીશની ઇચ્છા ગેરવાજબી છે. ઇતિહાસથી તે સમર્થન પામતી નથી. માટે જો 'ઇતિહાસ' છપાય તો મહારાણાની ઇચ્છા બર આવે નહિ. પોતાને હાથે પોતાના પગપર કુહાડો મારવા તેઓ તૈયાર નથી. 'ઇતિહાસ' ઉપયોગ ત્હેમની સ્હામે પટાવતોના ન કરી શકે માટે તે પ્રસિદ્ધિમાં મુકવો નહિ.

अरविन्द



# कवि कालिदासनो समय.

પાશ્ચિમાત્ય તત્ત્વવેત્તા મેકોલનું કહેવું યથાર્થજ છે કે, "જે પ્રજા પોતાના પુર્વજોનાં કાર્યોને યાદ નથી કરતી તે એવું કાંઇજ કામ નહિ કરશે કે જે માટે, તેને તેની ભવિષ્યની પ્રજા યાદ કરે."

આ શબ્દ ભારતવર્ષ માટે યથાયોગ્ય છે. આ ભારતવર્ષ ઉપર અદ્યપિ અંધકારનાં એવાં પડળ જોવામાં આવે છે કે, મધ્યકાળની અગાઉનો ઇતિહાસ આપણી પાસે નથી એમ કહેવું અતિ અયોગ્ય નહિજ કહેવાશે. બીજા અનેક પુરૂષો અને બનાવોના સંબંધમાં ઇતિહાસજ આપણી પાસે નથી તેમજ આજના વિષય–પાત્ર કવિ કાલિદાસના સંબંધી પણ છે. કવિ કાલિદાસના માટે તે કઇ તારીખ, માસ અને વર્ષમાં જન્મ્યા અને કયારે દેવલોક પામ્યા તેનો કાંઇ નિર્ણય થઇ શકતો નથી; કિંતુ સદીનો પણ નિર્ણય થઇ નથી શકતો. ગુર્જર–આર્ય લેખક વર્ગે તો તેની શોધ માટે કશુંજ નથી કર્યું; જે કાંઇ કર્યું છે તે પાશ્ચિમાત્ય લેખક વર્ગેજ કર્યું છે. જર્મની, ઇંગ્લંડ અને અમેરિકામાં તે માટે પુષ્કળ પ્રયાસ ચાલી રહ્યા છે, પરંતુ ગુર્જરી ગિરાના ઝળકતા ઇતિહાસ માટે તેના સાક્ષર–પુત્રો હજુ શુન્યવત્ સ્થિતિ ભોગવે છે એ ખચિત્ ખેદ પામવા જેવું છે, અને તેથી તે માટે જે કાંઇ હાથ લાગે તે, વાડીનાં ચીમળાયલાં ફુલો સુંટવાને પણ આપણે લલચાઇએ તેમ જાણવું લાભપ્રદ અને આવશ્યકજ છે. આટલી પ્રસ્તાવના પછી આપણે વિષયપર આવીશું.

લોક ચર્ચા એવી હજારો વર્ષથી ચાલે છે. કે કવિ કાલિદાસ વિક્રમાદિત્યના સભાપતિ હતા. વિક્રમાદિત્યના નામનો વિક્રમસંવત્ ગુર્જર પ્રજામાં માનીતો છે. તે સંવતનો આરંભ ઇ૦ સ૦ પૂર્વે ૫૭ વર્ષ અગાઉ થયો છે. પણ એ વિક્રમાદિત્યના અગાઉ બીજો કોઇ તેજ નામનો પુરૂષ થયો છે કે નહિ તેનું એક પણ ઇતિહાસિક પ્રમાણ શિલાલેખ, દાનપત્ર કે શાસનપત્ર હસ્તગત નથી. પાશ્ચાત્ય વિદ્વાનોનો એવો ખ્યાલ પહેલાં હતો કે, સંસ્કૃત ભાષાની ઉન્નતિ ઇ૦ સ૦ ના છઠ્ઠા સઇકામાં થઇ છે; અને એજ અનુસાર તેઓએ એ પણ અનુમાન કીધું કે, કવિ કાલિદાસના રઘુવંશ અને શકુન્તલા આદિ ગ્રંથો પણ તેજ સમયમાં બનેલા હોવા જોઇએ, અર્થાત્ કવિ કાલિદાસનો સમય તેઓ છઠ્ઠી શતાબ્દીનો માને છે. હવે કાલિદાસ અને વિક્રમાદિત્યનો સમય મળતો આવે છે કે નહિ તે તપાસવાનું છે. ફર્ગ્યુસન સાહેબ જણાવે છે કે, વિક્રમાદિત્ય નામના એક રાજાએ ઇ૦ સ૦ ૫૪૪ માં શકોને પરાસ્ત કર્યા હતા; અને તેની યાદગીરીમાં તેણે વિક્રમ સંવત ચલાવ્યો. પણ તે બનાવની અગાઉના સાડી પાંચસો વર્ષ શા આધારે ચાલ્યાં, તે તે સાહેબે જણાવ્યું નથી!! ઇતિહાસનું નિરિક્ષણ કરતાં એ વાત જોવામાં આવે છે, કે ઇ. સ. ના છઠ્ઠા સઇકામાં શકને નહિ પણ હુણને આ દેશમાંથી હાંકી કાઢયા હતા; એટલુંજ નહિ પણ એ કાઢી મુકનાર રાજાનું નામ યશોધર્મ વિષ્ણુવર્ધનછે. વિક્રમાદિત્યનું નામ નિશાન પણ નથી જણાતું; અર્થાત્ છઠી શતાબ્દીમાં કોઇ વિક્રમાદિત્ય નામનો રાજાજ થયો નહોતો.

બુલર, પીટર્સન અને ફ્લીટ આદિ વિદ્વાનો ખોદતાં ખોદતાં પ્રાપ્ત થયલા લેખને આધારે એમ જણાવે છે કે, વિક્રમ સવંત ઇ૦ સ૦ ના ૫૪૪મા વર્ષમાં નહિ પણ એથી સો કરતાં વધુ વર્ષ અગાઉ શરૂ થયો હતો, કિંતુ તે સમયે તેનું નામ માલવસંવત્ હતું. ઇ૦ સ૦ની આઠમી શતાબ્દીમાં માલવસંવત્‌ના બદલે વિક્રમસંવત નામ પડયું. માલવ સંવત્ કેમ નામ પડયું? તે સંવત્ કોણે ચલાવ્યો અને પાછળથી તેનું નામ કેમ બદલાયું એ વિચાર અગત્યનો છતાં અત્રે આપણને તે કાંઇ જરૂરી નથી. અહીંઆ તો આપણે એટલુંજ જોવાનું છે કે, ઇ૦ સ૦ ના છઠ્ઠા સૈકામાં કોઇ વિક્રમાદિત્ય નામનો રાજા થયો નથી તેમ તેની સાથે અખંડ સંબંધ ધરાવતો કાલિદાસ નામનો કોઈ શખ્સ પણ નહોતો. જ્યારે આમ છે ત્યારે, વિક્રમાદિત્યની ઉત્પત્તિ કયારે થઇ? "The great king Vikramaditya vanishes from the historical ground of the 6 th century into the relm of myth." તે છઠ્ઠા સઇકાની ઐતિહાસિક ભૂમિમાંથી ઉડીને પૌરાણિક કિસ્સા કહાણિઓના રાજ્યમાં જઇ પડયો! ખરૂં જોતાં તો, તેના ઇતિહાસનો કોઇ પુરાવોજ નથી એમ મેકડોનલ સાહેબ વાસ્તવીકજ કહે છે.

કાલીદાસ છઠ્ઠી શતાબ્દીમાં થયાની પુષ્ટીમાં અન્ય વિદ્વાનોનાં જે જે પ્રમાણો મળે છે તે સર્વેનો ઉત્તર મેકડોનલ સાહેબે પોતાના તે સંબંધી લેખમાં આપી દીધો છે, અને તેથી તે વિસ્તૃત ઝઘડામાં ન ઉતરતાં તે માટે તો તે પાશ્ચિમાત્ય તત્વવેત્તાનોજ લેખ વાંચવાની સૂચના વ્યાજબી ગણાશે. જે તપાસવાનું છે તે એજ કે મેકડોનલને કાલિદાસનો સમય પહેલી શતાબ્દી બતાવનારૂં એક પણ પ્રમાણ નથી મળ્યું, કિંતુ તે માટે કોઇ અનુમાન પણ તેમણે નથી કીધું. તે તો એટલુંજ લખે છે કે "Thus there is, in the present state of our knowledge, good reason to suppose that Kalidas lived not in the 6th, but in the begining of the 5th century A. D." આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, તેઓ સાહેબ, જાતે તો કાલિદાસ પાંચમા શતકની શરૂઆતમાં થયાનું માને છે. તેઓ તેની પુષ્ટીમાં કેટલાક પ્રમાણો પણ આપે છે. તે જણાવે છે કે, ઇ૦ સ૦ ૪૭૩માં ખોદી કાઢવામાં આવેલો એક લેખ મંદસોર ખાતેથી મળ્યો હતો. એ આખો લેખ કવિતામાં છે. એ લેખના કવિનું નામ વત્સભટ્ટિ જણાય છે. તે કવિની કવિતામાં કાલિદાસનું અનુકરણ જોવામાં આવે છે એટલુંજ નહિ પણ કાલીદાસની કવિતા સાથે તેમની કવિતા કેટલેક અંશે મળતી આવે છે. આથી કોઇનું એવું પણ અનુમાન થાય છે કે, કાલીદાસનો કાળ ૪થી શતાબ્દીની શરૂઆતનો હોય.

મેકડોનલ સાહેબ એમ પણ જણાવે છે કે, ઇ૦ ના બીજા સૈકાના ગીરનારમાંથી ખોદી કાઢવામાં આવેલા એક લેખ ઉપરથી જણાય છે કે તે વખતમાં પ્રજામાં ઉચ્ચ કવિતા-સાહિત્યનો પ્રચાર હતો, અર્થાત્ કાલિદાસ ભવભૂતિ આદિના જેવી કવિતા તે સમયમાં પણ સારો પ્રચાર પામી હતી. વળી એમ પણ જણાય છે કે, ઇસાઇના પહેલા સૈકામાં પણ અલંકારિક કવિતા લખાતી હતી. ઇ૦ સ૦ના ૮૦મા વર્ષમાં અશ્વઘોષ નામના એક બૌધ ભિક્ષુકે બુદ્ધચરિત્ર નામનું કાવ્ય લખ્યું હતું અને તે પ્રશસ્ય છે; એટલુંજ નહિ પણ તે મહાકાવ્યની ગણનામાં આવે તેવું છે. આ બધી ટીકાઓ અને વિગતના અવલોકનને અંતે કાલિદાસનો સમય તે પાંચમા સૈકામાં જણાવે છે. તે અંતમાં જણાવે છે કે, "And is even now doubtful to the extent of a century or two."

હવે બુદ્ધચરિત્રનું અવલોકન કરતાં તેમાં ઠેકાણે ઠેકાણે કાલિદાસની કવિતા સાથે મળતા પણું જોવામાં આવે છે. અશ્વઘોષની કવિતામાં તો શબ્દની એકતા પણ સાદ્ષ્ય થાય છે અને તે સાથે પદની એકતા, અર્થની એકતા અને અલંકારની એકતા પણ જોવામાં આવે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે અશ્વઘોષ અને બુદ્ધચરિત્રના સમયમાં કલિદાસની કવિતાનો સંપૂર્ણ પ્રચાર હતો. હવે અશ્વઘોષનો સમય ઇસાઇની ૧ લી શતાબ્દીનો બતાવવામાં આવે તોપણ કાલિદાસને એક શતાબ્દી આગાઉનો તો ગણવોજ જોઇએ. કેમકે માળવાથી કાશ્મીર સુધી પ્રચાર પામવાને તેટલો સમય સ્વભાવિક છે. વત્સભટ્ટિને હાથ લાગેલો મંદસોરનો કવિતાબદ્ધ લેખ પણ તેજ સમયની આસપાસનો જણાય છે.

હવે એક એવો આક્ષેપ આવે છે કે, કાલિદાસની વિશુધ્ધ સંસ્કૃતનો કોઇ લેખ ઇસ્વીસનના સો વર્ષ પહેલાંનો તો નથી મળી શકતો; આવા જે કોઇ લેખો પ્રાપ્ત થયા છે તે પ્રાચિન ઇસ્વીસનની બીજી શતાબ્દીના છે. આ ઉપરથી એવો વિચાર કેટલાકો બાંધે છે કે, એવું કોઇ રીતે સિધ્ધ નથી થતું કે, તે પહેલાં આવી વિશુદ્ધ અને પરિમાર્જીત ભાષા લખાતી હોય ! પરંતુ વિચારવાનું એ છે કે, આવી રીતે અપ્રાપ્તિનો અર્થ અભાવ માની લેવો એ કાંઇ વાસ્તવિક ગણાય તેવું નથી. કાલિદાસના સમયના કાંઇ શુદ્ધ શીલાલેખ કે તામ્રપત્ર ન મળે એથી કાંઇ એવું ના કહેવાય કે તે સમયમાં ભાષાની સંપૂર્ણતા નહોતી ! હજુ ભવિષ્યમાં કદાચ તેવા લેખો હસ્તગત્ થવાનો પુરતો સંભવ છે. વાલ્મિકીકૃત રામાયણને તો મેકડોનલ સાહેબ પોતેજ ઇસ્વીસનની પુર્વેનું જણાવે છે. તેનો કેટલોક ભાગ ઇ. સ. ની ૫૦૦ વર્ષ આગાઉનો અને કેટલોક ૨૦૦ વર્ષ આગાઉનો તે જણાવે છે. તે સાથે કાલિદાસની ભાષાની સરખામણી કરતાં કાંઇ વિશેષ તફાવત જોવામાં આવતો નથી.

કદાચિત્ કાલિદાસનો સમય પાંચમા સૈકાનો માનવામાં આવે તો કાલિદાસની પુર્વેના સમયમાં સંસ્કૃત ભાષા સંપૂર્ણ રીતે સાલંકૃત, વિશુદ્ધ અને પરિમાર્જીત હતી કે નહિ અથવા હોવી સંભવનિય છે કે કેમ? સંભવનિય માનવામાં આવે તો ક્રમશઃ તેની ઉન્નતિ માનવી પડે અને તેમ માનતાં કાલિદાસની પછી તેની વધુ ઉચ્ચતર સ્થિતિ હોવાનું સ્વિકારવું જોઇએ; પણ તેવું કાંઇ પ્રમાણ જણાતું નથી. આ બધા વિચારોને અંતે એ વાત સરળતાથી માનવી પડે છે કે, ઈ૦ સ૦ની ૨૦૦ વર્ષ પુર્વે પણ પરિમાર્જીત સંસ્કૃતનો પ્રચાર હતો; કેમકે તેનો સંબંધ ક્રમશઃ કરતાં માનુષિ કુદરતિ શકિત સાથે વિશેષ છે. અશ્વઘોષમાં પણ કાલિદાસની છાયા અનુભવવામાં આવે છે, અને તેથી એવું માનવાને લલચાવું પડે છે કે, કાલિદાસનો સમય ઇસ્વીસનના પહેલા સૈકાનો હોવો જોઇએ. રીજ ડેવીડસ પોતાની એક કિતાબમાં જણાવે છે કે અશ્વઘોષનું બુદ્ધચરિત્ર ઇસ્વીસનની બીજી સદીમાં લખાયલું જણાય છે, કિંતુ આથી તો કાલિદાસ બીજી શતાબ્દીની પણ પુર્વે થયાનું માનવું પડે છે.

અમિતગતિ નામના જૈન પંડિતે સુભાષિત રત્ન-સન્દોહ નામના એક ગ્રંથમાં જણાવ્યું છે કે, રાજા મુંજના સમયમાં આ પુસ્તક પુરૂં થયું, અને તે રાજા વિક્રમાદિત્યને ૧૦૫૦ વર્ષ થયાંનું પણ તેજ પુસ્તકપરથી જણાય છે. મુંજનો સમય ઇસ્વીસનની દશમી શતાબ્દીનો હતો અને તેથી પણ કાલિદાસ વિક્રમના સમયમાં થએલ માનીએ તો કાલિદાસની હસ્તી ઇસ્વીસનની પહેલી સદીમાંજ થયલી માનવી પડે છે.

અંતમાં, આ લેખ સમાપ્ત કરતાં ઇચ્છીશું કે, લેખક બંધુ વર્ગ આ અને એવીજ બીજી ઇતિહાસીક બાબતમાં વધુ મંથન કરી વધુ પ્રકાશ પાડે. અસ્તુ.

चीमनलाल छोटालाल देशाई.

## प्रसिद्ध पुस्तकालयो.



પ્રાચીન પુસ્તકાલયોમાં એમ માનવાને કારણ મળે છે કે સહુથી પહેલું પુસ્તકાલય ભારતવર્ષમાં હતું. અમાં વધારે પુસ્તકો નહોતાં. મહાન સિકન્દરના સેનાપતિ ટાલેમીએ મિસર દેશની રાજધાની એલેકઝેન્ડ્રી આમાં એક પુસ્તકાલય કાઢયું હતું. આમાં ૪૦૦,૦૦૦ પુસ્તકો હતાં. આ પુસ્તકાલય ઇ. સ. પૂર્વે ૪૭ માં કાઢવામાં આવ્યું હતું અને ઇ. સ. ૬૪૧ માં ધર્માભિમાની ખલીફા ઉમરે આમાંના સર્વ પુસ્તકો એક વિચિત્ર કારણથી બાળી નાંખ્યાં ખલીફા ઉમરનું એવું કહેવું હતું કે “ દુનીઆની બધી વિદ્યા કુરાનમાં છે. તો આ પુસ્તકો નિષ્પ્રયોજન છે. અને કુરાનમાં છે તે આમાં નથી તો પણ તે નિષ્પ્રયોજન છે કારણ કે કુરાનના વિરૂદ્ધ છે. ” આની પછી એક પુસ્તકાલય મિસરમાં કાઢવામાં આવ્યું હતું જેમાં ૧૦૦,૦૦૦, પુસ્તકો બાંધેલાં હતાં.

સ્પેન દેશમાંના એક પુસ્તકાલયમાં ૧૦૦,૦૦૦ પુસ્તકો હતાં અને ૪૭ તેનાં સુચીપત્રો હતા.

આધુનિક પુસ્તકાલયોમાં સહુથી મ્હોટું પેરીસનું ‘ બીબલીઓથી નેશનલા ’ છે. આમાં ૧,૪૦૦,૦૦૦ ગ્રંથ છે. ૫૦૦,૦૦૦ ચમ્પુ ૧૭૫૦૦૦, હસ્ત લીખીત પોથીઓ ૩૦૦,૦૦૦ માન ચિત્ર ૧૫૦,૦૦૦ શીક્કા અને પદકો ૧,૪૦૦.૦૦૦ શિલાલેખ જે ૧૦,૦૦૦ પુસ્તકોમાં નકલ કરી લેવામાં આવ્યા છે અને ૧૦૦,૦૦૦ ચિત્ર બરાબર ઠેકાણે આપવામાં આવ્યાં છે.

બીજા નંબરનું પુસ્તકાલય લંડનનું બ્રીટીશ મ્યુઝીયમ છે. એના કબાટો માત્ર ૩૨ મૈલની જગ્યા રોકે છે. આમાં ૧,૨૦૦,૦૦૦ પુસ્તકો છે. ૮૯૦૦૦. હજાર હસ્ત લીખીત પોથીઓ છે. આમાં દરવર્ષે ૪૦,૦૦૦ પુસ્તકો ઉમેરવામાં આવે છે. પૃથ્વીનાં મ્હોટા પુસ્તકાલયોમાં સહુથી ન્હાનું કોપન હેગનનું છે. પરંતુ આમાં પણ ૫૦૦,૦૦૦ હજાર ગ્રંથ છે અને ૧૫૦૦૦ હજાર હસ્ત લીખીત પુસ્તકો છે. સેંન્ટ પીટર્સ બર્ગમાં પણ એક સારૂં પુસ્તકાલય છે. પોર્ટુગાલમાં પણ જુના પુસ્તકોનો સંગ્રહ એક ઠેકાણે છે. દુર્દૈવની વાત છે કે આપણે અહીં સારા પુસ્તકાલયો નથી હરી ફરીને જો સારૂં પુસ્તકાલય જોઇએ તો રોયલ એસીઆટીક સોસાઇટીનુંજ પુસ્તકાલય છે. આમાં કેટલીકવાર જોઇતાં પુસ્તકોનો અભાવ હોય છે. આપણાં લોકો પુસ્તકોની કીંમત સમજતા નથી. લેખકોને આશ્રય આપતા સમજતા નથી. જ્યાં સુધી લોકોને સાહિત્ય પ્રતી અનુરાગ નહિ થાય ત્યાં સુધી દેશની ઉન્નતિ હજી દૂર છે.

रमणीक. अ. म्हेता.

# इंग्रेजोए हिंदुस्तान केम मेळव्युं.

આપણે ઘણી વખતે સાંભળીએ છીએ. અને જરા પણ ચીડાતાં આપણા સ્નેહી એંગ્લોઈન્ડીયન પત્રકારો ઝપ દઈને લખી કાઢે છે કે હમે હિન્દુસ્તાન તલવારથી જીત્યું છે માટે અંગ્રેજોએ હિન્દુસ્તાન કેવી રીતે મેળવ્યું છે તેની એક ટીપ નીચે ઉતારી લેવામાં આવી છે જે ઉપરથી સર્વ વાચક વર્ગ સમજી શકશે કે તેઓની તલવારને કેટલી તસ્દી પડી છે.

| નામ | વર્ષ | કોની પાસેથી અને શી રીતે મળ્યા |
|---|---|---|
| મદ્રાસ | ૧૬૩૯ | અંગ્રેજોએ શાહજાંહની પરવાનગીથી વસાવ્યું |
| મુંબઇ | ૧૬૬૮ | ઇંગ્લંડનાં રાજા પાસેથી કમ્પનીએ મેળવ્યું |
| કલકતાં અને આસપાસના ગામ | ૧૬૯૬ | ઔરંગઝેબના પૌત્ર પાસેથી વેચાણ લીધા |
| ૨૪ પરગણા | ૧૭૫૭ | મીરજાફર પાસેથી ઇનામ દાખલ મળ્યાં. |
| મછલીપટ્ટણ | ૧૭૫૯ | ફ્રેંન્ચ લોકો પાસેથી લડાઇમાં મળ્યું. |
| બરદ્વાન-મિદનાપુ, ચીતાગોંગ | ૧૭૬૦ | મીરકાસમ પાસેથી ઇનામમાં મળ્યાં. |
| બંગાળાં, બહાર, ઓરિસા | ૧૭૬૫ | બીજા શાહઆલમે ઉપકારના બદલામાં આપ્યાં |
| ઉતર સરકાર પ્રાંતઃ–ગંતુર–કોંડાપી-એલોર–રાજમાંદ્રી અને સીકાકોમ) | ૧૭૬૫ | નીજામ પાસેથી મદદને પેટે (શાહઆલીમની કબૂલાતથી) મળ્યા. |
| ડીંડીગલ અને મલબાર | ૧૭૯૨ | ટીપુ પાસેથી શ્રીરંગપટણના કરારથી મળ્યા |
| કેનેરા–કોઇમટુર–વાઇનાદ | ૧૭૯૯ | ટીપુના મરણથી મળ્યા |
| નીજામે આપેલા પ્રાંતોઃ– (બેલારી–કડપા અને કર્નુલનો થોડો ભાગ.) | ૧૮૦૦ | નીજામ પાસેથી લશ્કરના ખરચને પેટે લીધા |
| તંજાવર | ૧૮૦૦ | રાજાએ પેન્શન લઇ ઇંગ્રેજને સ્વાધીન કીધું |
| અયોધ્યાના નવાબે આપેલા પ્રાંતોઃ–(હાલના વાયવ્ય પ્રાંતોમાંનો ઘણો ખરો ભાગઃ— અલાહબાદ, ફતેહપુર, કહાનપુર, આલમઘઢ, ગોરકપુર, બરેલી, મોરાદાબાદ, બીજનુર, બુદાઓન, અને શાહજહાનપુર.) | ૧૮૦૧ | નવાબ પાસેથી લશ્કરના ખરચને પેટે મળ્યા |
| કર્ણાટક | ૧૮૦૧ | મહમ્મદઅલીના છોકરાએ પેન્શન લઇ ઇંગ્રેજને આપ્યું. |
| સુરત | ૧૮૦૨ | પેશ્વા પાસેથી વસઇના કરારમાં મળ્યું. |
| કટક અને બાલાસોર | ૧૮૦૩ | રઘુજી ભોંસ્લે પાસેથી દેવગામના કરારમાં મળ્યાં |
| દિલ્હી, આગ્રા, અને બુંદે | ૧૮૦૩ | દોલતરાય સીંધીઆ પાસેથી જીતી લીધાં, |
| કલંગ અને મલુન | ૧૮૧૫ | ગુરખાં લોકો પાસેથી લડાઇમાં મળ્યાં. |
| પુના અને દક્ષિણ મહારાષ્ટ | ૧૮૧૮ | પેશ્વાઇ નાબુદ થવાથી મળ્યાં. |
| આસામ, આરાકાન, કાચર અને જીન્યા. | ૧૮૨૬ | બ્રહ્મદેશના રાજા પાસે યેન્દાબુના કરારથી મળ્યું |
| કુર્ગ | ૧૮૩૪ | રાજાના જુલમથી જીતી લીધું. |
| જલંદર દોઆબ | ૧૮૪૬ | સીખ લોકો પાસેથી જીતી લીધું. |
| સતારા | ૧૮૪૮ | રાજા અપુત્ર મરણ પામવાથી ખાલસા કીધું |
| પંજાબ | ૧૮૪૯ | શીખ લોકો પાસેથી જીતી લીધું. |
| પેગુ | ૧૮૫૨ | બ્રહ્મદેશના રાજા પાસેથી જીતી લીધું |
| વરાડ | ૧૮૫૩ | નિજામ પાસથી લશ્કરના ખરચ બદલ રાખ્યો |
| નાગપુર અને જહાંસી | ૧૮૫૩ | રાજા અપુત્ર મરણ પામવાથી ખાલસા કીધાં |
| અયોધ્યા. | ૧૮૫૬ | નવાબના અંધેર રાજ્યનું બહાનું કાઢીને ખાલસા કીધું |
| બ્રહ્મદેશ | ૧૮૮૬ | રાજા થીબોને હરાવી પદ ભ્રષ્ટ કરી લીધો. |

रतनलाल. वी. तोलाट.

# पेन्शननी अरजी.

(ગયા અંકનું સાંધણુ)

તેની પૂરે પૂરી ખબર લેય. પરંતુ સુકન્યાના નિદ્રામાં પણ હસતા નિર્મળ ચેહરા તરફ જોતાંજ તેનો તે વિચાર હવામાં ઉડી ગયો. અને અવાજ ન થાય તેમ દબાતે પગલે તેઓ ધીરે ધીરે બાર બેઠકનાં દીવાનખાનામાં જઈ બેઠા.

પેટમાં કડકડીને લાગી હતી, તે હમણાં સૂધી કામમાં જણાયું નહોતું પણ નિરાંત થતાં પેટનો અગ્નિ બેવડા જોરથી ભડકી ઉઠયો એટલામાં વળી આગમાં ઘી હોમતા હોય તેમ પરહેજ થએલા જુવાનીઆઓ તન્મય થઇ રાષ્ટ્રગીતો લલકારવા લાગ્યા— "આવશે એ દીન આવશે." તેના સુરો દારોગા સાહેબના કાનમાં પેસી હૃદયને હચમચાવવા લાગ્યા. તેઓને વિચાર થયો કે બંદીવાનોને ગાતા બંધ કરે પણ પગ ઉપડયા નહીં. તેઓ ઇઝીચેર ઉપર પડયા પડયા મનમાંજ બબડર્યા:—"ભલે આજનો દિવસ જેટલું આરડવું હોય તેટલું આરડી લેય કાલેજ તેને મોટા સાહેબ પાસે મોકલી આપું એટલે ત્યાં ખબર પડશે."

નટવર બાબુ આવા વિચારોમાં ગુલતાન હતા એટલામાંજ બૂમ બરાડાથી ચમકી ઉઠયા.

"આગ! આગ!" નો કોલાહલ થઇ રહયો હતો, તેઓ એક ફલંગ મારી બાર પહોંચ્યા તો જોયું કે રસોડાના ભાગમાંથી ભડકા નીકળે છે. નોકરે હાંફતે હાંફતે આવી કહ્યું:—'ઘરમાં આગ લાગી છે."

દારોગાસાહેબ એક શ્વાસે શયનગ્રહ તરફ દોડયા પણ સત્યાનાશનીપાટી તેનો દાદરો તો ભડભડ કરતો બળે છે; તેના ઉપર જવાય તેમ નથી. છતાં પણ તેઓ તે તરફ દોડયા. પણ જરા આગળ જતાં આગ ઓલવવા માટે સિપાહીઓ જે પાણીનો છંટકાવ કરતા હતા તેથી થએલા કાદવ ઉપર પગ લપસ્યો અને ઠડ્ડડ્ ભૂસ કરતા જમીન સાથે મળી ગયા. નિદારૂણ આઘાતથી શરીર અવસન્ન થયા છતાં પણ તેઓ પાછા ઉઠી ઉભા થયા પરંતુ તેઓનું શરીર થરથર કરતું કંપવા લાગ્યું. અને તરતજ માથામાં ફેર આવતાં પાછા માથે હાથ દઇ બેસી ગયા. વળી ઉઠવાની તજવીજ કરી પણ ઉઠાયું નહીં. વાંચક; વૃદ્ધના મનની આ વખતે શી અવસ્થા હશે એ સમજાવવા મારી પાસે શબ્દો નથી, અંધાની આંખ, ઘડપણનો ટેકો, પોતાની પુત્રીને આગ વચમાં ઘેરાએલી જોય છે, પોતે મદદ કરી શકતા નથી. નટવરબાબુના હૃદયમાં શું તોફાન જાગ્યું છે. તે તું કેવી રીતે સમજી પણ શકીશ. હા જો કોઇ તારી પ્રિયમાં પ્રિય ચીજ ત્હારા હાથમાંથી જતી હોય વળી તે તું નજરે નજર જોતો હોય છતાં બચાવી ન શકતો હોય એવો કોઇ પ્રસંગ તેં અનુભવ્યો હોય તો તે સમયનું ધ્યાન ધર તોજ તું નટવર બાબુના હૃદયની ચિંતા જાણી શકીશ બાકી તો, "જાણ્યું નવ આવે રે માણ્યાને પરમાણે" એ ભક્ત દયારામનું વાકયજ સાર્થક છે.

વૃદ્ધ દારોગાબાબુ છાતી ફાટ રોવા લાગ્યા. સિપાહીઓ પ્રાણપણે આગ ઓલવવાની ચેષ્ટા કરવા લાગ્યા પરંતુ આજે આખા ગામમાં ભક્ષ ન મળ્યો હોવાથી બહુજ ક્ષુધિત થએલા અગ્નિદેવ કબજે આવ્યા નહીં. બીજો કોઇ ઉપાય ન રહ્યો ત્યારે નટવર બાબુ "સુખે સાંભળે સુન્દરી ને દુઃખે સાંભળે રામ" રામને-પ્રભુને સંભાળવા લાગ્યા. પરંતુ અગ્નિ તો ભયંકર સ્વરૂપ ધારણ કરવા લાગ્યો. એટલામાં અગ્નિની ચરચરાટી અને સિપાહી તથા કોન્સટેબલોની રાડોને દાબી દેતો વન્દેમાતરમનો ગંભીર ધ્વની સંભળાયો અજાયબીથી ચોકીદારોએ પાછળ ફરીને જોયું તો જણાયું કે આજે પકડેલા જુવાનીઆઓ ચોકીની બારી તોડી નાખી બાહર નીકળી આવ્યા છે રામજીવન, ગોવર્ધન વિગેરે કેટ-

લોક સિપાહીઓ તેનો રસ્તો રોકી ઉભા પરંતુ તેને ઉદ્દેશી રમેશ બોલ્યોઃ-"શા માટે રોકો છો; બાપુ. હમે કંઇ ભાગી જવા માગતા નથી. અને જો ભાગી જવું હોય તો શું તમે આટલા માણસોથી હમને રોકી શકો ? જો તા નથી કે તમારી સ્હામેજ તમારા દારોગા સાહેબની પુત્રી બળી ખાખ થાય છે. હમે હમારૂં કામ કરી પાછા તમારે શરણે આવીશું હમણાં જવાદો. હમે ભાગવાના નથી."

બીજો એક પણ બોલ બોલ્યા શિવાય રમેશ ચન્દ્રે એક શેતરંજી ઉપાડી લીધી તથા તેને પાણીમાં ભીંજવી પોતાને શરીરે વીંટી લીધી અને અગ્નિની વચ્ચે ગુમ થયો. કુદરત બોલવા લાગીઃ—

ન બર્છીસે ન ભાલેસે ન ખંજરસે ન પથકાંસે;
જો દુશ્મનકો કોઇ મારે તો મારે તેગે એહસાંસે.



## પ્રકરણ ૬ ઠું.



## ઉપસંહાર.



બીજા જુવાનો પણ માતૃગાન ગાતા જીવ-તોડ મેહનતે આગ ઓલવવા લાગ્યા. અને તેઓની મેહનત જોઇ બીજાઓ પણ બેવડા ઉત્સાહથી તેને મદદ કરવા લાગ્યા દરેકની નજર અંદરના ભાગ તરફ હતી એટલામાં તો રમેશચન્દ્ર બે ભાન થએલી સુકન્યાને ઉપાડી આવતો દેખાયો સર્વ જુવાનો કાન ફોડી નાખનારા અવાજથી વંદેમાતરમ્ની ધ્વની કરવા લાગ્યા અને અરસ પરસ ઉત્સાહ પ્રેરવા લાગ્યા. રમેશે બાહાર આવી પાણીથી ઝરઝરતી ભીની શેતરંજીમાં વીંટેલી સુકન્યાને અધગાંડા જેવા થઇ ફાટે રાળે વાટ જોઇ રહેલા નટવરબાબુના ખોળામાં મૂકી. અપત્ય સ્નેહથી વૃદ્ધની સંજ્ઞાશક્તિ ઉડી ગઇ હતી તેની આંખો ઉઘાડી હતી છતાં તેના મગજમાં ભાન નહોતું તેને મનતો આ બધું સ્વપ્ન જ હતું કેટલાક જુવાનો તેને માથે પાણી છાંટી તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ઇશ્વરે તેઓની મેહનત સ્હામું જોયું. દારોગા સાહેબ શુદ્ધિમાં આવ્યા, સુકન્યા પણ શુદ્ધિમાં આવી અને હવે આંગ પણ કાબુમાં આવવા લાગી.

આવી રીતે સર્વ ઠીકઠાક થયાં પછી જમાદાર તરફ ફરી રમેશ બોલ્યોઃ—"જમાદાર સાહેબ હવે હમારૂં કામ પૂર્ણ થયું છે માટે ચાલો જે જગ્યા બતાવો ત્યાં પૂરાવા તૈયાર છીએ."

નટવરબાબુ તથા સુકન્યા બન્નેની આંખો રમેશ ઉપરજ ચોટી રહી હતી. સુકન્યાએ વિચાર્યું આજે આ જુવાનની મેહનતથીજ પોતે બીજો અવતાર પામી છે. પરંતુ તેઓની તે કૃતજ્ઞ દૃષ્ટિ રમેશ જોઇ શકયો નહીં. કારણ કે તે તો અગ્નિસ્પર્શથી અર્ધી બળી ગએલી પોતાની રાખડીને પાછો ઠીક કરીને બાંધતો હતો રમેશનું બોલવું સાંભળી તરતજ દારોગા સાહેબ બોલ્યાઃ—"જમાદાર તમે અહીંનો બંદોબસ્ત કરો, બાબુઓને રહેવા માટેની તજવીજ હું કરૂં છું."

* * * * *

આ બિના પછી બીજે દિવસે નટવરબાબુની પાલખી પોલિસ સાહેબના બંગલા પાસે આવી ઉભી રહી. મેલાપ થતાં સાહેબ દારોગાસાહેબનું મોઢું જોઇ વિસ્મિત થયા જાણે આ નટવર બાબુજ નહીં.

"બોલો મી. દત્ત. તમારી તરફના સમાચાર શા છે" સાહેબે પૂછ્યું.

"અન્નદાતા" દારોગાબાબુ હાથ જોડી બોલ્યાઃ—"હવે તો મારો હરિભજનનો વખત છે. હવે મારાથી મેહનત થઇ શકતી નથી, આપની મહે

વખત નોકરી કરી તેથી આ પેન્શનની અરજી આપવા આવ્યો છું."

"વાહ બાબુ!" તેના જવાબથી અજબ થઇ પોલિસ સાહેબ બોલ્યાઃ—"હજુ તો તમારી ડીગ્રી વધવાનો ચાન્સ છે. તમે તો ખિતાબ મેળવવાને લાયક છો. તેવામાંજ પેન્શન લેવાની જરૂર શું? તમારા જેવા અનુભવી કામદારોની તો ગવર્નમેન્ટને ખાસ જરૂર છે."

"મારે કેટલાં પેટ ભરવાં છે હજુર." "નટવર બાબુ બોલ્યાઃ—"આપની કૃપાથી જે કટકો બટકો મલશે તેમાંજ મારૂં પુરૂં થઇ રહેશે. હું ગરીબ માણસનું ફરજંદ તેને વળી રાવ ને રાજા થઇ શું કરવું છે? જો આપ આ મારી અરજી કબુલ કરશો તો હું આપનો જનમ જનમનો ઋણી રહીશ."

પોલીસ સાહેબે માન્યું કે જરૂર નટવર બાબુનું ભેજું ચસકી ગયું છે. નટવર બાબુ અરજી આપી ચાલતા થયા.

* * * * *

નટવર બાબુએ પેન્શન લીધું, પુરાવાની ગેરહાજરીમાં સર્વ જુવાનોને ચોકીમાંથીજ છોડી મુકવામાં આવ્યા પણ ગુનેહગારને સજા કર્યા વિના કેમ ચાલે, રમેશને કેહની સજા કરવામાં આવી-તેને સુકન્યાના પ્રેમ બંધનની બેડીમાં જકડવામાં આવ્યો. ત્યારે જુવાનીઆઓ કહેતા હતા કે 'હમારા રમેશે દારોગા સાહેબને રક્ષા બંધનથી બાંધ્યા હતા તે દંડ લેવામાં આવ્યો' ગમે તે હો પણ બે મહીના પછી રમેશ તથા સુકન્યાનાં લગ્ન થયાં માટે આપણે પણ હવે તે લગ્નના આનંદ સાથે રૂખસત લઇ કહેશું કે Alls well that ends well. સર્વ સારૂં જેનું છેવટ સારૂં. સમારતમ્ શુભલગ્નમ્ ક્ષેમમ કલ્યાણમારોગ્યં નિર્વિઘ્નેન શુભંભવતુ.

हरिहर.

## भद्रचंद्रनो भेद.

अथवा

## प्रेम प्राबल्य.



(લખનાર—અંતશર્મિ)

### પ્રકરણ ૧ લું.



બે છબી.

ધનનું લેશ મહત્વ નહિ, પવિત્ર છે જ્યાં પ્રેમ;
અનિષ્ટ થાઓ કે પછી, થાઓ કુશળ ક્ષેમ.

શરચ્ચંદ્ર પોતાનાં દિવાનખાનાંનાં છજા ઉપર બેઠો હતો. મુંબાઈનો સમુદ્રવાયુ સાયંકાળ સમયે અત્યંત આનંદદાયક હોય છે, અને વળી આ ભદ્રચંદ્રનો બંગલો બેકબેની પાસેજ સમુદ્ર તીરપર આવેલો હતો અને છજાની નીચેજ એક નાનો પણ સુંદર બાગ પણ શોભી રહયો હતો; જાઇ, જુઇ, મોગરો, ચંપો, ચમેલી, મરવો અને ગુલાબ વગેરે સુવાસિક અને ઉત્તમ પુષ્પોનાં વૃક્ષો સર્વત્ર જોવામાં આવતાં હતાં; એ વૃક્ષોપરથી આવનાર સમુદ્ર વાયુ, એટલે શું? મુંબઇના ઉન્હાળાની ગર્મીથી કંટાળેલા જીવને અમૃત સંજીવનીજ.

પરંતુ આ મનોહર આદર્શ તરફ શરચ્ચંદ્રની વૃત્તિ છે, એમ ભાસતું નહોતું, તેનું સઘળું ધ્યાન તેની સામે પડેલી બે છબીઓમાં પરોવાયલું પ્રત્યક્ષ જણાતું હતું. એ બન્ને છબીઓ સવારની પોસ્ટમાં જ આવેલી હતી, અને તે ભદ્રચંદ્રે તત્કાળજ તેના સ્વાધીનમાં આપી દીધી હતી. બન્ને બારથી તેર વર્ષની કન્યાઓનીજ છબીઓ હતી, બન્ને સુંદર હતી, એકનો પિતા કુળમાં નાનો પણ જાગીરદાર

હતો અને દીકરીને પૈસાની સારી રકમ આપવાને તૈયાર હતો. શરચ્ચંદ્રે પોતે તે કન્યાને દીઠી હતી અને તેને તે પસંદ પણ હતી.

બીજી કન્યા ગરીબની દીકરી હતી, પણ છ મહિના પહેલાં ભદ્રચંદ્રે તેનાજ ગામમાં કેટલીક જમીન ખરીદી હતી, ત્યારે શરચ્ચંદ્ર તેના પિતાના ઘરમાંજ વસતો હતો. તે સમયે શરચ્ચંદ્રની અને કન્યાની બહુવાર એક નજર થઇ હતી. એ સમય પછી શરચ્ચંદ્રના મનમાં તેના વિષે અને તેના મનમાં શરચ્ચંદ્ર વિષે કાંઇ જૂદા પ્રકારનાજ અંકુરો ફુટયા હતા. તેમજ એ પ્રેમાંકુરો કાંઇ ક્ષણભંગુર નથી, એમ શરચ્ચંદ્રનું મન તેને સાક્ષી આપ્યા કરતું હતું. ત્યારે હવે આ બન્નેમાંથી કોની સાથે સંબંધ કરવો ? એ વિષે શરચ્ચંદ્ર મોટી વિમાસણમાં આવી પડયો હતો.

પૈસો જોઇને સંબંધ જોડવો, એવી ભદ્રચંદ્રની ઇચ્છા ન હતી. જો કે પ્રથમ તેનો કેટલોક સમય વિપત્તિમાં ગયો હતો, પણ પાછળથી તેણે ખુબ પૈસા મેળવ્યા હતા; આ મુંબઇનો બંગલો કાંઇ તેનો પોતાનો નહોતો, પણ ભાડે રાખેલો હતો. ભાડે રાખવાનું કારણ એ કે, તેને થોડી ઘણી દમની બીમારી હોવાથી તે હવા બદલ માટે અવાર નવાર મુંબઇ આવ્યા કરતો હતો. ભદ્રચંદ્ર મૂળ નિવાસી કયાંનો છે, તેની કોઇને ખબર નહોતી, તો પણ લોકોમાં તેનું માન બહુ સારૂં હતું. એને ઘેર મોટા મોટા જાગીરદાર સુદ્ધાં પણ પોતાની દીકરીઓ આપવાને તૈયાર હતા. એ ઉપરથીજ એની આબરૂ કેટલી અને કેવી છે, તે પ્રત્યક્ષ જણાઇ આવતું હતું. શરચ્ચંદ્ર કાંઇ અશિક્ષિત ન હતો, મેડિકલ કોલેજમાં તેણે L. M. & S. ની પદવી મેળવેલી હતી, તેમજ દેશી વૈદ્ય વિદ્યાપર પણ તેનો પ્રેમ હોવાથી હાલ તેણે ચરક તથા સુશ્રુતાદિના અભ્યાસનો આરંભ કરેલો હતો.

ત્યારે કઇ કન્યા પસંદ કરવી ? એ વિષે તે મોટા વિચારમાં પડી ગયો. બીજી જે ગરીબની કન્યા, તેની તરફ તેના મનનું વલણ હતું; પરંતુ જાગીરદાર, પૈસા તથા મોટા સાથે સગાઇ વગેરે બાબતોનું સ્મરણ થતાં તે પાછો વિમાસણરૂપી દરિયામાં ગોથાં ખાવા માંડતો.

આ વિમાસણ અને વિચારમાં તેની કેટલીક વેળા વીતી ગઇ પરંતુ શરચ્ચંદ્રને તેનું ભાન નહોતું એટલામાં દાદરપરથી કોકનાં પગલાંનો અવાજ સંભળાયો, તે સાંભળીને પિતાજી આવ્યા જાણી જલ્દી ઉઠીને તેણે દીવાસળી સળગાવી અને લેમ્પને પ્રકાશિત કર્યો. ભદ્રચંદ્ર ઉપર આવ્યો અને પાઘડી ખુંટીએ ટાંગીને છજા પર પોતાના પુત્ર પાસે આવી બેઠો. સમક્ષ પડેલી બે છબીઓનું ત્યાં સ્વાભાવિક દર્શન થતાં તેણે પુત્રને સવાલ કર્યો કે, "કેમ શરચ્ચંદ્ર ! શો વિચાર કર્યો ?"

એ પ્રશ્ન સાંભળતાંજ શરચ્ચંદ્ર ગભરાયો. તેણે વડિલ ગુસ્સે થયા છે કે શું ? એમ ધારીને એકવાર ભદ્રચંદ્રના મુખ તરફ જોયું. પરંતુ તેની શંકા નિર્મૂલ નીકળી કારણ કે, તેને ગુસ્સે થવાનો કોઇ સબબજ નહોતો. ઘણો, સમજુને કુલીન પુત્ર જાણીને ભદ્રચંદ્રે સવારમાં તે બન્ને પત્રો (કે જેમાં તે બે તસ્વીરો આવેલી હતી તે) તત્કાલજ શરચ્ચંદ્રને સ્વાધીન કર્યા હતાં, તથા તે બન્નેમાંથી તેને કઇ કન્યા પસંદ છે, તે જોવાનું કહી મૂકયું હતું. તેનો દૃઢ નિશ્ચય હતો કે, "મારો પુત્ર માત્ર રૂપને જોઇને ગુણોને વિસારી મૂકે તેવો નથી." વળી કન્યાની મુખ મુદ્રા ઉપરથીજ તેના સ્વભાવ અને લક્ષણોનું સંપૂર્ણ ભાન થઇ શકે નહિ, તેથી આપણામાં કન્યાને પ્રત્યક્ષ જોવાની રીતિ છે; એ પણ શરચ્ચંદ્રને તેણે સારી રીતે સમજાવી મૂકયું હતું. અને એ બેમાંથી એકને તો શરચ્ચંદ્રે જોઇ પણ હતી. એ સઘળી બાબતો પરથી "મારો પુત્ર જે પ્રેમદા પસંદ કરશે, તે સારી જોઇનેજ કરશે" એવો ભદ્રચંદ્રના મનનો પૂર્ણ નિશ્ચય હતો.

શરચ્ચંદ્ર અદ્યાપિ કોઇ પણ નિશ્ચયપર આવેલો નહોતો, અને વડિલના પ્રશ્નનું કાંઇક પણ ઉત્તર તો આપવુંજ જોઇએ, માટે પોતાપરની જવાબદારી ધકેલી દેવાના હેતુથી તે બોલ્યો "વિચાર જે આપનો હોય. તેજ પિતા જે કરશે તે પૂર્ણ વિચારનું અને પુત્રના કલ્યાણનુંજ કાર્ય કરશે, એવું મારૂં દૃઢ મત છે."

"હું જાગીરદારની કન્યાને પસંદ કરૂં છું." ભદ્રચંદ્રે કહ્યું "મોટા સાથે સંગાઇ, કન્યા રૂપાળી, પૈસા પુષ્કળ, તથા કાયમનો આધાર સઘળાં સુખો આપશે અને સસરો, જમાઇનું માન પણ સારૂં રાખશે."

"એ એક તુચ્છ વાર્ત્તા છે." શરચ્ચંદ્રે જરા ક જોશમાં કહ્યું. "દીધું કેટલા દિવસ પહોંચવાનું છે!"

"મારો વિચાર એવો છે કે, હુ કહું છું તે ઠીક છે." વળી પણ ભદ્રચંદ્રે પોતાનું પૂર્વમત પ્રદર્શિત કરતાં કહ્યું.

"પણ મને કોઇ સત્યતાથી પૂછશે કે, તને કઇ સ્ત્રી પસંદ છે? તો હું બેલાશક કહી શકું, આ ગરીબની કન્યા." શરચ્ચંદ્ર પોતાના મતને દબાવતો પણ સ્વસ્થ ચિત્તે બોલ્યો.

"તેનો પિતા કાંઇ વધારે પૈસા આપે, તેવું દેખાતું નથી તેમજ પાછળથી પણ કાંઇ મળવાની આશા નથી. પણ તે તેની દીકરી છે."

શરચ્ચંદ્ર આ ગંતના ભેદ ભરેલાં શબ્દોનો અર્થ સમજી ન શકયો. તેણે ભદ્રચંદ્રના મુખપ્રતિ દૃષ્ટિ કરી તો, તે એકા એક પડી ગએલું અને કાળુ થએલું દેખાયું. પિતાની મુખ મુદ્રા વિષમ થઇ ગઇ અને આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. આવી સ્થિતિનું અવલોકન કરીને શરચ્ચંદ્ર વિસ્મિત થઇ ગયો તેણે કહ્યું, "પિતાજી! આ શું? આપને એકાએક શું થયું?"

ભદ્રચંદ્રે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને આંખો લુંછીને કહ્યું કે, "પુત્ર! બેસ મને કાંઇ પણ થયું નથી. મેં પ્રથમથીજ ધાર્યું હતું કે, આવો એકાદ દિવસ આવશે અને તે આજેજ આવ્યો. પ્રભુ ઇચ્છા. મારો વૃત્તાંત તે એક ભેદ છે અને તે ભેદ રૂપેજ ગુપ્ત રહેવો જોઇએ, લગ્ન પશ્ચાત્ તારી સુખ-દુઃખ ભાગિની સ્ત્રીને પણ આ વાર્ત્તા કહેવી એ યોગ્ય નથી. માત્ર તનેજ એ વાત જાણવી જરૂરની છે અને તેથી હું જે કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળ."

ભદ્રચંદ્રનું આવું આશ્ચર્ય કારક ભાષણ સાંભળીને શરચ્ચંદ્ર મહાન વિચારમાં પડી ગયો. "પિતાની પૂર્ણ કૃપા હોવાથી મને માઠું લગાડવાનો તો તેમનો હેતુ હોયજ નહિ, એ એટલી બધી ગુપ્ત વાર્ત્તા તે શી હશે?" ઇત્યાદિ મનસ્તરંગ ઉદ્ભવતાં તેને તે ગુહ્ય જાણવાની સ્વાભાવિક આકાંક્ષા થઇ અને તેથી તેણે પોતાની ખુર્સી પોતાના પિતાની ખુર્સીની બાજૂમાં લીધી અને શાંત થઇને બેઠો. ભદ્રચંદ્રે પોતાના ભેદકથનનો નીચે લખવા પ્રમાણે આરંભ કર્યો.

## પ્રકરણ ૨ જું.

### ભદ્રચંદ્રનો ભેદ.

ભેદ, ભેદ ને ભેદ, આ વિશ્વે સર્વત્ર છે;
સદૈવ દેતો ખેદ, વખતે સુખ પણ દાખવે.

"પુત્ર! આજથી છત્રીસ વર્ષપર મદ્રાસથી એક વહાણ "આંડામોન" નામક બેટે જવાને નીકળ્યું. તેમાં બધા કાળાપાણીના કેદીજ હતા. ઓછામાં ઓછા સાઠ કેદી તો હમેશ બધાં સાહસ કર્મોમાં નિપુણ; કોઇ ચોર તો કોઇ લુટારો અને કોઇ ખુની તો કોઇ વળી તેથી પણ નિર્દય આવી ભેગા થયા હતા. પરંતુ એવા મંડળમાં પણ એક મનુષ્ય કાંઇક જુદી રીતનો દેખાતો હતો તેના ઉપર જ્યારે કેસ ચાલતો હતો, ત્યારે લોકોમાં એવીજ ચળવળ ચાલી રહી હતી કે, તે સર્વાંશે નિર્દોષ છે; તેમજ પૂરાવા

ઉપરથી પણ તે અપરાધી ઠરતો નહોતો. એ સરકારી નોકર હતો ત્યારે તેનો ઉપરી અમલદાર સરકારી કામોની તપાસ કરવા આવ્યો હતો, તપાસ વગેરેનું કામ પૂરૂં કરી સાહેબની સ્વારી શિકાર કરવા નીકળી, તેની સાથે શિકારી વગેરે માણસોનું ટોળું હતું તેમાં તે કેદી પણ હતો. એ શિકારનો મુખ્ય વિષય એક સિંહ હતો. સિંહે સાહેબને જોઇ તેની સામો ધસારો કર્યો અને તેથી સઘળા શિકારીઓએ સિંહને મારવાના હેતુથી ગોળીઓ છોડી, તેમાંથી કોક હુસ્ટે સિંહને બદલે સાહેબપરજ બંદુકનો ઉપયોગ કર્યો અને તેથી સિંહની સાથે સાહેબ પણ સ્વર્ગે સિધાવ્યા. સાહેબનું ખુન ? પ-ે લાગવોજ જોઇએ. એટલે પોલીસે કોઇને તો પકડવો જોઇએજ પછી તે દોષી હો કે નિર્દોષી, તેની ચિંતા નહિ. આવા ન્યાયથી એ ભલા કેદીનેજ પકડવામાં આવ્યો. થઇ ચુક્યું. બાકીના બધા તે વખતેજ સાક્ષી બની ગયા અને પોલીસની સમજુતીથી સઘળા જોઇયે તેવીજ સાહેદી આપવા લાગ્યા. પરંતુ સેશન્સમાં કાંઇ તે રંગ જોઇએ તેવો સચ્ચાઇપર આવી શક્યો નહિ. અને તેથીજ તેને ફાંસીને બદલે કાળાપાણીની સજા થઇ.

નિરપરાધી મનુષ્યને અપરાધી ઠરાવ્યાથી તેનો સ્વભાવ ફરી જાય છે. જગત જુઠું છે, લબાડ છે અને આપ મતલબી છે, એવું સહુજ્જ સમજાય છે. તે નિસ્પૃહ ઉદાસ, નિષ્ઠુર, ઉદ્ધત અને ક્રૂર બની જાય છે. તેથી કેદખાનામાં પણ એવા મનુષ્યોની આબરૂ સારી હોતી નથી, માટે દારોગો પણ તેનેજ વધારે પજવે છે. એવા અનેક દુઃખોથી કંટાળીને તે ગમે તે કરવાને તૈયાર થાય છે અને તેને તે પ્રમાણેનો પ્રસંગ પણ પ્રાપ્ત થયો. એક દિવસે વહાણમાંના કેદીઓએ મળીને બંડ કરવાનો વિચાર કર્યો. વહાણપરના કેપટનના હાથ નીચેનો માસ્ટર આપણો સ્વજ્ઞાતિ બંધુ હતો. વહાણપરના બધા સિપાઇઓને ઠાર મારવા અને વહાણને સિલોનને કિનારે લઇ જવું ને ત્યાં છુટીને પાર થવું, એવો તે સર્વ બંધવાઓએ અંતે નિર્ણય કર્યો.

ઉપલો વિચાર તે નિરપરાધી માણસને ગમ્યો નહિ, ખુનની વાત સાંભળીને તેના શરીર ઉપર રોમાંચ ખડા થયા, એક કીડીને પણ મારવાની વાત જેના મનમાં આવે નહિ, તેનાથી માણસોનાં ખુન તે કેમ કરી શકાય ? કારણ કે તે બીજાઓ જેવો દુષ્ટ કર્મો કરનારો નહોતો. તે કેદીઓને એણે ઘણી યુક્તિઓ દેખાડી, પણ તેઓને તે પસંદ પડી નહિ. અંતે એણે એવો વિચાર કર્યો કે, પોતે કંઇ પણ ઉચ્છૃંખલતા કર્યા વિના સ્વસ્થ અને શાંત થઇ બેસી રહેવું. માસ્ટર અને તેની સ્ત્રીએ તેનો સારો આદરસત્કાર કર્યો હતો અને માસ્ટરના મનમાં એવું હતું કે, જીવ જાય તોપણ એને તો આપણે બચાવવો. કેમકે, તેનાં આચરણ સારાં હતાં. પરંતુ એ વાત તેણે કોઇ પાસે ફોડી નહોતી.

ઠરાવેલે દિવસે રાત્રે કેદીઓએ બંડ કર્યું, અને જહેરગીર સિપાઇઓને સુતેલાજ ઠાર કરી તેઓ માસ્ટર સુતો હતો તે જગાએ આવ્યા. માસ્ટરનું રક્ષણ કરવાની તે નિરપરાધી વાટ જોતોજ હતો. તેણે તેમને માસ્ટરની નજદીક ન આવવા વિષે કહ્યું પણ તેઓએ ગણકાર્યું નહિ. બંન્ને પક્ષની ઝટાપટી શરૂ થઇ, દંગાના ગડબડાટથી માસ્ટર જાગૃત થયો. અને તેણે ઘંટ વગાડતાંજ જે બીજા સિપાઇઓ હતા, તે ભેગા થયા; અને કેદીઓને ફરીવાર બેડીઓ ઠોકી દીધી. માસ્ટરે આ પ્રતાપચંદ્ર નિરપરાધીએજ આપણો જીવ બચાવ્યો, એમ જાણી લીધું અને તેથી તેને છોડવવાને ઘણાએ પ્રયત્ન કર્યા; પરંતુ સર્વે સિપાઈઓએ એનેજ દંગાનું કારણ જાણી એના ઉપરજ વધારે ચોકસી રાખી.

માસ્ટરના મનમાં એ વાર્તાનું સ્મરણ રહી ગયું. આપણા પ્રાણ જેણે બચાવ્યા, તે પ્રતાપચંદ્રને તો કારાગ્રહમાંથી મુક્ત કરવોજ જોઇએ. એવો તેનો નિશ્ચય થયો, પોતાના હાથ નીચેના મનુષ્યોની સહાય

તાથી એક દિવસ સઘળા સિપાઈઓને ખુબ દારૂ પાઇને બેભાન કર્યા. એક માણસે પ્રતાપચંદ્રને કોટડીમાંથી બહાર કાઢયો, માસ્ટરે તેને એક હોડી અને ખાવા સારૂ અન્ન સામગ્રી આપી અને કહયું કે "હું જે વાત કહું છું, તે ધ્યાન આપી સાંભળો. તમને નસાડવાના આ કાર્યમાં મારૂં અંગ છે, એ વાત જો બહાર આવી તો ખરેખર મને કઠિન શિક્ષા ભોગવવી પડશે. પરંતુ જેણે મારા પ્રાણ બચાવ્યા છે, તેનાં ભલાં માટે ગમે તેવા વિકટ પ્રસંગને સહન કરવાને હું તૈયાર છું. માત્ર તમે પોતાનું નામ અને થાય તેટલી મુખાકૃતિ બદલીને કોઇ સારો ધંધો કરી રહેજો. જો પ્રભુ કૃપાથી કોઇ દિવસે વળી પણ આપણો મેલાપ થાય, તો તમને છોડવવાને મેં જે પરિશ્રમ વેઠયો છે, તેના બદલામાં તમને જોઇને મને સંતોષ થાય, એવા વર્તનથી વર્તતા રહેજો."

એ ભાષણ સાંભળી પ્રતાપચંદ્રની આંખોમાંથી આંસુ ખરી પડયાં અને પ્રત્યુતરમાં તે બોલ્યો "મને આભારના ભાર તળે લેનારા ઉદાર સત્પુરૂષ! હું આપના ઉપદેશ પ્રમાણે વર્તીશ. મેં ખુન કર્યુંજ નથી. મને વિનાપરાધે શિક્ષા મળતાં એવું થઇ ગયું હતું કે, ધર્મ અને સત્યતાને આ સૃષ્ટિમાં કોઇ જાણતુંજ નથી. પણ નહિ, આપના સદવર્તનથી વિશ્વમાં સર્વ વસ્તુ સમાન નથી, એ તે જગન્નિયંતા જગદિશ્વરે મને તાદૃશ્ય દેખાડી દીધું. તે દીનદયાળુ દીનાનાથ પાસેથી કરદ્વય જોડીને મારૂં એજ માગવું છે, કે આપના કહેવા પ્રમાણેનું આચરણ મારાથી બની શકે."

પોતાના એ ઉદગારોને પૂર્ણ કરી તેણે કેદીનાં કપડાં ઉતારીને માસ્તરે આપેલાં બીજાં વસ્ત્રો પહેરી લીધાં અને હોડીમાં બેસીને થોડીક વાર પછી વહાણથી વિખુટો પડયો.

## પ્રકરણ ૩ જું.

### ભદ્રચંદ્રનો ભેદ. (ચાલુ) સંકટ અને સુખ.

રાત ઉપરથી રાત, પડે નહિ અવનીવિષે,
થાયે શુભ્ર પ્રભાત, રાત વીતતાં તરત જો.

હજી તો પ્રતાપચંદ્રને વહાણથી દુર થયાને પૂરી પાંચ દશ પળ પણ નહી થઇ હોય, એટલામાં પવન એકાએક તોફાની થયો, તેથી વહાણ પણ દરીયામાં આમથી તેમ ડોલવા લાગ્યું તો પછી હોડીની તો વાતજ શી? હોડી તો ડુબી ગઇ, પણ સારે નસીબે પ્રતાપચંદ્રને હાથ એક પાટિયું આવી ગયું અને તેણે તેનો આશ્રય લીધો. તોફાન એક દિવસ અને એક રાત ચાલ્યું. "હું કયાં છું?" એટલું સમજવાનું ભાન પણ પ્રતાપચંદ્રને રહયું નહોતું. એવામાં ભાગ્યયોગે ત્યાંથી એક વ્યાપારીનું વહાણ પસાર થયું અને તે ઉપરના માણસોએ એક નિરાધાર જીવને સમુદ્રમાં આવી સ્થિતિમાં જોઈ દયા આવવાથી વહાણને થોભાવીને તેને ઉપર ખેંચી લીધો.

પ્રતાપચંદ્રને ભાનમાં લાવતાં ઘણો વખત લાગ્યો, એટલુંજ નહિ પણ તેને માટે બીજા લોકોને પણ ઘણી મહેનત વેઠવી પડી. વહાણમાં મુંબઈનો કોઈ શાહુકાર હતો તેના મનમાં પ્રતાપચંદ્ર વિષે ઘણીજ દયા આવી જવાથી તેણે તેની મન પૂર્વક સેવા કરી. એ શાહુકારની સેવાથીજ પ્રતાપનો પુનર્જન્મ થયો કહિયે, તો ચાલે. ભાનમાં આવ્યા પછી પ્રતાપચંદ્રે પોતાનું ભદ્રચંદ્ર નામ રાખ્યું. તેણે એ નામથીજ કેટલાક દિવસ તેજ શાહુકારની નોકરીમાં કાઢયા, પરંતુ ઘણા દિવસ તેને તાબેદારી કરવી પડી નહિ. તે શાહુકારની એકની એકજ પુત્રી હતી અને તેપણ ઉપવર થએલી હતી. તે થોડું ઘણું વાંચતાં લખતાં શીખેલી હોવાથી "લગ્નના કાર્યમાં આપણને સ્વતંત્રતા જોઇએ" એવી તેની ઇચ્છા હતી. શાહુકારના મનમાં પણ, પોતાની એકજ દીકરી હોવાથી જેને તે

આપવી તેને ઘર જમાઇ કરીને રાખવો, એવો વીચાર ઘોળાયા કરતો હતો. ભદ્રચંદ્ર વયમાં તરૂણ. વિદ્યામાં પ્રવીણ, પ્રત્યેક કાર્યમાં ચપળ, ધાર્મિક વૃત્તિનો અને મિલનસાર હોવાથી તેણે શાહુકારની સાથે તેની પુત્રીનું મન પણ પોતાની તરફ આકર્ષી લીધું હતું. વળી તેને ગુજરાતી કવિતાનો ઘણો શોક હતો અને ભદ્રચંદ્રને પણ ગુજરાતી કવિતાનો વિશેષ નાદ હતો. એથી શેઠની દીકરી અને તેનું મન મળતાં વેળા લાગી નહિ. અંતે તે શાહુકારે પોતાની પુત્રીનો વિવાહ ભદ્રચંદ્ર સાથે કરી આપ્યો અને તેને ઘર જમાઇ કરી રાખ્યો. એટલુંજ નહિ પણ પોતાના સઘળા ઇસ્ટેટનો માલેક પણ તેનેજ કર્યો.

પુત્રીનો લગ્નોત્સવ જોવા પછી શાહુકાર કાંઇ ઘણા દિવસ જીવ્યો નહિ ભદ્રચંદ્રના પુત્રનું સુખ તે જોઇ ન શક્યો. પરંતુ એ વાત એક રીતે સારીજ ...ઇ, કારણ કે, જે સમયે ભદ્રચંદ્રને ઘેર પુત્રનો પ્રસ...ત્ર થયો, તે સમયથીજ તેની સ્ત્રીને એક દુષ્ટ રોગે ...ી અને તે સુશીલા સુંદરી અંતે તેજ રોગનો ...ગ થઇ પડી. વનિતાના વિયોગથી પ્રતાપચંદ્રને અ...મા તો ભદ્રચંદ્રને ઘણીજ મનોવેદના થઇ, પરંતુ સઘળું વિસરી જઇ તેણે પોતાનો સર્વકાળ પોતાના ...કના એક લાડકવાયા પુત્રને વિદ્યા શીખવવામાં ...ને સન્માર્ગે ચઢાવવામાં વ્યતીત કર્યો.

## પ્રકરણ ૪ થું.

### ખેદભંજન અને સમાપ્તિ,

"સહુ સારૂં જેનું છેવટ સારૂં"

(શેકસ્પીયર)

એટલું કહી ભદ્રચંદ્રે પૂછ્યું કે, "પુત્ર! પ્રતાપચંદ્ર કોણ અને ભદ્રચંદ્ર કોણ? એ હવે તને સમઝાયું હશે જે માસ્ટરે આટલા ઉપકારો કરી મારા પ્રાણ અને મારૂં સ્વાતંત્ર્ય મને પાછાં આપ્યાં તેજ આ તારિ મનોહારિણી પ્રિયાનો પિતા નલિનીકાંત છે અને તે આજે અત્યંત દરિદ્રાવસ્થામાં આવી પડ્યો છે. આવા સમયમાં તેનો અને મારા ગ્રહનો પરસ્પર સંબંધ થાય, તે કેટલા બધા આનંદનો પ્રસંગ વારૂ? હવે મને કોઇપણ પ્રકારની ભીતી રહી નથી. જે અપરાધમાટે મને શિક્ષા થઇ હતી, તેની ખરી હકીકત આપો આપ બહાર આવવાથી સરકારની ખાતરી થઇ ચુકી છે અને સાચો અપરાધી પકડાઇ પણ ચુક્યો છે. પરંતુ હું વહાણમાંથી જે દિવસે ઉતર્યો, તેજ દિને થએલા તોફાનમાં બીજા માણસોની સાથે હું પણ દરિયામાં ડુબી મરણ પામ્યો, એવી બધાની સમઝ છે. નલિનીકાંતને જે દરિદ્રાવસ્થા પ્રાપ્ત થઇ, તે પણ તે દિવસના તોફાનથી તેનો સર્વ સમૃદ્ધિ વહાણની સાથે દરિયામાં ડુબી જવાથીજ તે પોતે એક પાટિયું હાથ આવવાથી એક બેટ ઉપર જીવતો નીકળ્યો અને ત્યાંથી કોઇ મુંબઇ તરફ આવતી આગબોટે ઉપર લીધો અને તેથી તે જીવતો અહીં આવવા પામ્યો. સરકારી વહાણ પરના બીજા બધા માણસોએ સમુદ્ર સમાધિ લેવાનું સંભળાય છે.

ઉપર્યુક્ત સંભાષણ સંપૂર્ણ થતાંજ શરચ્ચંદ્રે પણ પોતાનો સત્ય વૃત્તાંત પિતાને (હું નલિનીકાંતને ગૃહે રહ્યા હતો, ત્યારે તે કન્યાની ઓળખાણ થઇ હતી વગેરે) કહી સંભળાવ્યો, અને નલિનીકાંતની કન્યાએજ મારા હૃદયમાં ગૃહ કરેલું છે, એમ જણાવ્યું. કાર્ય સંપૂર્ણ, લગ્નનો નિશ્ચય થઇ ચૂક્યો. ભદ્રચંદ્ર તથા નલિનીકાંત જેને સ્નેહને પરસ્પર સંબંધથી અચળ રાખવા ઇચ્છતા હતા, તેમની ઇચ્છા દીન દયાળું પરમેશ્વરે પાર પાડી શરચ્ચંદ્ર અને સૂર્યપ્રભા લગ્નના પવિત્ર ગ્રંથિથી જન્મ માટે જોડાયાં. વેળાના વ્યતીત થવાની સાથે પતિ પત્નીના પ્રેમની વૃદ્ધિ થતી રહેવાથી તેમના દિવસો આનંદમાં નિર્ગમિત થવા લાગ્યા.



SHIVSHANKER G. SHASTRI-HARDWAR. U. P.

# શુદ્ધ શિલાજીત

## ધાતુપુષ્ટ કરનારી—હીમાલય પર્વતની અજબ અસરકારક દવા

શીલાજીતનો ગરમ અને કડવા ઔષધોમાં સમાવેશ થાય છે તે વૃદ્ધાવસ્થાને દુર કરી ફરી જવાન બનાવે છે. તરૂણને પુરૂષાર્થી બનાવે છે. તેવીજ રીતે તે દરેક પ્રકારનો પ્રમેહ, વીના રોગ, અંગની કળતર, હાથ પગમાં દુઃખાવો વગેરે દરદો દુર કરે છે. તે લોહીના વીકારો વગેરે નાશ કરે છે. મહેરૂ કોઢ, રગતપીત, દરેક જાતની દાદર, વગેરે તમામ જાતના કોઢ ઇત્યાદી રોગોનો નાશ કરે છે. મુખમાંથી નીકળતી દુર્ગંધ, દાંતમાંથી લોહીનું વહેવું, દાંતનું નબળા પડીજવું વગેરે દરેક પ્રકારના મોઢાંના દરદો તે દુર કરે છે. શરીરનું પીળું પડવું, શ્વાસના દરદો, ક્ષયરોગ, ઉન્માદ, તમામ લોહીવિકારથી થતા રોગ, કફથી થતાં દરદો, કરમથી થતા રોગ, ઇત્યાદિ રોગનો તે નાશ કરે છે.

આ મહા ઔષધીની ઉપર પ્રમાણે પ્રશંસા સર્વે આયુર્વેદ જાણનારા ઋષીઓએ કરીછે. આ દવા પરીશ્રમ કરી અમો હીમાલય પર્વત ઉપરથી આણીછે.

આ મહા ઔષધી રામબાણ છે તે માટે હજારો સરટીફીકેટો અમારી પાસે આવેલા છે.

દરેક ગ્રહસ્થ અને વૈદ્યરાજોએ અમારી પાસેથી આ દવા મંગાવવી એમ અમને સંપૂર્ણ આશા છે. તમામ સાધારણ વર્ગના લોકોને સુગમ પડે તે માટે દવાના ભાવ ઠેક હલકા રાખ્યા છે.

| તોલા. | કીંમત. | ટપાલ ખરચ. | તોલા. | કીંમત. | ટપાલ ખરચ. |
|---|---|---|---|---|---|
| ૫ | ૨ા | ૦-૫-૦ | ૪૦ | ૧૫ાા | ૦-૧૦-૦ |
| ૧૦ | ૪ા | ૦-૫-૦ | ૮૦ | ૩૦ | ૦-૧૨-૦ |
| ૨૦ | ૮ | ૦-૫-૦ | | | |

પાંચ તોલાથી ઓછી દવા મોકલવામાં આવશે નહીં.

મળવાનું ઠેકાણું :—

**શીવશંકર જી. શાસ્ત્રી.**

હીમાલય ડીપો, હરદ્વાર.

જાગૃત જીવન પ્રેસનં. ૨૪૨-૪૪ કાલબાદેવી રોડ અગિયારી ગલી મુંબઈ.

પુ. ૬ અંક ૧૧-









# ભારતજીવન

નવેંબર તથા ડીસેંબર ૧૯૦૯



સ્વ. દયાશંકર વસનજી પુરોહિત



મૂલ્ય રૂા. ત્રણ. વ્યવસ્થાપક—ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.



સચિત્ર

# ભારત જીવન.

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसि. ॥

रामायण.

  

મેનેજર અને માલેક

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.



ઈ. સ. ૧૯૦૯.

ઈ. સ. ૧૯૦૯ મૂલ્ય-રૂ. ત્રણ. સંવત ૧૯૬૫-૬૬

ભારત જીવન પ્રેસ ... રોડ ...

# ઈ. સ ૧૯૦૯ ના લેખકો.

પંચ હૃદય, વસંત, શ્રીયુત ભાઈશંકર કુબેરજી શુકલ, શ્રીયુત નિર્ભયરામ મૂળજી પુરોહિત, શ્રીયુત વસનજી દયાળજી ગણાત્રા, મકરંદ, ચન્દ્ર, દ્વૈતાદ્વૈતસ્વામી, વસંતમાધવ, પુરોહિત, તકિલ. *Frank, J. Mayer.* દિવાના, અરવિન્દ. વિલસુ, માતૃભકત, પ્રેમી, દેવદૂત, શ્રીયુત જોશી, પેતાંબર નરશી ભટ્ટ. શ્રીયુત. ન. પુ. સઘવી. D. M. P. શ્રીયુત કેશવ હર્ષદ ધ્રૂવ. શ્રીયુત હરિહર, શ્રીયુત મગનભાઈ ચતુરભાઈ, શ્રીયુત અમૃતલાલ ક. ત્રીવેદી, શ્રીયુત કૃપાશંકર ઝીણાભાઈ વૈદ્ય. હું, પુંદર. લલિત, શ્રીયુત ભાઈલાલ જ. ઉપાધ્યાય. શ્રીયુત સત્યેન્દ્રરાવ ભીમરાવ, એક સંન્યાસી, પ્રેમ ભકત, કુંદ. શ્રીયુત જગજીવન ત્રિ. દાવડા. ધનુર્ધારી. શ્રીયુત દીનાનાથ. સી. વ્યાસ. બુલબુલ. કમળ, શ્રીયુત ઠક્કર ઓધવજી તુલસીદાસ. તારા. પંચભ્રાતૃજ. શ્રીયુત રતનલાલ ખી. તોલાટ. ખંતરોર્મિ. યમૂના વિહારી, રમણિક અ. મહેતા. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા તંત્રી. વિગેરે.

## ૧૯૦૯ ના "ભારતજીવન" ની વર્ણાનુક્રમિક અનુક્રમણિકા.

### લેખ.

## कर्तव्यथी अमर थयलो श्रीयुत रमेशचंद्र दत्त.

( અવસાન પછી અંત્યેષ્ટી ક્રિયા કરવા લઈ જતી વખતની છબી. )



જન્મ ઈ. સ. ૧૮૪૮ — મૃત્યુ. ઈ. સ. ૧૯૦૯

જન્મ પવિત્ર ચરિત્ર કરી, શુભ માર્ગ ગ્રહી પરમારથનો,
દેશ તણી હિતદાઝ ધરી, બળીદાન દીધાં નિજ સ્વારથનો,
નર લેશ ખમાય વિષાદ ઉરે, ચિર ઝંખુ સમા અમ સારથને,
અસ્ત થતાં રમેશ આજ અભાગી, અસ્ત થયો શશી ભારતનો.

બુલબુલ.

ભારત જીવનપ્રેસ-મુંબઈ.





# ભારત જીવન.



॥ जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसी ॥

પુ. ૬. — નવેમ્બર—ડીસેમ્બર ૧૯૦૯ — અંક ૧૧-૧૨.

## नुतनवर्षाभिनंदन

### દી'વાળી.

રોતા અન્ન વિના સહૂ ભાઇને આહી આનંદ,
સાલમુબારક સાલમુબારક રચતા કવિજન છંદ

સાલ કોને મુબારક ?
સાલ કોને મુબારક

ગલી ગલી ચોટે ચોટે સહૂ ટોળે મળીને બાળ,
પૈસા પાછળ આગ મૂકે તે સમજાયે શું હાલ-

ફૂટયા જય તણા ફડાકા ?
ના— તૂટયા ઘર તણા કડાકા.

દીપકપાત્ર નહી પોતાનું, ના પોતાનું તેલ,
તેમાં વાટ નહીં પોતાની, છતાં હરાયા બેલ-

કહે આવી દીવાળી,
કહો શાની દીવાળી ?

દી' વાળ્યો કે દી' વણુસાળ્યો સમજાયે નવ લેશ,
લક્ષ્મીપૂજન લક્ષ્મી લેવા કે દેવા પરદેશ ?

કરો છો આવાહન વા—
વિસર્જન લક્ષ્મીનું આ ?

મંત્રોચ્ચાર કરે છે વિપ્રો, ખૂબ કર્યો છે ઠાઠ,
વહી બદલી પણ વહીવટ તો એ થાતા સોના સાઠ

ચોપડા બદલાયા જ્યાં,
ચોપડીના વાંધા ત્યાં

આનંદ કે અવસાદ તણો દિન અંતર નવ સમજાય,
સમજે કે નવ સમજે તોએ "બાવો નાચે જ્યાંય—

જોઇને બાડકી નાચે"
દીવાનો પણ ત્યમ રાચે

दीवानो.

## नोंध चर्चा.





જે ગતની બત્રીશીએ અહેવા અલીપોરના બોમ્બ કેસનો છેવટનો નિકાલ કલકત્તાની હાઈકોર્ટમાં થઇ ગયો છે. કલકત્તામાં ઉભી થયલી બોમ્બ મંડળીને કલકત્તાની ચતુર પોલીસે શોધી કહાડી હતી. અને તેમાં સામેલ થયલા કેટલાક જુવાનીઆઓ સાથે સમર્થ વિદ્વાન, શ્રીયુત અરવિંદ ઘોષ મહાશયને પણ લોઢાની બેડીઓથી જકડી, કેદખાનાની અંધારી કોટડીમાં પૂરી દીધા હતા ! અરવિંદ બાબુએ પોતાની જેલ મ્હેલનો હેવાલ લખ્યો છે તેમાં તેઓએ જણાવ્યું છે કે એ જેલમાં અમને ખાવા પિવાનું જે મળતું હતું તથા રહેવાની જે ગોઠવણો હતી તે ઉપરથી એવો અભિપ્રાય થાય છે કે એ જેલખાનું અમારે માટે તો સાક્ષાત નર્કખાનું હતું ! કોર્ટમાં ગુન્હો સાબીત થયા વગરજ અમે તો જાણે સરકારના ગુન્હેગાર થઇ સખત શિક્ષા ભોગવતા હોઇએ એવું સાબીત થતું હતું ! ખાવામાં માથાના વાળ અને કાંકરા પણ આવી જાય ! રસોઇમાં સ્વાદનું તો પુછવુંજ શું ? ન્હાવાની, સુવાની, સગવડ તો ખાસ જાણે અમારા ઉપર દયા રાખીનેજ કરી રાખેલી ! રહેવાની, સુવાની ઓરડીમાંજ ખાસ જાજરૂની સગવડ ! એટલે વેગળે જવાની તસ્દી આછી ! એક તરફ જાજરૂ ! બીજી તરફ ભોજન સ્થાન ! અપરાધ નહિં કરેલા ગૃહસ્થોને પણ એ દુષ્ટ બોમ્બ કેસે અપરાધી જેટલી વિપત્તીઓ ભોગવાવી ! કેસનો નિકાલ પણ એક વરસે એટલે ઘણુંા સાહ દહાડા પછી ! વિના અપરાધીને એક વરસની જેલ જાત્રા ! એ પણ એક જાતની કસોટી થઇ ! જેલમાં પણ કેવા સુખદુખ મળે છે તેનો અનુભવ થયો ! પણ એજ અનુભવી સ્થીતિમાં ભગવદ્ દર્શન થયાં ! ચિતનો સંયમ થયો ! વ્રતિઓ સંકોચાઈ અને મનનો-નિગ્રહ થયો ! ”



અરવિંદ બાબુનું આ કહેવું વાંચ્યા પછી એટલું તો સમજાયું કે મનુષ્યના ચિત્તને વશ રાખવા અને વ્રતિઓને સંકોચવા માટે એકાંત વાસની જરૂર છે. જે શ્રીમંતો ખાઇ પીને રહેલ સપાટા કરેછે અને અનેક તરેહનાં પાપાચરણો કરેછે તેમને માટે પરમાત્મા આવી ગોઠવણ કરે તોજ હિંદુસ્થાનનું કલ્યાણ થાય ! તોજ તેને પોતાની અને પારકાની ખરી સ્થીતિનું ભાન થાય ! અરવિંદબાબુને માટે જાણે ઇશ્વરેજ પરિક્ષા કરી અને દર્શન આપ્યાં હોય તેમ જણાય છે ! જે શ્રીમંતોને પારકાનું દુઃખ જણાતું નથી તેમને માટે દુઃખનો અનુભવ લેવડાવવો એજ જરૂરનું છે ! જેઓની જીભડી અનેક સ્વાદીષ્ટ વસ્તુઓ ચાખવાને લપલપ કરેછે, જેઓ મશરૂની તળાઈઓમાં પડયા રહી શરીરને પાડા જેવું વધારવાને ઇચ્છેછે અને જેઓ એક પાણીનો લોટો પણ નોકર પાસે મંગાવી પીએ છે તેમણે કઠોર પરિશ્રમ વેઠીને મન અને ઇન્દ્રીઓનો સંયમ કરવો જોઇએ ! સંયમ એ એક જાતનું વ્રત અને તપ છે ! વ્રત અને તપ કરવાથીજ મનુષ્ય માત્રને સુખ મળે છે ! શ્રીમંત શેઠીઆઓને હિંદુસ્થાનના હુન્નર ઉદ્યોગની પડતી સ્થીતિનો અને તેથી ભૂખે મરતાં કંગાલ મનુષ્યોની દુઃખી સ્થિતિનો ખ્યાલ આવતો નથી ! પણ તેઓ એક વખત દુઃખી સ્થીતિમાં રહે અને અનુભવ થાય તોજ તેમને ખરો ખ્યાલ આવે અને ત્યારેજ આ દેશના દુઃખીઓના રક્ષણને માટે પોતાના અઢળક ધનનો સંચય સારે કામે લગાડશે.

અલીપોર બોમ્બ કેસની અપીલનો નિકાલ થઇ ગયો છે ! અરવિંદ બાબુ પહેલીજ વખતે સેસન્સ કોર્ટમાંથીજ નિર્દોષ ઠરી પહેલાંજ છુટયા છે ! તેમના ભાઈ બારિન્દ્ર અને ઉલ્લાસકરને સેસન્સ કોર્ટે નીચે પ્રમાણે શિક્ષા કરી હતી. અને હાઈકોર્ટની અપીલમાં નીચે પ્રમાણે ફેરફાર થયો છે. ફાંસીની શિક્ષાઃ—

બારિન્દ્ર કુમાર ઘોસ

ઉલ્લાસકર દત.

હાઇકોર્ટે આ બન્નેને જીવન પર્યંત દેશ નિકાલની શિક્ષા કરી છે.

જીવન પર્યંત દેશ નિકાલઃ—

ઉપેન્દ્ર બન્દોપાધ્યાય

હેમચંદ્રદાસ
હાઈકોર્ટે સેસન્સકોર્ટની શિક્ષા બહાલ રાખી છે.
જીવન પર્યંત દેશ નિકાલ—
બિભૂતિ ભૂષણ સરકાર
રૂષિ કેશ કાન્જિલાલ
ઇન્દુ ભૂષણરાય.
'હાઈકોર્ટે દશ વર્ષ દેશ નિકાલની શિક્ષા કરી છે
જીવન પર્યંત દેશ નિકાલ,
સુધીર કુમાર સરકાર
અવિનાશચંદ્ર ભટ્ટાચાર્ય
હાઈકોર્ટે આત વર્ષ દેશ નિકાલની શિક્ષા કરી છે.
સાતવર્ષ દેશ નિકાલ—
પરેશચંદ્ર મલિક.
હાઈકોર્ટે સાત વર્ષ દેશ નિકાલની શિક્ષા કરી છે.
દશ વર્ષ દેશ નિકાલ—
શિશિર કુમાર ઘોષ.
નિરાપદરાય
'હાઈકોર્ટે પાંચ વર્ષ દેશ નિકાલની શિક્ષા કરી છે
જીવન પર્યંત દેશ નિકાલ—
શૈલેન્દ્ર કુમાર બસુ
ઇન્દ્રનાથ નંદી
વીરેન્દ્રસેન
સાત વર્ષ દેશ નિકાલ—
સુશીલ કુમાર સેન
એક વરસની કેદ—
કૃષ્ણ જીવન સાન્યાલ.

ઉપલા પાચે જણના ચુકાદામાં હાઈકોર્ટના જડજોમા મતફેર હોવાથી ફરીથી કેસ સાંભળવાનું ઠર્યું છે.

સાતવર્ષ દેશ નિકાલ—
બાળકૃષ્ણ કાનાઇ.
અશોકચન્દ્ર નંદી

પહેલા આરોપીને છોડી દેવામા આવ્યો છે અને બીજો કેશ ચાલતાજ મરણ પામ્યો છે. બીજા આરોપીના બેરિસ્ટરે હાઈકોર્ટના જડજોને અપીલ ચાલતી વખતેજ કહ્યુ હતુ કેઃ જો આરોપી જીવતો રહ્યો હોતતો છુટી જાત! ફેસલો થઇ ગયો! મેસન્સ જડજે પોતાની બુધ્ધિ અનુસાર કાયદાને અનુસરીને ચુકાદો આપ્યો! બેશક તેમણે કરેલી શિક્ષા પ્રજાને ભારે લાગતી હતી. બારિન્દ્ર અને ઉલ્લાસકર દત્તને ફાંસીની શિક્ષા દયાની લાગણી વગરની જણાતી હતી! તે શિક્ષાથી પ્રજાને પણ કઇક અમતાપ હતો પરંતુ હાઇકોર્ટના ચિફ જસ્ટીસ ઓન સર લેરેન્સ જેન્કીન્સ કે જેઓએ મુંબઇની હાઇકોર્ટમાં પણ પોતાની બાહોશી અને કાર્ય દક્ષતા માટે નામના મેળવી હતી તથા જેઓનુ કાયદાનુ ઉંડુ જ્ઞાન જગત પ્રસિધ્ધ હતુ તેઓએ તથા તેમના જોડીયા જડજ ઓન. મી. કાર્નડફે બહુ વિચાર કરીને, કાયદાની કલમોને વિચાર પુરર્ક તપાસી તપાસીને, ફેંસલો આપ્યો છે! દયા એજ પ્રત્યેક ધર્મનું મૂળ છે! ભયંકર અપરાધમા ફસેલા, મૂર્ખતા ભરેલાં કામ કરનાર વામનાચાર્યો તરફ હાઇકોર્ટના વિચારશીલ જડજોએ જે કાળાં પાણીની શિક્ષા કરી છે તે તરફ હવે પ્રજાનો સંતોષ ફેલાયોછે સંતોષ લાવાનું મૂખ્ય કારણ અપરાધી પ્રયેની દયા અને અપીલ સાંભળતી વખતે સરકારી વકીલના કહેવા તરફ "મીયાના ચાદે ચાદ" નહિં ગણતા સ્વતંત્ર રીતે ચલાવેલી તપાસ, અપરાધીઓ ઉપર મુકાયલી ૧૨૧ મી અને ૧૨૧ એ કલમ પ્રમાણે કામ ચાલેલું હોવા છતા ૧૨૧ મી કલમ પ્રમાણે ચાલેલુ કામ ગેરવાજબી ઠરાવી માત્ર ૧૨૧ મી એ કલમ પ્રમાણેજ અપરાધી ઠરાવી શિક્ષા કરી છે! અજ્ઞાન અને મૂર્ખ અપરાધીઓને થયલી શિક્ષા જાણી બીજા એવા કામ કરનાર જુવાનીઆઓને શિખામણ મળશે



દક્ષિણ આફ્રિકામા ભયકંર યુધ્ધ થયા પછી બ્રિટિશ ગવર્નમેન્ટે તેને જીતી લીધું છે, પણ એ જીત થયા પછી થોડાજ વખતમા તેઓને સ્વરાજ્ય પણ મળી ગયું છે! હિંદુસ્થાનની જે તાબેદાર અને રાજ ભક્ત પ્રજા વરસો થયા કાલાવાલા કરીને માગે છે તે બોયરોને સહજમા મળી ગયું છે એટલે હવે તેઓ ત્યાં રહેતી હિંદી પ્રજાને અનેક રીતે કનડવા લાગ્યા છે. રસ્તામા ચલાય નહિં, ફુટપાથ ઉપર ચાલવું જોઇએ! ટ્રામમા ગોરી ચામડી જોડે બેસાય નહિ

ઢેડ ભંગીની પેઠે વેગળા બેસવું જોઇએ ! કોર્ટો કે રાજસભાઓમાં કંઇ અધિકાર નહિં ! ગોરા લોકોના લતામાં રહેવાય નહિં ! અનેક જાતના કરો આપવા જોઇએ ! તેમનું રહેવાનું જુદું ! તેમનું સ્મશાન પણ જુદું ! અને તેમને વેપાર કરવાને પણ સખત કાયદા ! બ્રિટિશ ગર્વમેંટના સ્વરાજ્યવાળા દેશમાં હિંદીવાનોને આટલી બધી વિટંબણાઓ બીજા કોઇ પણ દેશમાં પડતી નથી ! ખુદ લંડનમાં પણ આવી જાતની વિટંબણા અને આટલું બધુ અપમાન સહન કરવું પડતું નથી !



છતાં બ્રિટિશના છત્ર નીચેનાં રાજ્યને આટલો બધો અહંકાર અને તિરસ્કાર કરવાની હિમ્મત થઇ છે એ તેમનું નબળું ભવિષ્યજ બતાવી આપે છે ! જે સમયે તેમના દેશની જંગલી પ્રજા અર્ધ નગ્ન દશામાં જંગલનાં ફળ આદિ ખાતી હતી અને ઝાડની છાલના લુગડાં પહેરતી હતી તે વખતે શુરા અને વીર હિંદીવાનોએ તેમના ઉપર ઘણી દયા અને ઉપકારો કર્યાં છે તેનું સ્મરણ કરવું જોઇએ ! આફ્રિકા જેટલે વેગળે જઇ જંગલી દેશને રૂપ દેશો પેઠે વસાવી આપવામાં હિંદીવાનોએ જે સાહસ કર્યું છે તે લક્ષમાં લેવું જોઇએ ! અને બ્રિટિશ ગવર્નમેંન્ટને જે દેશ છતવાનું મન થયું તેનું કારણ પણ હિંદીવાનોએ તે દેશના વેપારને પ્રકાશમાં લાવી મકયો છે તે વાત ધ્યાનમાં લેવાવી જોઇએ ! ઉપરાંત બોઅર યુધ્ધ વખતે હિંદની રાજભક્ત પ્રજાએ કરેલી મદદ લક્ષમાં રાખવી જોઇએ પરંતુ હવે તે સઘળાપર પાણી ફરી વળ્યું છે ! નથી બોઅરો દાદ આપતા કે નથી પાર્લામેન્ટ કાને સાંભળતી ! આફ્રિકા જેટલે વેગળે રહેતા હિંદીવાનોને તો માત્ર ઇશ્વરનોજ આધાર થઇ પડ્યો છે !



ટ્રાન્સવાલ એ પણ આફ્રિકાનો એક ભાગ છે. ત્યાંની હિંદી પ્રજાને માટે તો સખતમાં સખત કાયદા થયા છે ! હિંદીવાનો શાંત સ્વભાવના હોવાથી બીજા કેટલાક કરો (Taxes) સાથે હાથનાં આંગળાંની છાપ લેવાનો નવો કાયદો નિકળ્યો ! જાણે હિંદીવાનો મહિનાઓના બીમ કેદી જેવા ચોર, કે ધુતારા હોય તેમ પરના માણસોએ આંગળાંની છાપ આપવી જોઇએ ! તેમજ અમુક મુદત સુધી ત્યાં રહેવાની પાસ લેવી જોઇએ ! આ નવો કાયદો તે કાયદો નહિ પણ હીંદી પ્રજાના હૃદયમાં આગ સળગાવનાર અગ્નિકુંડ હોય તેવો થઇ પડ્યો ! દેશભક્ત ગાંધી જેવા ત્યાંના કેટલાક આગેવાનોના જાણવામાં આવતાંજ તેઓએ એ જુલમી કહો કે ખૂની કહો, તે કાયદાને તાબે નહિં થવાની ઝુંબેશ ઉપાડી ! અનેક હિંદી દેશભક્તોએ પોતાના ચિત્ત અને શરીરનું પાણી દેખાડી આપ્યું ! તેઓએ પોતાનાજ નહિં પણ પોતાની હિંદ માતાના નામને ખાતર તથા પોતાની હિંદ માતાના નાકને કપાતું અટકાવવા ખાતર શાંતતા પૂર્વક—ખંત પૂર્વક લડત ચલાવવા માંડી ! ખુની કાયદાનો અમલ કરનાર પરદેશી અમલદારો સ્હામે ધૈર્યતા પૂર્વક લડવા લાગ્યા ! ખુની અપમાન કારક—કાયદાને તાબે નહિં થવાનો નિશ્ચય કર્યો અને તે કાયદાનો ભંગ કરીને—વ્હાલાં માતા, પિતા, પુત્ર અને વ્હાલી પત્નિ કોમળાંગીઓને—છોડી છોડીને જેલખાનાનાં દુઃખો—સુખ પૂર્વક ઉઠાવવા લાગ્યા !



આવો મામલો હજુ સુધી ચાલી રહ્યો છે. વીર પુરુષોએ હિંદ માતાને થોડું અપમાન સહન કરવા કરતાં મેવાડના સિસોદીયા રાજપૂતો પેઠે કેસરીયાં કરવા માંડયાં છે ! હિંદ માતાની કૂખને દિપાવવા માંડી છે અને જે હિંદ માતાના અન્ન જળથી તેઓ ઉછર્યા છે તેનું સાર્થક કરવા લાગ્યા છે ! વીર પુત્રો ! ધન્ય છે તમને ! મરવું એકજ વખત છે ! અને તે સાથે ગમે ત્યાં મરણ આવશેજ ! ઇશ્વરે કોઇનું મરણ નક્કી કર્યું નથી ! કોઇનું જંગલમાં થાય છે. કોઇ પર્વતની તળેટીમાં મરી જાય છે ! મ્હોટા મ્હોટા બાદશાહો પણ કાગડા અને ગીધ ફોલી ખાય તેવી જગ્યામાં મરણ પામે છે તો પછી આપણે સાધારણ માણસ છીએ ! હિંદ માતાના વીર પુત્રો ! તમે હિંદુ હો કે મુસલમાન, પારસી હો કે યાહુદી ! પણ જેઓ હિંદ માતાનાં સન્તાન કહેવાતા હો તેમણે એ હકની લડાઇ, ધર્મની લડાઇ, અને અરેખાઓની આંખમાં મીઠું ભરવા જેવી લડતમાં ભાઇઓની પેઠે બેસા પડવુંજ જોઇએ ! દેશભક્ત ગાંધી જેવા મહા પુરુષોને મદદ કરવીજ જોઇએ. અને તેમની સત્યાગ્રહની લડતમાં વિજય માળ પહેરાવીજ

જોઇએ ! જો તમે સત્યાગ્રહી થશો. જો તમે દુઃખને સુખ માની લેશો, જો તમે એકના દુઃખને બદલે અનેકના સુખનો વીચાર કરી શકશો તો તમને ભવિષ્યનાં વાદળાં ઓમા પણ સુખના ચિહ્નો જણાશે ! તમારો જય જયકાર થશે ! '

આ વરસની ૨૪મી કોન્ગ્રેસ સમસ્ત ભારતવર્ષની ગ ષ્ટ્રીય દેવી લાહોરમાં પધાર્યાં છે! ત્યાંના દેશભક્તોએ એ દેવીનું આવાહન કર્યું છે! હરકીશનલાલ જેવા મહાન દેશભક્તોએ ઉમંગ પુર્વક, ધૈર્યતા પુર્વક એ નામે સાંગોપાંગ પાર ઉતાર્યું છે ભયનાં અનેક તરંગોમાંથી પણ રાષ્ટ્રીયમાતાનું વહાણુ સહી સલામત પાર ઉતાર્યું છે ! આ વખત ઓન. ફીરોજશાહ મહેતાએ પ્રમુખપદ સ્વિકાર્યું હતું પણ છેક છેલ્લી ઘડીએ તે નામદારે કોન્ગ્રેસદેવીના વહાણને ભય કર ખડક સાથે અથડાવાનું સાહસ કર્યું હતું ! સર ફીરોજશાહના રાજીનામાએ હિંદુસ્થાનની પ્રજામા મજબૂત સ શય પેસાડી દીધો હતો ! સર ફીરોજશાહ જેવા રાષ્ટ્રીયમાતાના મહાન ઉપાસકે તે માતાની સેવાનો તિરસ્કાર કર્યો ત્યારે ચારે દિશામાં હાહાકાર થઇ ગયો હતો ! પરંતુ તે મહાદેવી છે ! તે સચરાચર વ્યાપક છે ! તેને અનેક ઉપાસકો છે ! તેને માટે ભક્તોની કયાં ખોટ છે ! સર ફીરોજશાહના રાજીનામાથી ઓન. મી. મદનમોહન માલવીયા તૈયાર થઇ ગયા ! તેઓ પણ પહેલાંથીજ રાષ્ટ્રીય દેવીની ઉપાસના કરતા આવ્યા છે! આ વરસે તેઓએ માતાના મુખ્ય પૂજારી થવાનું અલભ્ય માન મેળવ્યું છે ! બાબુ સુરેન્દ્રનાથ જેવા અનેક મહાપુરૂષોએ લાહોર જઇ રાવી નદીના પવિત્ર કિનારા ઉપર દેવીનું આવાહન કરી આખા હિંદુસ્થાનને સુખી કરવા જેવા જયમંત્રોનો ઉચ્ચાર કર્યો છે ! આ અનેક સાધકો ભેગા થયા હતા અને તેઓએ જે મંત્રોચ્ચાર કર્યો છે તેના રજકણો સમસ્ત હિંદુસ્થાનના દેશભક્તોના હૃદયમાં પ્રવેશ કરી ગયાં છે ! આજે એવો એક પણ માણસ નહિ હશે કે તે હિંદુસ્થાનને પોતાનો દેશ કહેતાં શીખ્યો નહિં હોય ! તે મહાન દેશભક્તોની ભક્તિ, સ્તુતિ, ઉપાસના, અને કર્મથી પ્રત્યેક મનુષ્યના હૃદયમાં નવું બળ, નવું તેજ આવી રહ્યું છે ! પરમાત્મા કરે ને અમારી દેવી પ્રસન્ન થાય તથા ભક્તોનું માગ્યું બિરદ આપે ! એજ યાચના છે ! બન્દેમાતરમ્ !

નામદાર વાઇસરોયે નવેમ્બરમાં હિંદુસ્તાનમાં પશ્ચિમ તરફ પ્રવાસ કર્યો હતો જૂનાં જૂનાં દેશી રાજ્યોમાથી ફરતાં ફરતા ગુજરાતના પાટનગર અને રાજનગર અમદાવાદને પણ પવિત્ર કર્યું હતું. નામદાર વાઇસરોય લોર્ડ મિંટો એ અમારા રાજરાજેશ્વર સપ્તમ એડવર્ડના હિંદુસ્થાનના પ્રતિનિધિ છે એટલે આ દેશની પ્રજા જેમ રાજાને પોતાનો કર્તા હર્તા, વિધાતા-ઇશ્વર-સમજે છે તેમજ નામદાર વાઇસરાયને પણ તેમ સમજી ઇશ્વરી માન આપે છે ! હિંદુસ્થાન દેશ સાત્વિક પ્રકૃતિનો છે. એ દેશ હમેશાં ઇશ્વરી કાયદાને માન આપે છે ! રાજાનું અનિષ્ટ કરવું એ પોતાનુજ અનિષ્ટ કરવા જેવું છે એમ પણ જાણે છે. તેથીજ હિંદુસ્થાનની અને ગુજરાતની પ્રજાએ તે નામદારને અંતઃકરણ પૂર્વક માન આપ્યું છે, અને હજુ આપે છે, તેમ છતાં પણ અમદાવાદમાં કોઇ દુષ્ટ માણસે તે નામદારની ગાડી ઉપર બોમ્બ ફેંક્યો હતો, પરંતુ ઇશ્વરની કૃપાથી તેઓને કાંઇ ઇજા ન આવતાં, બિચારા એક ટંડેલનો હાથ જખમી થયો છે. આ દેશમાં બોમ્બ જેવી ક્ષુદ્રવેણુ વસ્તુનો જન્મ થયા પછી અને થોડાક દુષ્ટોના પાપથી અનેક પુણ્યવાન માણસોને વિના કારણે ત્રાસ ભોગવવો પડે છે ! જેઓ અહિંસાને માને છે તેઓ બિચારા બોમ્બના નામથીજ ગભરાય છે. અને તેથી થતા પ્રાણનાશથી અધિક ત્રાસ ભોગવે છે. એવી દુષ્ટ વસ્તુઓને હિંદુસ્થાનમાથી હમેશને માટે નિર્મૂળ કરવી જોઇએ. એટલુજ નહિ પણ તેવી ભયંકર વસ્તુ વાપરનારાને પણ નિર્મળ કરવા જોઇએ. અમારા જાણવામાં આવ્યું છે કે અમદાવાદના બોંબ પ્રકરણમાં સામેલ રહેનારા પાપીઓનો પત્તો આપનારને સરકાર તરફથી પાંચ હજાર રૂા નું ઇનામ મળનાર છે, પરંતુ અમારી ભલામણ છેક સરકાર વિરૂદ્ધના એવાં કામો માટે ઇનામની દરકાર નહિ રાખતાં એક સત્યવાદી પ્રજા તરીકે આપણે મદદ કરવી જોઇએ. અને પાપીઓને તેમના પાપનું ફળ મળે તેવો પ્રયત્ન કરવોજ જોઇએ !

અમદાવાદના બોંબ પ્રકરણને હજુ લાંબો વખત થયો નથી એટલામાંજ નાશકના લોકપ્રીય, વિદ્વાન અને વિદ્યાવિલાસી કલેકટર મી. જેકસનનું કોઇ બદમાસે ખૂન કર્યું છે ! મી. જેકસન એક અંગ્રેજ સીવીલીયન હતા; પરંતુ તેઓને સંસ્કૃત વિદ્યા ઉપર બહુ પ્રીતિ હતી !-સંસ્કૃત ભાષાના જુના અને નવાં પુસ્તકો જોઇ તેઓ બહુ પ્રસન્ન થતા અને તેવાં પુસ્તકોની શોધ ખોળ કરતા ! તેઓએ કેટલાક સંસ્કૃત ભાષાના વિદ્વાનો પાસે સંસ્કૃત ભાષાનાં પુસ્તકો લખાવ્યાં હતાં તેમજ બે ત્રણ સાધારણ સ્થિતિના દક્ષિણી વિદ્વાન બ્રાહ્મણોને દર મહિને ૨૫-૩૦ રૂપિયા પણ મોકલી આપતા હતા. એક ગરિબ પણ વિદ્વાન બ્રાહ્મણને ત્યાં લગ્ન પ્રસંગ આવતાં તેમાં સારી મદદ કરી હતી ! તેઓ આકળા સ્વભાવના નહિં પણ શાંત અને હરેલ હતા. પ્રજામાં પ્રીય થઇ પડયા હતા. કહેવામાં આવે છે કે તેઓએ સાવરકર નામના કોઇ દક્ષીણી બ્રાહ્મણને બોમ્બ બનાવવાની તથા ૧૮૫૭ ના બળવાનું પુસ્તક બહાર પાડવાની યોજના માટે દેશનિકાલની શિક્ષા કરી હતી. સરકારી નોકરોને પોતાના ધંધાની ફરજ બજાવવી જોઇએ, તેમ કરતી વખતે ન્યાયની સાથે વિચારપૂર્વક દયાને પણ સાથે રાખવી જોઇએ પણ ભયંકર અપરાધીઓને ભયંકર શિક્ષા થવીજ જોઇએ તેમ કરતાં મી. જેકસનનું ખૂન થયું છે ! આવા નાલાયક કામો તરફ ધિક્કારની નજરે જોવા શિવાય રહેવાતું નથી. પરમાત્મા મી. જેકસન જેવા સંસ્કૃતના સંસ્કારી અને પ્રજા પ્રીય પુરૂષને અખંડ અનંત શાંતિપદ આપો !



આજના અંક સાથે "ભારતજીવન" નું છઠું વર્ષ પુરૂં થઇ સાતમું વર્ષ શરૂ થાય છે. આ બાળક પત્ર ધીમે ધીમે એક પછી એક વર્ષ આગળ વધી પોતાનું આયુષ્ય વધારવા સાથે પોતાનું કર્તવ્ય કર્મ પણ વધારતું જાય છે. તેનું પહેલું માન તેના ભાવિક ભક્તરૂપ લેખકોને અને ત્યાર પછી એ શીશુ "ભારતજીવન" ના પોષક ગ્રાહક બંધુઓને ઘટે છે ! બીજ રોપનાર રોપે છે પણ જો તેના પોષક તરફથી યોગ્ય પાણી છાંટવામાં આવતું નથી તો તે ઝાડ મોરણ પામે છે. ભારતજીવનના લેખક બંધુઓ લેખો લખે છે પરંતુ તેના પોષક—ગ્રાહક બંધુઓ તરફનો ઉદાર આશ્રય ન હોય તો એ શીશુ દુર્બળ રહી નાશ પામે પરંતુ ભારતજીવનના પોષક વર્ગ તરફથી સારો આશ્રય મળતો જાય છે. ભારતજીવનમાં પ્રકટ થતા લેખો વાંચક વર્ગને પ્રસંદ પડયા છે તે માટે અમે રા. રા. મકરંદ રા. દિવાના. રા. બુલબુલ. રા. રતનલાલ બી. તોલાટ, રા. દી. છ. વ્યા. રા. વસન્ત, રા. ચી. છો. દેસાઇ, રા. ઓધવજી ટી. ઠક્કર, રા. પી. ન. ભટ્ટ (જોશી) વિગેરે અનેક બંધુઓનો અંતઃકરણ પુર્વક ઉપકાર માનીએ છીએ. ભારતજીવન પાછળ જે ખર્ચ થાય છે તે તરફ જોતાં અમને મહેનતનો એક અંશ પણ લાભ નથી છતાં અમે અમારી ફરજ બજાવ્યા જઇએ છીએ. કર્તવ્ય કર્મ કર્યાં જઇએ છીએ. અને થોડાક દહાડા પછી—જાનેવારી માસની આખર તારીખ સુધીમાં—"**જાનેવારીનો ખાસ અંક**" પોતાના પુર બહારમાં, લગભગ ૭૫ થી ૧૦૦ છબીઓ સાથે, જુદા જુદા સાક્ષર વિદ્વાનોના લેખો તથા કવિતાઓ અને ત્રણરંગની મનોહર છબીઓ સાથે વાચક બંધુઓના કરકમળમાં બિરાજશે. આ ખાસ અંક સંબંધી વિશેષ લખવા કરતાં અમે એટલુંજ કરી શું કે આ અંક ઘણોજ ઉપયોગી બહાર પડશે. "આ ખાસ અંક" માટે જુદા જુદા સાક્ષર બંધુઓને લેખ માટે આમંત્રણ કરવામાં આવ્યાં છે. કેટલાક લેખો અને ફોટોગ્રાફ અમને મળી ગયા છે. આ સ્થળે અમે પ્રત્યેક લેખક બંધુઓને આમંત્રણ કરીએ છીએ કે તેઓએ લેખો કાવ્યો અને સંગ્રહ કરવા લાયક ફોટોગ્રાફો હોય તે તેના વર્ણન સાથે "ભારત જીવન" ઑફિસમાં મોકલી આપવા કે જેથી તેનો સદ્ ઉપયોગ "ખાસ અંક" માં કરવામાં આવે.



---

**" જાનેવારીના ખાસ અંક " માટે, હમેશનાં ગ્રાહકોએ જુદા પૈસા મોકલવાના નથી. પરંતુ ફક્ત વાર્ષિક લવાજમ રૂ. ત્રણજ ભરવાના છે.**

## चित्र माळा.

**१४. दयाशंकर वसनजी पूरोहित.**

જન્મે છે તે સઘળાંજ મર્ણ પામવાનાં છે અને નામ છે તેનો નાશ થવાનો છે. પણ જેઓ જગતમાં કંઇક સારૂં કામ કરી જાય છે તો તે મનુષ્ય મરણ પામવા છતાં પણ અમર થઈ જાય છે, મ્હોટા મ્હોટા શ્રીમંતો, વિદ્વાનો અને મહાપુરૂષો થઈ ગયા છે. જેમાંના કોઇએ ધનથી, વિદ્યાથી અને કૃત્યોથી અમરત્વ મેળવ્યું છે. જ્યારે કેટલાક એવા પણ મનુષ્યો થઇ ગયા છે કે ધન અને વિદ્યા હોય છતાં તેમનાથી અમર થવાયું નથી. તેનું કારણ માત્ર તેમના પૂર્વ જન્મના સંસ્કારનુંજ છે.

સ્વર્ગવાસી દયાશંકર વસનજી પુરોહિત મુંબઇની ગુજરાતી નાટક મંડળીના ઉત્પાદક અને મેનેજર હતા. તેઓનો જન્મ સંવત ૧૯૨૬ ના કાર્તિક માસમાં જૂનાગઢમાં થયો હતો. તેઓ ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિના હતા. બાલ્યાવસ્થાથીજ સંગીતનો શોખ લાગ્યો હતો. ગુજરાતી ભાષાનો થોડો ઘણો અભ્યાસ કર્યા પછી તેઓ પોતાની જન્મભૂમિમાંથીજ એક નાટક કંપનીમાં જોડાયા અને ત્યાંથી પછી મુંબઇ આવીને પણ જૂદી જૂદી નાટક કંપનીઓમાં જોડાયા હતા. નાટક કંપનીમાં રહ્યા તે વખતે તેનું વય ૧૪–૧૫ વર્ષનું જુવાન હોવાથી તેમજ સુંદર દેખાવડા અને મધુર ગાનારા હોવાથી તેમણે " કામસેન–રસિકા " ના નાટ્ય પ્રયોગમાં " રસિકા " નો પાર્ટ એટલી ઉત્તમતાથી ભજવ્યો હતો કે મુંબઇની શોખીન પ્રજા તેમના ઉપર ખુશ થઇ ગઇ હતી એટલુંજ નહિ પણ મુંબઇના કેટલાક શ્રીમંત શેઠિયાઓ પણ તેમના ઉપર મોહ પામ્યા હતા. અર્થાત ખુશ થયા હતા ! છેવટે તેઓએ મુંબઇ ગુજરાતી નાટક મંડળી ઉભી કરી તેમાંજ જોડાઇ રહ્યા હતા. જૂદી જૂદી નાટક કંપનીઓમાં નોકરી કરવાનો હેમનો અનુભવ અમને કહેતો કે : નાટક કંપની અને વેશ્યાની દુકાન એક સરખી કિમ્મત કરનારાં હોય છે. જ્યારે એકટર જુવાન, દેખાવડો અને મધુરૂં કોમળ સંગીત કરનાર હોય છે ત્યાં લગણુજ શેઠીયાઓની અપૂર્વ પ્રીતિ સંપાદન કરેછે પરંતુ ઉમ્મર વધી અને કંઠ જરા ખોખરો થવા માંડયો કે પછી શેઠીયા કોના ને એકટર કોનો ! ટ્રામના ઉતરેલા ઘોડાના જેટલી કીંમત થાય છે! અમારી છેલ્લી મુલાકાત વખતે તેમને અમે કેટલાક નાટ્ય પ્રયોગોમાં સુધારો કરવા કહેલું પરંતુ તેઓ ખુલા મનથી કહેતા કે કેટલાક ખેલોમાં અમારે નીતિનો, તેમજ સંગીતના અને નાટકકળાના નિયમોનો ભંગ કરવો પડે છે તેનું કારણ પ્રેક્ષક વર્ગની પસંદગી તેમજ માલીકોની કમાણીજ છે ! જો પ્રેક્ષક વર્ગને રાજી ન રાખીએ તો કમાણીનો માર્ગ બંધ થાય ! એવું કહીને બહુ દિલગીર થતા. અમે કેટલીક વખતે સ્વ દયાશંકરભાઇને ગુજરાતી નાટક મંડળીના વિક્રમ ચરિત્ર, કામલત્તા વિગેરે ખેલોમાં જણાતી ખામીઓ સુધારવા તેમજ નીતિનો ભંગથવાની બાબતો માટે સુચના કરેલી તે વખતે પણ ભલા અને નમ્ર સ્વભાવના પુરૂષે ઉક્ત વાકયોજ કહી બતાવ્યાં હતાં ! નાટકમાં નોકરી શરૂ કરનારા એકટરોને જોઇ તેઓ પશ્ચાતાપ પણ કરતા અને શિખામણ પણ આપતા છતા પોતાનો ધંધોજ એ હતો ત્યાં વધુ શું કરી શકે ? સ્વર્ગસ્થે દુનિયાના અનેક લીલા સુકા રંગો જોયા હતા. અને તેથી તેઓ બધા સાથે હળી મળીને રહેતા તેમજ ધર્મ–કર્મમાં પ્રવૃત્ત રહેતા. બીજા નાટકવાળાઓ પેઠે તેમનામાં "નાટકી નીતિ' જણાતી નહિં સ્વભાવે શાંત અને ધૈર્યવાન પુરૂષ હતા મરનાર પોતાના પાછળ એક વિધવા પત્નિ અને શંભુપ્રસાદ નામના આશરે દશેક વર્ષના ચિરંજીવી ને મૂકી આ લોક ત્યજી પરલોક ચાલ્યા ગયા છે પરમાત્મા એઓના આત્માને શાંતિ આપે

**२–स्वर्गस्थ रमेशचन्द्र दत्त.**

ભારતજીવનના જુલાઇ મહિનાના અંકનાં મુખપૃષ્ટ ઉપર અમે વડોદરાના દિવાન બહાદુર રમેશચન્દ્ર દત્તની

છબી આપી હતી. અને તેઓને વડોદરાની દિવાનગીરી મળી તે બાબત હર્ષ જણાવ્યો હતો. પરંતુ ચાર પાંચ મહિના જેટલા ટુંકા સમયમાંજ તેઓ નામદાર પોતાનું આ લોકનું કર્તવ્ય આટોપી લઇ પરલોકમાં ચાલ્યા ગયા છે એ બહુ શોક ઉપજાવે છે. હિંદુસ્થાનના વોઇસરાય નામદાર લોર્ડ મિંટોની વડોદરાની મુલાકાત દરમ્યાન તેઓએ ભારે કાલજીથી કામ કર્યું હતું. રાત દિવસના કામનો બોજો માણસના હૃદયને થાકથી નબળું કરી નાંખે છે. અનેક રાજકીય પ્રકરણોમાં ગુંથાઇ રહેતા શ્રીયુત રમેશચન્દ્ર દત્તનું હૃદય પણ એમજ નબળું થઇ ગયું. અને નામદાર લોર્ડ મિંટોના વિદાય થયા પછી થોડાજ દિવસમાં તઓનું મરણ થયું. શ્રીયુત દત સંબંધી આજના અંકમાં વિસ્તાર પૂર્વક લખવામાં આવ્યું છે. પરંતુ તેમની છબી એ મરહૂમના શબને અગ્નિદાહ કરવા લઇ ગયા તે વખતની અને વાંચક વર્ગને તેમની છેલ્લી ભેટ કરાવવાના હેતુથી પ્રકટ કરવામાં આવી છે.

### मी. हर्बर्ट वॉरन—एक जैन वेजीटेरीयन.

હિંદુ ધર્મના સિધ્ધાંતોએ ઇંગ્લંડ, અમેરિકા આદિ માંસાહારી દેશોમાં જન્મ પામેલા વિદ્વાન, બુધ્ધિમાન અંગ્રેજ સ્ત્રી પુરૂષના હૃદયમાં કેવું સ્થાપન મેળવ્યું છે તેનો પ્રત્યક્ષ પુરાવો આપણને મીસીસ એનિબિસાંટ, કરનલ ઑલકૉટ, મીસ લીનિયન એડગર વિગેરે અંગ્રેજ સ્ત્રી પુરૂષોને જોવાથી તથા તેમના લેખો, પુસ્તકો અને ભાષણો ઉપરથી મળી ગયો છે. અને હજુ વધુને વધુ મળતો જાય છે. હિંદુ ધર્મ એ સર્વ ધર્મ કરતાં અનાદિ છે, ઉત્તમ છે, અને બીજા ધર્મો વાળા વિદ્વાનોને પોતાના ધર્મ ઉપર કદાચ અશ્રધ્ધા થાય પરંતુ હિંદુ ધર્મ ઉપર તેના વિદ્વાનોને કદી પણ અશ્રધ્ધા થશે નહિં એવું મ્હોટા વિદ્વાન અંગ્રેજોએ પણ કબુલ્યું છે. મરહુમ સ્વામી વિવેકાનંદે ઇંગ્લંડ અમેરિકામાં જઇ પોતાના ચઢેલા જ્ઞાનથી અનેક અંગ્રેજ સ્ત્રી પુરૂષોને હિંદુ ધર્મમાં વટાળાવી નાંખ્યાં છે કે જેવું કામ કરવાને આ દેશના મિશનરીઓ ભાગ્યેજ યશ મેળવશે. જૈન ધર્મ એ પણ હિંદુ ધર્મ છે. અને મી. હર્બર્ટ વૉરને તેમજ તેમના પત્નિએ પણ તેજ જૈન ધર્મની દિક્ષા લીધી છે. એ જાણી અમને આનંદ થાય છે. તેઓએ જૈન ધર્મના ચુસ્ત હિમાયતી વિદ્વાન પંડિત લાલનને ખાત્રી આપી છે, કે તેઓ જૈન ધર્મના સિધ્ધાંતો પ્રમાણે વર્તશે એટલુંજ નહિં પણ તેઓએ જૈનિઝમનાં બાર વ્રતમાંના સાત વ્રતો પાળવા માંડ્યા છે. તેઓ વનસ્પતિનો આહાર કરે છે અને પત્નિ સહિત શ્રાવકવ્રત અંગિકાર કરી શ્રી વીર પ્રભુના સાસન પ્રવાહના મુખ દ્વારમાં પ્રવેશ કર્યો છે. પરમાત્મા અનેક માંસાહારીઓને સદ્બુધ્ધિ આપે અને હિંદુઓના કોઇ પણ સુસંપ્રદાયમાં પ્રવેશ કરી આત્માનું કલ્યાણ કરે!

### ૪ ગુપ્ત પ્રવાસી યોગી શિવાનંદ.

આત્મજ્ઞાનિ યોગી શિવાનંદ ઉર્ફે શિવજી દેવશીનો જન્મ સંવત ૧૯૩૬ માં કચ્છ દેશના નળીયા ગામમાં થયો હતો. ન્હાનકડા ગામમાં જન્મેલું બાળક પણ કેવું મહાન યોગી થઇ શકે છે અને થોડી વિદ્યા મેળવવા છતાં પણ મનુષ્ય કેટલું તત્વજ્ઞાન મેળવી શકે છે શિવજીભાઇ ઉર્ફે યોગી શિવાનંદજીના જીવન ચરિત્રમાંથી તે મળી આવે છે. શિવજીભાઇએ ગુજરાતીનો થોડો ઘણો વિદ્યાભ્યાસ કર્યો છે છતાં અનુભવ થતાં અને વિદ્વાન મહા પુરૂષોનો સંબંધ થતાં પોતાના જ્ઞાનને વિશાળ બનાવી મુક્યું છે. અનેક સંસારિક ઉપાધિઓમાં અટવાયાં અથડાયાં છતાં તેઓનાં પૂર્વ જન્મના વિશુદ્ધ સંસ્કારનાં બીજ ઉગી નિકળ્યાં છે. ધીમે ધીમે તે બીજ પોતાના પૂર્ણ રૂપમાં વૃક્ષ, પલ્લવ અને ફળ ફુલ રૂપે શરિરના રોમે-રોમમાં ફેલાઇ રહ્યાં છે. તેઓએ ગ્રહસ્થાશ્રમની સ્થીતિમાં રહીને, પણ યોગનાં જૂદાં જૂદાં અંગોની સાધના કરી છે, આત્મબળ ઇંદ્રીય સંયમ કર્યો છે. જગતની મિથ્યા માયા જાળને તેમણે સારી પેઠે જાણી લીધી છે અને જે જે માર્ગો વડે આત્માનું તથા પોતાના દેશ નિવાસી ભાઇ બ્હેનોનું કલ્યાણ થાય તેવા માર્ગો ગ્રહણ કર્યા છે. તેઓનાં કવિતાનાં અને ઉપદેશથી ભરેલા પત્રોનાં બે પુસ્તકો અમને મળ્યાં છે. જેનો અભિપ્રાય હવે પછી પ્રકટ થશે. પરંતુ તે પત્રો, તે કવિતાઓ અજ્ઞાની મનુષ્યોના હૃદયમાં રહેલા અંધકારનો નાશ કરવા માટે પૂરતા છે. હિંદુસ્થાનમાં આવા યોગીઓ અનેક થાય, દેશનું અને દેહનું પોતાનું અને પોતાના જાતિ ભાઇઓનું ગ્રહસ્થાશ્રમમાં રહીને પણ કલ્યાણ કરે એજ અમારી ઇચ્છા છે. પરમાત્મા તે સફળ કરે.

# उदय अने कमळ.

સ્થળ-ચિતોડનો રાજમેહેલ સમય રાત્રિ.



મોગલ શેહેનશાહ અકબર, પ્રથમવાર ચિતોડ ઉપર આક્રમણ કરી મહારાણા ઉદયસિંહને બંદી કરી લઈ ગયો છે. સરદારો અને રજપુત યોદ્ધાઓ મહારાણા તરફના અભાવ અને દ્વેષ ભાવથી રણક્ષેત્ર તરફ અને યુદ્ધ કાર્ય તરફ બે દરકારી બતાવવા લાગ્યા છે. એ વખતે મહારાણા ઉદયની પ્રણય પત્નિ કમળાએ એક ન્હાની સેના સહિત યુદ્ધક્ષેત્રમાં વીરત્વ બતાવીને, રજપુત સરદારોને ઉત્તેજીત કરીને, મહારાણા ઉદયસિંહને મોગલ છાવણીમાંથી છોડાવ્યા હતા. એ પ્રસંગનું આ એક ચિત્ર છે.

કમળાબાઈ.—રજપૂત કુળમણિ મહારાણા! હું તો બજારનો એક ક્ષુદ્ર કીટમાત્ર છું. પવિત્ર સિસોદીયા કુળના એક માત્ર આશારૂપ-આધારરૂપ મહારાણાજી મોગલ શિબિરમાં કેદ પડી રહે તો તે સમગ્ર રજપૂત જાતિને મ્હોટું કલંક લાગે, એટલા માટેજ હેમણે પોતે, ચિતોડની કલંક કથાવાળી કાળ રાત્રિને કાપી નાખી કલંક વાદળ દૂર કીધાં છે. નૃપવર! મહારાણાજીએ એ વીર દર્પ-ભુષિત રજપુત સરદારો પ્રતિજ કૃતજ્ઞતા દર્શાવવી જોઇએ. મ્હારો આભાર માનવાનું કંઇ પ્રયોજન નથી. હું એક તુચ્છ કીટ માત્ર—હું તે કોણ?

ઉદયસિંહ.—કમળ! સુકોમળ કમળ! આ નિષ્કલંક દળરાત્રિ શું આટલી વીર્યભરી? ત્હારા આ કોમળ પ્રેમપૂર્ણ હૃદયમાં શું આટલું વિરત્વ ગૌરવ? આ ચપળ કમળ નયનની વિદ્યુલ્લતા શું આવી જવાળામય? એ મદભરી આંખોમાં પ્રણયકોપ અને અભિમાનનાં કોપકટાક્ષ જોયાં છે!-પણ તેમાંથી આવા આગના તણખા નીકળતા કદી પણ જોયા ન્હોતા! આ કોકિલ મધુર કંઠમાંથી વાસન્તી વીણાના કર્ણ મનોહર સ્વર સાંભળ્યાં છે, પરંતુ આવો ભૈરવનાદ કોઇ વખત સાંભળ્યો ન્હોતો! આ સ્ફુરિત લાલ અધરોષ્ઠને ચુમ્બનની આકાંક્ષામાં કાંપનો જોયો છે, પણ આવા ક્ષોભ-રોષ અને શૌર્ય-દર્પથી જુસ્સાભેર દાંત વચ્ચે દબાતો જોયો ન્હોતો! ચિત્રમાં આલેખેલી હરિણી સમાન સ્તબ્ધ બનેલી કોમલાંગી! ત્હારાં સુકોમળ શરીરમાં જો આવું કેશરીના જેવું અદ્‌ભૂત પરાક્રમ જાણતો હોત તો ત્હારા પ્રેમમંત્રમાં મુગ્ધ થએલા કુરંગની પેઠે કદિપણ ત્હમારી પાછળ પાછળ દોડતો આવત નહીં!"

કમળાઃ—"છિઃ છિઃ મેવાડના મહારાણાને મુખે આવી દીન કથા શોભે નહીં!"

ઉદય—"કોણ મહારાણા? કયાં મહારાણો? ત્હારી નિકટ! કમળે! ત્હારી સમક્ષનો ઉદયસિંહ ત્હારો પદાશ્રિત દાસ માત્ર છે. અને તું-તું મ્હારી જીવન દાયિની આરાધ્ય દેવી છે."

કમળા નિ સાસો નાખતી બોલી.—મહારાણાજી! અપાત્ર હીનભાગિનીનો પરિત્યાગ કરો. રાજ સિંહાસન પરમપવિત્ર છે, અનેક મહાન કર્તવ્ય નિષ્ઠાની અપેક્ષાવાળું છે. રાજ સિંહાસન કંઇ વિલાસનું સોપાન નથી. તુચ્છ અને મલીન મોજમઝાનું મન્દિર નથી ક્ષણિક વૈભવના અધર્મમાં રાજાનો લેશ પણ અધિકાર નથી ભગવાને જે દિવસથી ત્હમને આ ઉચ્ચ ગૌરવથી વિભૂષિત કર્યા છે અને કર્ત્તવ્ય યજ્ઞની રાજગાદી ઉપર પ્રતિષ્ઠિત કર્યા છે. તે દિવસથીજ ત્હમને ત્હમારા સ્કન્ધ ઉપર સર્વથા અધિક કર્ત્તવ્યભાર મુકેલો છે તેની અવગણના કરીને મ્હારા જેવી એક સામાન્ય ક્ષુદ્ર નારીના પ્રેમ મન્ત્રમાં મુગ્ધ થવું એ આપને ઉચિત નથી. મ્હારી લેશ પણ યોગ્યતા નથી."

ઉદયઃ—એ તું શું કહે છે કમળા? આવાં હૃદય વેધક વાકયો શા માટે સંભળાવે છે? વ્હાલી,

ત્હારાં બળ પરાક્રમવડે તો હું ફરીથી રાજસિંહાસન પર પગ મૂકવા ભાગ્યશાળી થયો છું. નહિં તો અત્યારે તો ક્યારનું એ મારૂં માથું વધ ભૂમિની ધુળમાં રોળાતું પડયું હોત ! મ્હારા જેવા નિર્માલ્ય, નિર્વીર્ય, કાયર અને ઉચ્છ્રંખલ યુવકને મસ્તકે કદાચ્ રાજમુકુટ શોભા પામતો નહી હોય, તે ખરૂં છે, પણ જે તન્મય પ્રેમથી હું ત્હને ચાહું છું, એ પ્રેમ બળે ત્હારાં પવિત્ર હૃદય રાજ્યનો અધિકારી થવા માટે ભાગ્યશાળી નિવડયો છું. તેમાં કંઇ શક નથી. હું આ સંસારની સઘળી વસ્તુઓનો ત્યાગ કરી શકું તેમ છે. પરલોકની સ્વર્ગ મુક્તિ આદિ મહા સંપત્તિનો પણ હું અનાયાસે ત્યાગ કરી શકું તેમ છે. પણ કોઇ કાળે કોઇપણ રીતે મ્હારા હૃદયમાંથી ત્હારો ત્યાગ કરી શકું તેમ નથી."

કમળાઃ—" મહારાજ ! હું તે શી વિશાતમાં ? મ્હારી તે શી ગણના ? આપનું જીર્ણ શીર્ણ ઉપ-વસ્ત્ર, આપની રખાત—"

ઉદયસિંહઃ—" બસ, કરો કમળા ! કઠિન વાકય પ્રહાર વડે મ્હારૂં હૃદય શામાટે વીંધી નાંખો છો ? તું શું રખાત ? છિ ! એવાં અપવિત્ર નામથી પણ ચિતોડને શાપ લાગે છે. તું-તું પરમપવિત્ર અને તું મ્હારી આરાધ્ય દેવી છે. અને આ ત્હારી કમળ કુસુમ સમાન કમનિય પ્રતિમાના પવિત્ર પદતલ ઉપર આ મ્હારા ક્ષુદ્ર રાજમુકુટને રાખીને પવિત્ર પદરજ સ્પર્શ વડે ત્હેને પાવન કરીશ, ત્યારે ત્હારા ચરણ સ્પર્શથી એ મુકુટ ગૌરવ પામશે."

કમળાઃ—મહારાજ ! આપ મ્હારે માટે ક્ષત્રિય મહત્વ અને મનુષ્યત્વનું વર્જન કરો, એવી મ્હારી લેશ પણ ઇચ્છા નથી. આપનું પોતાનું સન્માન, ગૌરવ અને મહત્વ વિસર્જન કરીને આવી રીતે તુચ્છ વૈભવ-વિલાસમાં જીવનના અમુલ્ય દિવસો ગુમાવી દો એ શું ઉચિત કહેવાય ? મહારાજ ! હું માત્ર આપના કૃપાના કટાક્ષનીજ ભિખારિણી છું. આપનો કર્તવ્ય ભંડાર લુંટનારી કુલટા નથી. એવું ઉપનામ મેળવવાને આતુર પણ નથી."

ઉદયસિંહઃ—" કમળા ! આજે ત્હને શું થયું છે ? આજે તું આ બધું શું કહે છે ? ત્હારી પહેલેથીજ આવી વૃત્તિ હતી અને આ પ્રેમાતુર ભ્રમરને ત્હારાં પ્રેમ ભીનાં કમળ મુખથી દૂરનો દૂર રાખવાનો ત્હારો નિશ્ચય હતો તો આગળથી એ વાત કેમ ના કહી ? પૂર્વે તો કદીપણ આવાં વચનો સાંભળ્યાં ન્હોતાં !"

કમળા નિઃસાસો મૂકી બોલીઃ—" મહારાજ ! પૂર્વે તો હું પણ તે જાણતી ન્હોતી; નૃપવર ! આ અપાત્ર દાસી આપના પર એટલો બધો પ્રેમભાવ ધરાવતી હશે, તે કથા કદી ત્હેના પોતાના પણ લક્ષમાં ન્હોતી ! આજે જ્યારે સાંભળ્યું કે મહારાજ તો યવન શિબિરમાં કેદી થઇ પડયા છે ! ત્યારે એકાએક હૃદયમાં અનિવાર્ય આઘાત થયો. અંતરાત્મા રડી ઉઠયો. હૃદય દેવતાની દૃઢ પ્રતિષ્ટા ત્યારેજ પ્રત્યક્ષ થઇ ! મહારાજનાં મુક્ત દશામાં દર્શન કરવાની મનમાંને મનમાં પ્રતિજ્ઞા હતી; પણ આ તરફ સઘળા રજપુતો તમારે માટે તિરસ્કાર ધરાવતા હતા, મેં વિચાર્યું કે એ કંઇ તમારો દોષ ન હતો. એ સઘળો દોષ મારો પોતાનો હતો. કેમકે સંસારના ઇતર સર્વ પદાર્થો કરતાં મારાપર અધિક પ્રેમ રાખતા તેથીજ તમે સ્વજનોનું તાચ્છિલ્ય પામ્યા હતા.

ઉદયઃ શા માટે કમળા ! તને મ્હારા તેમાં દોષ શો ?

કમળાઃ—શા માટે ! શું તમે મને પુછો છો કે શા માટે ? શું તમે કલ્પી શકતા નથી ! ! મ્હેં હીન ભાગીએ કેવી રીતે પાપના પ્રબળ પ્રવાહમાં ફેંકી દીધા ? મારા વડે મારેજ માટે જાગેલી પ્રેમ પિપાસા તમારી દુરંત વિલાસ વાસનાનું સાધન થઇ પડી, જેને શાંત કરવા જતાં ચિતોડનાં સુખ શાંતિની આહુતી અપાયલી છે. તુચ્છ વૃત્તિવાળી નારીને ઘટે તેવી ભોગ લાલસાની સ્વભાવિક તૃષામાં હું મૂર્ખી પણ વગર વિચારે મુગ્ધ થઇ ત્યારેઆટલું બધું જાણ્યું નહોતું. હવે જાણ્યા પછી તેને આધિન થઇ શકતી નથી. હું પહેલાં પ્રેમ શું છે તે જાણતી નહોતી.

તમારા અંતઃપૂરમા પ્રવેશ કરી પ્રેમ મંત્ર ધીરે ધીરે શીખવા લાગી છુ જો ખરા મંત્રની દીક્ષા લીધી ન હોત તો આ બધી વાતોનો આજ પણ વિચાર કરત નહિ, અને સદાને માટે મારો પરિત્યાગ કરવાને આપને વિનવત નહી.

ઉદય—" શાંત થા કમળ ! રડે છે શા માટે? આ ત્હારાં કમળ નેત્રમાંથી ખરતુ એક એક આંસુનું બિંદુ તપી લોહ શલાકાની પેઠે મ્હારાં હૃદયને વીંધી નાખે છે. સળગાવી મૂકે છે ના, ના ભલે, કમળ; તુ રડી લે ! રડ થોડીવાર રડ એક વાર સરોવરના વાયુ તાડિત તરંગ જલથી ધોવાયેલાં કમળ નયનો હું ધારી ધારીને નિહાળી લઉં. આ ત્હારા મુખચંદ્રની જ્યોતિ નલિની પત્રમા પ્રતિબિંબિત થઇને હસી રહી છે. બીજું શું ! કમળ ! હૃદયમાં બિરાજ, આવ, આ ત્હારાં જળભીના નયન યુગલનું આનંદથી ચુંબન કરવાદે આવ ! ત્હારૂં હસવું કેવુ મધુર છે ? જાણે મો હુંગમાં સમગ્ર હૃદય ગળી જઇને ચપળ સુધારાશિના પ્રવાહમાં વહેવા લાગે છે ! એ હાસ્ય જાણે પ્રેમ જ્યોત્સ્નાની કિરણ રેખાઓ મંગલોત્સવની કનક દીપ રશ્મિ પેઠે ચમકી રહ્યુ છે !

કમળઃ—નૃપવર ! એ યોગ્ય છે એ-એ સ્મૃતિજ મ્હારાં ક્ષુદ્ર જીવનમાં એક માત્ર સુખ નિર્ઝરિણી છે બસ. તે મારા ક્ષુદ્ર હૃદયને માટે પૂરતી છે. વિશેષ સંગલિપ્સા દૂષિત છે. મહારાજ ! હવે તો આ ક્ષણ શીઘ્ર મ્હારો ત્યાગ કરો.

ઉદય —"કમળા ત્હને શું થયું છે ? વારંવાર તું એમ કહે છે ? શુ મ્હારા ઉપર રાગ કે અભાવ ઉપજ્યો છે ?'

કમળઃ—', મહારાજ ! શા માટે મને દીન ચરણ દાસીને દુષિત કરો છો ? શું આપના પ્રત્યે અભાવ દર્શાવવા અથવા રાગ કરવાનો મ્હને અધિકાર છે ? મુકુટમણી ! એવું કંઇ નથી, ઉલટુ મ્હારા કથનનું એજ તાત્પર્ય છે કે, મ્હારા રહેવાથી રાજ્યનુ-માતૃભૂમિનું અમંગળ થાય છે વળી ત્હમને પણ આપ્ત જનો તરફના તિરસ્કાર અને અમંગળના સતત ભયમાં રહેવું પડે છે.

ઉદયઃ—"કમળા, પણ તું ભૂલે છે. આ તો પ્રેમના અધિકારની વાત છે. શું તે લાભ હાનિની વ્યાપારી દ્રષ્ટિ કરી શકે છે ? હું સર્વને સ્પષ્ટ રીતે 'મ્હારા હૃદયની સ્થીતિ ન્હમજાવીશ."

કમળ —" મહારાજ ! એથી લાભ શો ? મ્હારા તરફ તિરસ્કાર બુધ્ધિ ધરાવનારા સરદારોને એ બધું કહેવાથી, મહારાણાનુ કલંક આજ કરતાં પણ વિશેષ વૃધ્ધિને પામશે. અને આ ચરણરજ દાસીને પણ વિશેષ વિપદનો સંભવ ઉપસ્થિત થશે "

ઉદય.—" મિથ્યા-અસમ્ભવ ! હું ત્હને અને તું મ્હને પ્રાણથી અધિક-એક રૂપે ચાહીયે છીએ, એ સત્ય સમગ્ર ચિતોડ જાણે તે યોગ્યજ છે. એજ મ્હારા પ્રેમની શોભા અને ત્હારા પ્રેમની કદર છે "

કમળઃ—" મહારાજ એમ કરવાનોજ જો વિચાર હોય તો આ મ્હારૂં હૃદય ઉન્મુકત કરીને આપની મ્હામે ધરૂ છુ ( ઘુંટણીયે પડીને છાતી ધરે છે. ) આ તેજી તલવારને સફૂત કરે. "

ઉદય —' શું કમળ ઉપર કઠોરનો આ ઘાત ? શુ સુકોમળ પ્રેમ પાખડી ઉપર વજ્રપાત ? ના, ના તુષારફળનો કદી પણ નિષ્ઠુર અસ્ત્ર સ્પર્શ કરી શકશે નહી. આ કમળ કુસુમ દળ છિન્ન કરીને હું શું મેળવવાનો છુ ? આવ કમળ ! ત્હારા માટે તો આ હૃદયનું પ્રેમાસનજ યોગ્ય સ્થાન છે. આવ ત્હને હૃદયમાં ધારણ કરૂં. દુર્ભાગી ઉદયનાં ભાગ્યમાં જે લખ્યું હોય તે થાઓ. પવિત્ર પ્રેમનું ફળ અમ્રત જેવુ અથવા ઝેર જેવું, જેવી રીતનું પાકવાનુ હોય તેવું મળો, અનિવાર્ય પ્રેમ, પૃથ્વીના પ્રતિવાદોથી કદી પણ પાછો વળે તેમ નથી કમળ, નથા પ્રયાસ કરી વખત શા માટે ગુમાવે છે ?

કમળઃ—" મહારાજ ! આપની આજ્ઞા શિરોધાર્ય છે પરિણામ કંઇ મ્હને અર્થ સંગત જણાતું નથી. હા ! મ્હારૂં મૃત્યુ નિશ્ચિતજ છે. પરન્તુ ત્હમારે પવિત્ર હસ્તે હું સુખ પૂર્વક મરી શકું તેમ છે મ્હારા અંતનો વિશ્રામ શામાટે છીનવી લોછો ? આપની ઉજ્વલ અસિને શામાટે સફળ કરતા નથી ? "

**વસન્ત**

* છેવટે કેટલા સરદારોને હાથેજ આ ભવિષ્ય વાણી અનુસાર કમળાનો ઘાત થયો એ નૃશંસ હત્યાનું એક માત્ર કારણ રાજાનો ત્હેના ઉપર અખંડ મોહ-પ્રેમ, ત્હેનાં વારંવાર નૃપ મુખે થતા ગુણગાનજ હતું.

## तोय मा म्हारी.

ભલે કહેતા સહુ તુને ભિખારી,
તોય મા મ્હારી,
અખૂટ ભંડાર દિલનો સ્નેહ દેનારી,
તોય મા મ્હારી.
"ન શરમાયે ગરીબ માબાપથી કે ફાટેલે કપડે,"
મૂરખ પણ તોય તન ત્હારા, ગરીબ તું–
તોય મા મ્હારી.
"સીદીને બાબુલાં વ્હાલાં સીદીનાં' એજ કહેવત છે;
ભલે કાળા કરૂપા પુત્ર ત્હારા–
તોય મા મ્હારી.
કદી તુજ નામ લેવામાં–ગુન્હો છે, છો ગુન્હો થાતો;
સજા ખમતાં ગુન્હાની, જીભ કહેશે–
તોય મા મ્હારી.
કરે જો મોતની શિક્ષા અને જીભ બોલતી અટકે;
પુકારે પૂર્ણ ધખધખતી–ચિતા આ–
તોય મા મ્હારી.
મીટાવી હસ્તી મેં મ્હારી, મીલાવી માટીમાં માટી;
ગયું હું હું, છતાં બાકી, રહી છે–
તોય મા મ્હારી.

दिवानो

## सरकारी नोटो.

ઇ. સ. ૧૮૬૧ ના જુલાઇ મહિનાની ૧૬ મી તારીખથી હિન્દુસ્થાન સરકારે નોટોની શરૂઆત કરી.

ઇ. સ. ૧૮૬૩ માં સર્વ મળી ૪૯૨૬૦૦૦૦ રૂપિઆની નોટ હિન્દુસ્થાનમાં ચાલુ હતી અને તે નોટનું છેલ્લા ૭ વર્ષનું પ્રમાણ નીચે આપવામાં આવ્યું છે.

| વર્ષ | રૂપિયા. |
|---|---|
| ૧૯૦૧ | ૩૧૬૬૧૨૬૪૫ |
| ૧૯૦૩ | ૩૫૭૨૩૬૦૭૦ |
| ૧૯૦૪ | ૩૮૨૧૧૬૫૪૦ |
| ૧૯૦૫ | ૩૪૭૭૫૯૮૭૦ |
| ૧૯૦૬ | ૪૪૬૫૬૫૮૧૦ |
| ૧૯૦૭ | ૪૬૯૫૧૯૨૧૦ |

यमूनाविहारी.

## જુનાં ચાંદાં રૂઝવવાનો એક સાદામાં સાદો ઇલાજ.

ચાંદાં તથા ઘારાં રૂઝવવા માટે અનેક પ્રકારના મલમો, પ્લાસ્ટરો, પટીઓ, તથા લોશનોની ધમાલ ચાલી રહી છે, અને મોટા ડાકટર સાહેબના ઉપચારોમાં એક સાધારણ ચાંદું રૂઝવવા પાછળ મોટું ખર્ચ થાય છે અને ઘણો સમય ચાલ્યો જાય છે! પણ ઘણીવાર સાદામાં સાદિ વસ્તુ અને સાદામાં સાદો ઉપચાર અજાયબ જેવો ફાયદો બતાવે છે.

કપાયેલા ભાગ ઉપર મીઠાનો પાટો (પાણીમાં નીમક નાખીને તેમાં કપડું બોળી તેનો પાટો) બાંધવાનો ચાલ સૌના જાણવામાં છે. એ પાટો ઝડપ બંધ કપાયેલી ચામડીની બે કોરોને સાંધી દે છે. એવિ જ રીતે સિંધાલુણનું પાણી કરીને તેમાં ઝીણું ધોળું કપડું બોળીને ચાંદાં કે ધારાં ઉપર બાંધવામાં આવે તો ગમે એવાં કચકચતાં તથા સડેલાં ચાંદાં હોય તે પણ રૂઝ ઉપર આવવા લાગે છે. ચાંદાં ઉપર તેનો ઉપયોગ નીચે પ્રમાણે કરવો:—

સીંધાલુણ ૧ ભાગ, સાદું ચોખું પાણી. આ પ્રમાણમાં ભેળવીને પાણી કરવું. આ પાણીમાં છીંટ કપડું અથવા ધોળી મલમલનું કપડું બોળીને ચાંદાં ઉપર મુકવું અને તેના ઉપર તેલમાં બોળેલ રેસમી કપડાનો કટકો અથવા કોઇ પણ ઝાડનું પાતળું ચોખું પાન મુકીને પાટો બાંધવો. જો પરૂ વધારે હોય તો રોજ સવારે ચાંદું ધોઈ નવો પાટો બાંધવો, અને જો રસી બહુ ન હોય તો ત્રણ દિવસ નવો પાટો મારવો, થોડાજ દિવસમાં ચાંદું સુધરવા લાગશે અને આશરે એક માસમાં સડેલું ચાંદું પણ રૂઝાઇ જશે.

વૈદ્ય કલ્પતરૂ.



गुप्त प्रवासी शीवानद.

ભારત જીવનપ્રેસ મુંબઈ

# हिन्दुस्थाननो राज्यकारभार.






























આજે હિન્દુસ્થાનમાં એવાં પણ ઘણાં માણસો નીકળશે કે જેને હિંદુસ્થાનનો રાજકારભાર કેવી રીતે ચલાવવામાં આવે છે તેની પણ ખબર નથી. તેથીજ હમે તે વિષે અહીં થોડું લખીએ છીએ.

હિન્દુસ્થાનમાં લોકસત્તાત્મક રાજ્યપદ્ધતિ નથી, લોકસત્તા અને રાજસત્તાની મિશ્ર થએલી પણ રાજ્ય પદ્ધતિ નથી તેમજ વસાહતવાળાઓ જેવી પણ રાજ્ય પદ્ધતિ નથી. પરંતુ હિન્દુસ્થાન એ એક dependency એટલે સર્વાંશે બ્રિટીશોના તાબાનો દેશ છે. તેથી આ દેશનાં માણસોને રાજકારભારના સંબંધમાં કોઇ પણ જાતનો હક નથી પરંતુ રાજા પોતાની ઇચ્છા પ્રમાણે રાજ્ય ચલાવવાને મુખત્યાર છે.

પહેલાં કેટલાંક માણસોએ મળી હિંદુસ્થાન જોડે વેપાર કરવા માટે "ઇસ્ટ ઇન્ડિઆ કંપની" નામની એક કંપની કાઢી હતી. કે જેઓએ વેપાર શરૂ કર્યા પછી ધીરે ધીરે પગ ફેલાવવા માંડયા. જેને ઇંગ્લંડસરકારની સંમતિ મળી. આવી રીતે ઇ. સ. ૧૮૫૭ સુધી "ઇસ્ટ ઇન્ડિઆ કંપની" એ હિન્દુસ્થાનનો કારભાર ચલાવ્યો પણ તે સાલમાં ઉત્તર હિન્દુસ્થાનનાં લશ્કરે બંડ કર્યું તેથી તરતજ બીજે વરસે બ્રીટીશપાર્લામેન્ટે એક નવો કાયદો કરી તે રાજકારભાર પોતાના હાથમાં લીધો કે જે કાયદાને "ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિઆ એકટ" ને નામે ઓળખવામાં આવે છે. એ કાયદાને ઇ. સ. ૧૮૫૮ ની તા. ૨ ઓગસ્ટને દિવસે રાણી વિકટોરીઆ તરફથી સંમતિ આપવામાં આવી અને ત્યારથીજ તે અમલમાં આવ્યો. તે કાયદા પ્રમાણે જેટલો મુલક અને જેટલો અધિકાર ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના હાથમાં હતો તે મુલક અને અધિકાર ઇંગ્લંડના ગાદી ઉપર આવનારા રાજાના તાબામાં આવ્યો. પહેલાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના વિલાયતમાંના "બોર્ડ ઓફ કંટ્રોલ" ના હાથમાંનો અધિકાર ત્યાર પછી હિન્દુસ્થાનના સ્ટેટસેક્રેટરીને આપવામાં આવ્યો અને ઇ. સ. ૧૮૭૬ ના "રોયલ ટાઇટલ્સ એકટ" નામના કાયદાથી ગ્રેટબ્રીટન અને આયરલેંડના રાજાને "હિન્દુસ્થાનના બાદશાહ" ની નવી પદવી મળી.

હિંદુસ્થાનના સંબંધનો ઇંગ્લંડનો કારભાર કરવાનું કામ સ્ટેટ સેક્રેટરીને સોંપવામાં આવ્યું છે. અને તે સ્ટેટ સેક્રેટરીને મદદ કરવા માટે એક કૌન્સિલ સોંપવામાં આવી છે. એ કૌન્સિલમાં ઓછામાં ઓછા દશ સભાસદો હોવા જોઇએ કે જે સભાસદમાંના એકાદની બેઠક ખાલી થતાં તે પુરવાની સત્તા સ્ટેટસેક્રેટરીની છે. આ કૌન્સિલમાંના ઓછામાં ઓછા નવ સભાસદો એવા હોવા જોઇએ કે જેણે હિન્દુસ્થાનમાં દશ વરસ નોકરી કરી હોય અથવા વસવાટ કર્યો હોય. અને સ્ટેટસેક્રેટરીની કૌન્સિલમાં નીમવામાં આવે તે પહેલાં હિંદુસ્થાનને છોડયે દસથી વધારે વરસ ન થયાં હોવાં જોઇએ. એ કૌન્સિલના સભાસદોની નેમણુંક દસ વરસ માટેની ગણવામાં આવે છે કે જેની વચમાં જો કામન્સ અને લોર્ડ સભાઓની બન્ને સભા તરફથી તેને રદ કરવામાં આવે તોજ તે સભાસદ રદ થએલો ગણવામાં આવે છે એવો નિયમ છે. વળી તે સભાસદની દસ વરસની મુદત પૂરી થતાં પણ કોઇ ખાસ કારણોથી બીજાં પાંચ વરસ સુધી વધારવાનો અધિકાર સ્ટેટસેક્રેટરીના હાથમાં છે. જ્યારે આ સભાસદોમાંના કોઇને પણ જ્યાં સુધી સભાસદ હોય ત્યાં સુધી પાર્લામેન્ટમાં દાખલ થવાનો અધિકાર નથી. પાર્લામેન્ટમાં ભંગ થયા પછી અથવા પ્રધાન મંડળ બદલાયા પછી સ્ટેટસેક્રેટરી બદલાય છે ખરો પણ તેની મદદગાર કૌન્સિલ તો કાયમજ રહે છે. વળી કોઇપણ નવીન કાર્યનો પ્રારંભ કરવાનો અધિકાર કૌન્સિલને નથી. ગ્રેટબ્રીટન તથા આયરલેંડ સાથે હિંદુસ્થાનના સંબંધમાં જે કારભાર કરવો હોય તે આ કૌન્સિલ સ્ટેટ સેક્રેટરીની દેખરેખ હેઠળ કરે છે. હિંદુસ્થાનનું વસુલ, હિંદુસ્થાનમાં અને હિંદુસ્થાનની બહાર કયા કામમાં કેવો ખર્ચ કરવો એ કામ હિંદુસ્થાન સરકારનું હોવા છતાં તેપર સ્ટેટ સેક્રેટરી અને તેની કૌન્સિલને નજર રાખવાનો હક છે. સ્ટેટસેક્રેટરીની કૌન્સિલમાં આવે અને પસાર થયા સિવાય કોઇપણ જાતનો ખરચ કરવાની કોઇને સત્તા નથી. આ ઉપરથી દેખાય છે કે સ્ટેટસેક્રેટરીની એ રીતની ખરી સત્તા હિન્દુસ્થાનમાં નોકરી કરી ગએલા અંગ્રેજ કૌન્સિલરોનાજ હાથમાં છે. હિંદુસ્થાનનો બીજાં રાજ્યો સાથે સંબંધ રાખવો, લડાઇ અથવા સંધિ કરવી, હિંદી સંસ્થાઓ સાથે સરકારનો સંબંધ કેવો રાખવો તે નક્કી કરવું અને સાધારણ રીતે જે કામોમાં 'ગુપ્તપણું' રાખવાની જરૂર છે એવો સર્વ કારભાર સ્ટેટસેક્રેટરી પોતાના એકલાનાજ અધિકાર ઉપર કરે છે. જુદાં જુદાં કામો માટે, કૌન્સિલના સભાસદોની જુદી જુદી કમીટી નીમી સ્ટેટ

સેક્રેટરી પોતાનું કામ ચલાવે છે. એક અઠીવાડીયામાં કૌંસિલની એક બેઠક તો થાયજ છે. કે જેમાં પાંચ સભાસદો તો હાજર રહેવા જોઇએ એવો નિયમ છે. આ સ્ટેટસેક્રેટરીની ઑફીસનો સર્વ ખર્ચ હિંદુસ્થાનની તિજોરીમાંથી આપવામાં આવે છે. તે ખર્ચ વિલાયત સરકારની તિજોરીમાંથી આપવો એવી મી૦ કેરહારડીએ ઇ. સ. ૧૯૦૬માં પાર્લામેન્ટમાં સૂચના કરી હતી પરંતુ તે સૂચના પાસ થઇ નહીં; ઉડી ગઇ.

આ ઉપર જે કહેવામાં આવ્યું છે તે હિન્દુસ્થાનના વિલાતનાં કારભાર વિષે કહેવામાં આવ્યું છે. હવે ખુદ હિંદુસ્થાનમાં હિંદુસ્થાનનો કારભાર કેવી રીતે ચલાવવામાં આવે છે તેની માહિતી નીચે આપવામાં આવી છે.

હિન્દુસ્થાનમાં અમલ બજાવણીનો સર્વ અધિકાર ગવર્નર જનરલ અને તેની કૌન્સિલને આપવામાં આવ્યો છે. અને તેનેજ હિન્દુસ્થાન સરકાર એ નામથી ઓળખવામાં આવે છે. ગવર્નર જનરલને ઇ. સ. ૧૮૫૮ થી "વાઇસરોય" એટલે બાદશાહનો પ્રતિનિધિ એવો ઇલકાબ આપવામાં આવ્યો છે. કે જે ગવર્નર જનરલની કૌન્સલમાં એકંદર ૭ સભાસદો હોવા જોઇએ. તે શિવાય હિન્દુસ્થાનનો મુખ્ય સેનાપતિ એ એક વધારાનો સભાસદ ગણવામાં આવે છે. વળી કાયદા કરવાને કૌન્સિલ હોય છે તે તો જુદિજ. આતો રાજકારભાર કરનારી કૌન્સિલ છે. આ કૌન્સિલના સભાસદોની નિમણુક ખુદ વિલાયત સરકાર તરફથી કરવામાં આવે છે. કે જે સાધારણ રીતે પાંચ વર્ષની મુદતની ગણવામાં આવે છે. ગવર્નર જનરલનાં કામનાં એકંદર મળી નવ ખાતાં છે.

(૧) સ્વદેશ.
(૨) પરદેશ.
(૩) જમાબંદી.
(૪) લશ્કર.
(૫) લશ્કરની તજવીજ.
(૬) પબ્લીક વર્કસ.
(૭) કરવસૂલ અને ખેતી.
(૮) વેપાર ઉદ્યોગ.
(૯) કાયદા કાનુન.

આ દરેક ખાતાં માટે વળી એક એક સેક્રેટરી હોય છે. અને દરેક ખાતાં ઉપર કોઇ નહીં અને કોઇ એક સભાસદની મુખ્યત્વે દેખરેખ હોય છે. કે જેમાં પરદેશ સંબંધી વ્યવહાર ઉપર ખુદ ગવર્નરજનરલની દેખરેખ હોય છે. આવી રીતે આ અમલ બજાવણીનું ખાતું થયું. તે ઉપરાંત બીજું પણ એક કાયદા કૌંન્સિલનું ખાતું છે. જેમાં પહેલી કૌન્સિલના દરેક સભાસદો ઉપરાંત ઇ. સ. ૧૮૯૨ ના " ઇન્ડિઅન કૌન્સિલ એક્ટ " પ્રમાણે વોર્ડ સરોયે નીમેલા બીજા સોળ સભાસદો વધારે હોય છે. જે પ્રાંતમાં એ કૌન્સિલની બેઠક હોય છે તે પ્રાંતનો લેફટેનંટ ગવર્નર આ વરિષ્ટ કાયદા કૌન્સિલનો વળી એક વધારાનો સભાસદ ગણાય છે. બ્રીટીશ હિન્દુસ્થાનમાંના કોઇ પણ—સર્વ માણુસો હિન્દી સંસ્થાનયાંની સર્વ બ્રિટીશ પ્રજા અને દુનિયામાંના કોઇ પણ દેશમાંના બ્રિટીશ રાજ્યના હિન્દી પ્રજા વર્ગ માટે કાયદાઓ કરવાનો અધિકાર આ કૌન્સિલનો છે.

ગવર્નર જનરલનો વાર્ષિક પગાર ૨૫૦૮૦૦ રૂપિયા એટલે માસિક ૨૦૯૦૦ રૂપિયા છે. તે ઉપરાંત, ગવર્નર જનરલનો રહેવા કારવવાનો સર્વ ખર્ચ આ પગાર ઉપરાંત જુદો મળે છે. આ પગાર મહિને અથવા વરશે મળતો નથી પણ ગવર્નર જનરલ અહીનો ઓહદો છોડી પાછો વિલાત જાય ત્યારે ચડેલો સર્વ પગાર તેને વિલાતમાં સામટો આપવામાં આવે છે. એમ કહેવાય છે અર્થાત્ ગવર્નર જનરલને હિન્દુસ્થાનમાં કોડીનો પણ ખરચ નથી અને વિલાયત ગયા પછી આશરે તેર લાખ રૂપિયા સામટાજ આપવામાં આવે છે.

રાજ્ય કારભાર કરવા માટે હિન્દુસ્તાનના એકંદર નવ વિભાગો મુખ્ય કરવામાં આવ્યા છે. જે વિભાગ તેનો મુખ્ય અધિકારી અને તેનો વાર્ષિક પગાર નીચે જણાવ્યા પ્રમાણે કરવામાં આવેલ છે.

| વિભાગ | અધિકાર | પગાર. |
|---|---|---|
| ૧ મદ્રાસ. | ગવર્નર | ૧૨૦૦૦૦ રૂપિઆ |
| ૨ મુંબઇ | ,, | ,, ,, |
| ૩ બંગાલ | લેફટેનંટ ગવર્નર | ૧૦૦૦૦૦ ,, |
| ૪ પૂર્વ બંગાલ આસામ | ,, | ,, ,, |
| ૫ સંયુકત પ્રાંત (આગ્રા અને અયોધ્યા) | ,, ,, | ,, ,, |
| ૬ પંજાબ | ,, ,, | ,, ,, |
| ૭ બ્રહ્મદેશ | ,, ,, | ,, ,, |

૮ મધ્ય પ્રાંત તથા વરાડ  ચીફ કમીશનર  „ „
૯ સરહદના પ્રાંતો  એજંટ ટુધિ ગવર્નર જનરલ

એ શિવાય કુર્ગ, અજમેર. બ્રીટીશ બલુચિસ્તાન અને આંડામાન બેટો એ પણ નાના વિભાગો છે તે ઉપર એક એક ચીફ કમીશનર રાખવામાં આવેલ છે.

મુંબાઇ અને મદ્રાસના ગવર્નરની નેમણુંક વિલાયત સરકાર તરફથી કરવામાં આવે છે. અને તે ગવર્નરોને એક એક અમલ બજાવણી કરનારી કૌન્સિલ આપવામાં આવી છે તેમાં સભાસદો હોય છે જે સભાસદો સિવિલ સર્વિસની પરિક્ષામાં પાસ થએલા હોય છે અને તેની નેમણુંક વિલાત સરકાર તરફથીજ કરવામાં આવે છે. લેફટેનન્ટ ગવર્નરની નેમણુક ગવર્નર જનરલ કરે છે. માત્ર તે નેમણુકને વિલાત સરકારની મંજુરીની જરૂર પડે છે. અને ચીફ કમીશનરની નિમણુક ગવર્નર જનરલ પોતાની કૌન્સિલની સલાહ લઇ કરે છે. ઉપર જણાવવામાં આવેલા અધિકારીઓમાં મદ્રાસ તથા મુંબઇના ગવર્નરો અને બીજા પાંચ લેફટેનંટ ગવર્નરોને પોત પોતાની કાયદા કૌન્સિલો પણ આપવામાં આવી છે.

હવે ઉપર જે વિભાગો કહ્યા છે તેમાં જુદા જુદા પેટા વિભાગો પણ છે જેને ડિવિજન કહેવામાં આવે છે. કે જે દરેક ડિવિજન ઉપર એક " કમિશનર " નામનો અધિકારી હોય છે. આ ડિવિજન તે ઘણા એક જીલ્લા મળીને એક ડિવિજન થાય છે. જે જીલ્લામાં અધિકારી તરીકે એક કલેકટર હોય છે તેજ ડિસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ પણ હોય છે. જીલ્લાનો સર્વ અધિકાર કલેકટરના હાથમાં હોય છે કે જે પોતાના વરિષ્ટ ગવર્નર અથવા લેફટેનંટ ગવર્નર પાસે જવાબદાર ગણાય છે. અને જીલ્લામાંના ન્યાયખાતાંઓ ઉપરનો મુખ્ય અધિકાર ડિસ્ટ્રીકટ જજના હાથમાં હોય છે. અને તે પ્રાંતમાંની હાઇકોર્ટ અથવા ચીફ કોર્ટ પાસે જવાબદાર ગણાય છે. કોઇ કોઇ ઠેકાણે કલેકટરનેજ મુખ્ય ન્યાયાધીશીનો હક આપવામાં આવ્યો છે. બ્રિટિશ હિંદુસ્થાનમાં બધા મળી આવા જીલ્લાની સંખ્યા ૨૫૯ ની છે. જીલ્લા કલેકટરોના હાથ નીચે આસીસ્ટંટ કલેકટરો હોય છે. આ કલેકટરો તથા આસિસ્ટંટ કલેકટરોનો ઓહદો ભોગવવા માટે સિવિલ સર્વિસની પરિક્ષામાં પાસ થએલો માણસ હોવાની જરૂર છે. ( કેટલાક પ્રાંતોમાં આ પરિક્ષા પાસ ન થયેલા પણ ચાલી શકે છે. ) આવી રીતે હિન્દુસ્થાનનો કારભાર ચઢાઉતરી તરીકે જુદા જુદા અધિકારીઓના હાથમાં સોંપવામાં આવ્યો છે.

હિંદીસંસ્થાનો ઘણે ભાગે હિંદીરાજાઓનાજ હાથમાં હોય છે. તે સંસ્થાનિકો ઉપર દેખરેખ રાખવાને એક એક અંગ્રેજ રેસિડંટ હોય છે. આ રેસિડંટ નીમવાની પધ્ધતિની શરૂઆત સંસ્થાનીકોને સલાહકાર તરીકે ગવર્નર જનરલ માર્કવીસ ઓફ વેલેસ્લીએ કરી હતી. પરંતુ ધીરે ધીરે તે સલાહકારના હાથમાં સાસજીનો અધિકાર આવી પડયો અને આજ કાલ રેસિડંટનો સલાહ નહીં પણ એકંદર રીતે હુકમજ થઇ પડયો છે એમ કહેવામાં કાંઇ હરકત નથી. જ્યાં નાનાં સંસ્થાનો હોય ત્યાં ઘણાં એક સંસ્થાનોનો સાથે મેળવી એક રેસિડંટ હોય છે. લડાઇ કરવી અથવા સંધિ કરવી; આપસ આપસમાં અથવા હિન્દુસ્થાન બાહેરના રાજાઓ પાસે વકીલ મોકલવાનો અધિકાર સંસ્થાનિકોને આપવમાં આવ્યો નથી. ઠેરવેલા નિયમ કરતાં લશ્કર વધારવાનો પણ કોઇ સંસ્થાનીકોનો હક નથી એવો નીયમ છે, બરાબર વ્યવસ્થાસર રાજ્ય ચલાવવામાં, આવતું નથી એવું જણાતાં હિન્દુસ્થાન સરકાર તેમાં પોતાનો હાથ ઘાલે છે. વળી હિન્દુસ્થાન સરકારને ખરાબ લાગતો એવો કોઇ માણસ જો ભુલચુકમાં સંસ્થાનિકો નોકર તરીકે રાખી પણ લેય તો તેને પાછી રજા આપવી પડે છે. ઘણાં એક સંસ્થાનો તરફથી હિંન્દુસ્થાન સરકારને વાર્ષિક ખંડણી આપવામાં આવે છે.

હિન્દુસ્થાનની વસ્તી ઇ. સ ૧૯૦૭ નાં વસ્તી પત્રક પ્રમાણે ૨૯ કરોડ ૪૪ લાખ માણસની છે. અને તેની ઉપત્ન તથા ખર્ચ નીચે જણાવેલા આંકડાઓ પ્રમાણે છે કે જે છાપેલા આંકડાઓમાં બીજાં પાંચ મીંડાં ઉમેરી દેવાં કારણ કે તે લાખના આંકડા છે.

| સાલ. | ઉત્પન્ન | ખર્ચ. હિન્દુસ્થાનમાં | ખર્ચ. વિલાયતમાં. |
|---|---|---|---|
| ૧૯૦૧ | ૧૦૦૨૦ લાખ | ૭૨૯૦ લાખ | ૨૫૮૦ લાખ |
| ૧૯૦૨ | ૧૦૦૨૭ „ | ૬૬૭૬ „ | ૨૬૦૫ „ |
| ૧૯૦૩ | ૧૦૧૪૧ „ | ૬૯૨૬ „ | ૨૭૫૪ „ |
| ૧૯૦૪ | ૧૧૦૦૬ „ | ૭૮૩૫ „ | ૨૭૨૧ „ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૦૫ | ૧૧૦૨૭ લાખ | ૭૫૮૯ લાખ | ૨૯૧૯ લાખ |
| ૧૯૦૬ | ૧૦૯૯૯ ,, | ૭૮૯૨ ,, | ૨૭૯૨ ,, |

આમાં વિલાયતમાં થનારો ખર્ચ એટલે સ્ટેટ સેક્રેટરીની ઓફીસનો ખર્ચ, હિંદુસ્થાનથી નોકરી કરી વિલાત ગએલા અંગ્રેજ અધિકારીઓનાં પેન્શનનો ખર્ચ. હિંદુસ્થાને સરકારે કરેલાં કરજનું વિલાયતી સાવકારોને આપવામાં આવેલું વ્યાજ વિગેરે બાબતોનો ખરચ સમજવો.

ઉત્પન્નમાં સર્વથી મુખ્ય ઉત્પન્ન જમીનની મહેસુલની છે કે જે સુમારે ત્રીસ કરોડ રૂપિયા થવા જાય છે. અને ખરચમાં સહુથી વધારે ખરચ લશ્કરી બાબતનો છે કે જે પણ આસરે ત્રીસ કરોડનો થવા જાય છે. એ ખરચમાં ધ્યાન રાખવા જોગી વસ્તુ એટલીજ છે કે ગ્રેટબ્રીટન તથા આયરલેંડ અને હિન્દુસ્થાન એ જુદા જુદા હોવા છતાં બ્રીટીશ સામ્રાજ્યમાંના હિન્દુસ્થાન શિવાયના બીજા સર્વ દેશોનો મળી આસરે ૬ કરોડ ૭૫ લાખ રૂપિઆનો લશ્કરી ખરચ છે. જ્યારે માત્ર એકલાં હિન્દુસ્થાનનો લશ્કરી ખરચ ૩૦ કરોડ રૂપિયાનો છે.

હિન્દુસ્થાનમાં લશ્કરીખાતાંની સર્વ વ્યવસ્થા (કમાન્ડર ઇનચીફ) મુખ્ય સેનાપતિનાં હાથમાં છે. ઇ. સ. ૧૮૯૩ પહેલાં મુંબાઇ તથા મદ્રાસ ગવર્નમેન્ટોને પોતપોતાનાં ઇલાકાપૂરતાં લશ્કર ઉપર દેખરેખ રાખવાનો અધિકાર હતો. પરંતુ ઇ. સ. ૧૮૯૩ માં પાર્લામેન્ટના ઠરાવથી તે અધિકાર ખેંચી લેવામાં આવ્યો. અને સર્વ અધિકાર- કમાન્ડર ઇનચીફને સોંપવામાં આવ્યો, કે જેમાંથી કમાન્ડર ઇન ચીફે ઇ. સ. ૧૯૦૭ માં બે વિભાગ પાડયા જેમાંનો (૧)નોર્ધર્ન આર્મી, અને (૨) સધર્ન આર્મી. જેમાંના પહેલા વિભાગમાં પેશાવર, રાવલપીંડી, લાહોર, મીરત, લખનૌ તથા સરહદ ઉપરની પલટનોનો સમાવેશ થાય છે જ્યારે બીજા વિભાગમાં કવેટા, મહુ, પૂણા અને સિકંદરાબાદની પલટનોનો સમાવેશ કરવામાં આવ્યો છે કે જે બન્ને વિભાગો ઉપર લેફટેનંટ જનરલ નામનો અધિકારી નીમવામાં આવે છે, એકંદર રીતે લશ્કરનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે.

## ગોરૂં લશ્કર.

| વર્ગ | ઓફીસર | બીજા | એકંદર |
|---|---|---|---|
| તોપખાનું | ૫૪૭ | ૧૪૧૧૬ | ૧૪૬૬૩ |
| ઘોડેસ્વાર | ૨૧૧ | ૫૩૬૧ | ૫૧૫૨ |
| રોયલ એન્જીનીયર્સ | ૩૬૫ | ૨૧૫ | ૫૮૦ |
| પાયદળ | ૧૫૦૮ | ૫૨૨૩૮ | ૫૩૭૪૬ |
| એકંદર | ૨૬૮૧ | ૭૧૯૬૦ | ૭૪૬૪૧ |

## કાળું લશ્કર.

(આમાં માત્ર ઓફીસરો ગોરા હોય છે.)

| વર્ગ | ગોરા તથા કાળાઓફીસરો | અને બીજા | એકંદર |
|---|---|---|---|
| તોપખાનું | ૫૩ | ૭૨૮૫ | ૭૩૩૮ |
| ઘોડેસ્વાર | ૫૪૪ | ૨૪૪૫૦ | ૨૪૯૯૪ |
| સેપર્સ અને માઇનર્સ | ૭૬ | ૪૯૮૫ | ૫૦૬૭ |
| પાયદળ | ૧૮૪૫ | ૧૧૫૧૩૮ | ૧૧૬૯૮૩ |
| બીજા | ૮૭૧ | | ૮૭૧ |
| એકંદર | ૩૩૮૯ | ૧૫૧૮૫૮ | ૧૫૫૨૪૭ |
| ગોરાં તથા કાળાં સૈન્યનો સરવાળો | ૬૦૭૦ | ૨૨૩૮૧૮ | ૨૨૯૮૮૮ |

આ આંકડાઓમાં હમણાં થોડાજ વર્ષોત પહેલાં થોડીક ભરતી કરવામાં આવી છે. કે જેની સંખ્યા આશરે ૬૪૦૦૦ની છે.

તે ઉપરાંત ઇ. સ. ૧૮૮૮માં કેટલાંક હિંદીસંસ્થાનીકોને અંગ્રેજ સરકારને લશ્કર મદદ કરવાની ઉત્કંઠા થઇ. તે ઉત્કંઠાનાં પરિણામમાં હિંદુસંસ્થાનીકો પાસેનાં કેટલાંક વગર કેળવાયલાં લશ્કરને ઓછું કરાવી તેને બદલે બ્રીટીશ ઓફીસરોની દેખરેખ હેઠળ શીખેલ અને બ્રીટીશ સરકારને જ્યારે પણ જરૂર પડે ત્યારે મદદ કરી શકે એવું લશ્કર રાખવાનું સરકારે ઠેરવ્યું છે. તે લશ્કરના સેનાપતિ બ્રીટીશ ઓફીસર નથી પરંતુ તેના ઉપર બ્રીટીશ ઓફીસરોની દેખરેખ હોય છે. આ રીતનું જુદા જુદા સંસ્થાનિકોનું મળીને એકંદર ૨૦૧૮૯ માણસનું લશ્કર છે. સંસ્થાનિકોના આ લશ્કરનો સરકાર જે વખતે જરૂર પડે તે વખતે ઉપયોગ કરી શકે છે.

આ રીતેજ હિંદુસ્થાનનો રાજકાર બહુ સરસ રીતે ચલાવવામાં આવે છે.

**દ્વૈતાદ્વૈતસ્વામી.**

# साधक अने साधना.

સાધક જ્યારે મુક્તિની કથા સાંભળે છે. ત્યારે તેનાં સંસારનાં સર્વ બંધન છિન્ન થઇ જાય છે. ઉર્ધ્વશ્વાસે, અસીમ આકાંક્ષામાં તે સંસારનાં સર્વ સુખની અવહેલના કરે છે અને મુક્તિનુંજ ધ્યાન ધરે છે. ત્યારેજ સાધકને ભાન થાય છે જે "રૂપીઆ એ માટી છે—માટી એ રૂપીઆ છે કાંચન એજ બંધક છે." આવું જ્યારે જ્ઞાન થાય છે ત્યારે તેને તેની ઇષ્ટ મુક્તિ શિવાય કંઇજ દિસતું નથી. સંસારનાં સર્વ બંધનથી તે બ્હીતો નથી. તેના અંતરની વાસના કોઈ બીજીજ દિશાએ રમતી હોય છે. સર્વ પ્રભેદ મટી જાય છે. પરાજ્ઞાનથી સાધક માટી અને સુવર્ણમાં કંઇજ ભેદ જોતો નથી. જનનીની સેવામાં મુગ્ધ સાધક 'મા, મા, ત્હારી સેવા, ત્હારૂંજ દર્શન' એવો પોકાર કરે છે, ત્યારે અવર સર્વને તે ગંગામાં ફેંકી દે છે. ક્ષેત્રમાં અનેક ભક્તો એ માતૃ મૂર્તિ સિવાય કંઇ જોઇ શકયા નથી. સમસ્ત બ્રહ્માંડને તેઓ જનની સ્વરૂપ સિવાય કંઇજ લેખી શકયા નથી. માતૃ નામમાં વિભોર થઈ આ પંચભૂતમય દેહને અનંત બ્રહ્માંડ શરીરના સાથે મેળવી દે છે. સાધકનો આત્મા જ્યારે માતાના સ્નેહથી ભરાઇ આવે છે ત્યારે બ્રહ્માંડ વ્યાપી મહા મહિમથી માતૃમૂર્તિ જોઇ સાધક પોકારી ઉઠે છે કે:—

" देवी त्रयी भगवती भव भावनाय,-
वार्ताच सर्व जगतां परमाति हन्त्री "

મુક્તિની વાણી સાધક વગર બીજો કોઇ ભાગ્યેજ સમજી શકે છે. આજ હિંદુસ્થાનમાં મુક્તિની ગાથા, વાણી સંભળાય છે. અપુર્વ બંસીનો મધુર નાદ કાનમાં ભણકારા મારે છે. આજ સાધકોના હૃદયમાં માની મુર્તિ, તે અનંત ઐશ્વર્ય શોભા સંપદ દાયિની, સવ પાપ તાપ દુર કારિણી જનનીની મૂર્તિ વિરાજે છે. ભયભાવના, વિપદ, આપદ, તુચ્છકારી આ યુગના માતસાધકો અનંત બ્રહ્માંડને કમ્પાવી અસુર હૃદયે ભીતિ ઉત્પાદન કરી વેદ ધ્વનિ કરે છે:-

વન્દેમાતરમ્

સત્ય ખરેખર આ દેશમાં મુક્તિની વાણી આવી છે મુક્તિ માર્ગે જનારા આજ ભાપણ પરિક્ષા અને વિષમ સમસ્યામાં પડયા છે. એક તરફ માતા આવ્હાન કરે છે બીજી તરફ અસૂરો પ્રવંચના આવ્હાહુન કરે છે. એક તરફ માની સ્નેહમયી મૂર્તિ છે બીજી તરફ અમને મળતી પ્રલયકારી જંગલ ધ્વંસી પૈસાચિક મૂર્તિ છે. સાધક આ જોઇ સાંભળી અને વિસ્મિત થાય છે. સાધક પરંતુ સારી રીતે સમજે છે કે મૃત્યુ એ શું છે ? મૃત્યુ તો માત્ર દેહાંતરની પ્રાપ્તિ છે. સાધક તેના સાધ્યમાં શું આડે આવે છે તે જાણે છે. પળે પળે વિઘ્નથી સાધક શું ભયભીત થાય છે ? નહિ પરમ ભક્ત સાધક પ્રલ્હાદને તેની સાધનાથી વિરકત કરવાને પિતા, આચાર્ય ઘણા મથ્યા પરંતુ તે તે સાધનાના માર્ગથી ચળીત થયો ! નહિજ. પર્વત પરથી ફેંકી દેવામાં આવ્યો. હાથીના પગ તળે કચડાવવામાં આવ્યો, હળા હળ ઝેર આપવામાં આવ્યું, અનેક આસુરી શકિતનો આશ્રય લેવામાં આવ્યો તોપણ ભકત સાધક પ્રલ્હાદ કશાથી પણ તે પૈશાચિક માયાથી મુગ્ધ થયો નહિ. સાધકને કોઇ પણ પ્રકારના અંતરાય નડી શકતા નથી. તે દુઃખ શું છે તે જાણતોજ નથી. તે ઉત્પીડનથી કાયર થતો નથી, તે ભયની પરવા કરતો નથી. પ્રલ્હાદે જોયું કે દુઃખ છેજ નહી. "सर्वं खल्विदं ब्रह्म" પ્રલ્હાદે જોયું કે દેહ શું છે ? એતો માત્ર આવરણ છે. દેહ અભ્યંતરસ્થ આત્મા અજર છે—અમર છે, —અક્ષય છે, અવ્યય છે. ભીત થવાનું શું પ્રયોજન? એમ સમજી લોહી તરતંભ બાઝયો. સાધકના મન વજ્ર જેવા હોય છે. અરે વજ્રથી પણ કઠોર હોય છે.

અયે આર્ય ભૂમે, જો ! ત્હારાં સંતાનોની શી સ્થિતિ છે. દારિદ્રય તાંડવ નૃત્ય કરી રહ્યું છે. આળસ. ઇર્ષ્યા, અહંકાર સઘળાનું જોર વ્યાપ્યું છે. અરે. મનુષ્યો અકળાઇ રહ્યા છે. સંતાનો ભયભિત થઇ રહ્યા છે. કર્તવ્ય વિમુઢ થઇ રહ્યા છે. માતા ત્હારી અભય વાણી પ્રચાર કર.

ईत्थं यदायदा बाधा दानरो त्था भविष्यति
तदातदावतीर्या हं करिष्या म्यरिसंक्षयम्

" જ્યારે જ્યારે દાનવો વિઘ્ન નાંખે,
અવતીર્ણ થઇ શત્રુ વિનાશું ત્યારે"

હવે શો ભય છે. જનનીની અભયં વાણી સાંભળી છે. હે મુક્તિ પ્રયાંસી પથિક, હવે માયામાં મુગ્ધ ન થા. જનનીનું આવ્હાન સાંભળ. ઉઠ, અગ્રેસર થા. અને પ્રાપ્ય મળે ત્યાં સુધી અટક ના"

રમણિક.

# स्वर्गीय रोमेशचंद्र दत्त.

રોમેશચંદ્ર દત્તના નામથી ભાગ્યેજ કોઇ હિંદીવાન અજ્ઞાત હશે. તેઓ ૬૧-૬૨ વરસની વયે એક યશસ્વી અને વિજયી જીવનની સમાપ્તિ કરી, નવેમ્બર માસની તા૦ ૩૦ મી મંગળવારે સવારે બે વાગતાં સ્વર્ગવાસી થયા છે. તેઓએ જે જે ભાગમાં સેવા કરી છે, તે તે ભાગમાં એટલી બધી લોકપ્રિયતા સંપાદન કરેલી છે કે તેમનું નામ લોકોના હૃદયમા અમરસ્થાન કરી રહ્યુ છે. તેઓ નામદારે હિંદી એકુ તોના અને ગરીબ પ્રજાના હિત માટે ના૦ સરકાર સાથે નિ સ્વાર્થ અને નિડરતાથી અડગ રીતે લડત ચલાવી "દરીદ્રના દોસ્ત" તરીકે યોગ્ય ઉપનામ મેળવ્યું છે. તેઓની કીર્તિ એકદેશી નહિ, પરંતુ અનેકદેશી છે. તેઓ એક મહાન રાજર્ષિ તરીકેજ નહિ પરંતુ સંસાર સુધારક અને મહાન લેખક તરીકે પણ ખ્યાતિ પામેલા છે. તેઓ નામદારે અંગ્રેજ સરકારની મોટી જોખમદારી ભરેલી નોકરી લાંબા વખત સુધી વફાદાર રીતે બજાવવા છતાં પ્રજાનું હિત કરવા તેઓ કદી ચુકયાજ નથી. રાજા પ્રજા ઉભયનું હિત સાધવા અને ઉભયની પ્રીતિ સંપાદન કરવા કવચિદ્જ કોઇ મંત્રી અથવા સત્તાધીશ ભાગ્યવાન થાય અને આવા ભાગ્યશાળી મહાન પુરૂષોમાં વડોદરાના દિવાન સાહેબ રોમેશચદ્રદત્ત એક અગત્યનું સ્થાન ધરાવે છે. તેમનું જીવન ચરિત્ર એક સદ્ભાગ્યની અને વિજયની અનુપમ માળાથી ગુથાએલું છે. તેઓએ નાની વયમાં સીવીલ સરવીસની માનવંત પરિક્ષા પહેલા બંગાળી તરીકે પસાર કરી સરકારી નોકરીમાં મોટે ઓધે દાખલ થઇ, છેવટે પોતાની કાર્ય કુશળતા અને પ્રમાણિકતાના વિશિષ્ટ સદગુણોના પ્રભાવે અન્ય હીંદીને કદી નહી મળેલું એવું કમીશનરનું માનનીય પદ મેળવ્યું હતું.

તેઓ નામદારની વડોદરા રાજ્યની કાર્ય કીર્તિ પણ એકંદરે ઠીક હતી તેમાં કાંઇ શક નથી. તેઓએ સને ૧૯૦૪ થી ૧૯૦૭ સુધીના ત્રણ વરસના અમાત્યપદથી પ્રજાની અને રાજયની જે ખાસ સેવા બજાવી છે તે કોઈથી પણ ભુલાય તેવી નથી. વડોદરાની પ્રજાને સુધરેલાં રાજય બંધારણ પ્રમાણે રાજય કારભારમાં ભાગ આપવાની શ્રીમંત મહારાજાની ઉત્કૃષ્ટ ઇચ્છાનુસાર તેઓ નામદારે હીંદના પ્રાચીન આર્ય તત્વને અનુસરતું પંચાયત ધોરણ અને ધારાસભાની યોજના કરી પ્રજાને જે હકો આપેલા છે તેથી તેઓ નામદારને ભવિષ્યમાં તેનું સારૂં પરિણામ આવેથી પ્રજાના બનાવનાર તરીકે ઓળખી લેવામાં આવશે એમાં લેશ માત્ર અતિશયોક્તિ નથી. તુરતમાં તેઓ નામદારે દિવાનપદ ઉપરથી રાજયના હુન્નર ઉદ્યોગની આબાદી માટે જકાતની માફી કરાવી તે પણ પ્રજા હિતેચ્છુ તરીકેની તેમની કીર્તીમાં વિશેષ ઉમેરો કરે છે. આવા પરમ દેશભકત, મહાન સરસ્વતીના ઉપાસક, બુધ્ધિવાન, કાર્યદક્ષ અને રાજનીતિજ્ઞ રાજર્ષિ રોમેશચદ્રના સ્વર્ગવાસ થવાથી આખા દેશની પ્રજાને અને ખાસ કરીને ગાયકવાડી પ્રજા કે જેને હજુ તેઓ નામદાર પ્રત્યે ઘણી ઘણી આશાઓ હતી તેને મહાન ખોટ પડી છે અને તેથી આપણા પ્રજાજનોમાં તેમજ આખા દેશમાં સર્વત્ર એક સરખો અફસોસ ફેલાઇ રહ્યો છે! તેઓ નામદારના કુટુંબ પ્રત્યે અમો પ્રજા તરફથી દીલસોજી પ્રદર્શિત કરીએ છીએ. અને ગત મહાત્મા પુરૂષના સ્મરણીય અને વંદનીય નામ માટે છેવટની એટલીજ ઇચ્છા દર્શાવીએ છીએ કે તેના આત્માને પ્રભુ પરમ શાંતી આપો અને હવે એક પછી એક આવા હીંદી નર રત્નોની આપણા દેશને પડતી ખોટ, બીજા યુવાન હીંદીઓને ઇશ્વરી આશીરવાદથી નવું લોહી, અલૌકિક તેજ અને વિરલ સ્વદેશપ્રેમ બક્ષી પુરો!!

## જન્મ અને બાલ્યાવસ્થા.

તેઓ નામદારનો જન્મ તા૦ ૧૩ અગસ્ટ સને ૧૮૪૮ કલકત્તામાં બંગાળાના એક ખાનદાન કુળમાં થયો હતો. તેમના પિતા બાબુ ઈશાનચંદ્રદત્ત બં

ગાળાના ડેપ્યુટી કલેકટરનો (તે વેળા ગણાતો) મા-ભવંત દરજ્જો ભોગવતા હતા કે જે જગા તે વેળા પહેલીજ વાર દેશીઓ માટે લોર્ડ વિલીયમ બેંટીકે ખુલ્લી કરી હતી. તેમના પિતાના દાદા બાબુ નીલમણીચંદ્ર ૧૮ મા સૈકાની આખરમાં ઘણા નામાંકિત પુરૂષ થઈ ગયા હતા. તેમના કાકા બાબુ રાસમય દત્ત પણ સંસ્કૃત કોલેજના પહેલવહેલા દેશી પ્રીન્સીપાલ નીમાયા હતા. આવા શ્રીમંત, સુશિક્ષિત ને આબરૂદાર કુટુંબમાં તેઓ જન્મ પામ્યા હતા; પણ દસ વરસની બાળવયમાંજ તેમના પિતા તથા માતા બંને સ્વર્ગવાસ થવાથી તેઓ પોતાના કાકાની દેખરેખ અને સંભાળ નીચે ઉછર્યા હતા. અંગ્રેજી નિશાળમાં અભ્યાસ કરી ૧૬ વરસની વયે યુનિવરસીટીની પ્રવેશક ( Matriculation ) પરિક્ષામાં ઘણે ઉંચે નંબરે પસાર થઇ આગળ ઉંચા અભ્યાસ માટે કોલેજમાં દાખલ થયા હતા. પરંતુ એફ. ઇ. એ. (પ્રીવીયસ) ની પરિક્ષા સને ૧૮૬૬માં પસાર કર્યા પછી ગ્રેજ્યુએટ થવાનો વિચાર માંડી વાળી તેઓએ કોલેજ છોડી. જો કે પછી તેઓ ગ્રેજ્યુએટ તો થયાજ નહીં, પણ તેમના નસીબે જુદોજ રસ્તો લીધો.

## છાનામાના વિલાયત ગયેલા ત્રણ બંગાળી યુવાન નર રત્નો.

કોલેજ છોડવાનો તેમનો આશય અભ્યાસ છોડવા માટે ન હતો. સીવીલ સરવીસની માનનીય પણ વિકટ પરિક્ષામાં પસાર થવાના શુભ ઇરાદાથી તા. ૩ માર્ચ ૧૮૬૮ ને દિવસે ત્રણ બંગાળી યુવાનો ઇંગ્લાંડ જવા તૈયાર થયા પરંતુ તે સમયનો પ્રજામત પરદેશ ગમનની સખત વિરૂદ્ધ તથા જ્ઞાતિ બંધનનો ભારે ત્રાસ હોવાથી તે ત્રણમાંના બે તે ના. દત્ત સાહેબ અને તેમના બાળમિત્ર હાલના વડોદરાના ન્યાયમંત્રી બાબુ બીહારીલાલ ગુપ્તા પોતાના ઘરમાંથી રાતે છાનામાના વિલાયત જવા સ્ટીમરમાં જઇ સંતાઇ ગયા હતા. અને ત્રીજા યુવાન તે હાલના લોકમાન્ય શ્રી બાબુ સુરેંદ્રનાથ બેનરજી પોતાના કુટુંબીઓની રજા લઇ તેમની સાથે વિલાયત ગયા હતા.

## સીવીલીયન થયા.

ઇંગ્લાંડમાં સીવીલ સરવીસ માટેની પ્રવેશક પરિક્ષાનાં ત્રણસો ઉમેદવારોમાં ના. દત્ત ત્રીજે નંબરે આવ્યાં હતા, અને તે પ્રમાણે આ પહેલી બંગાળી તરૂણ વિદ્યાર્થિઓની ત્રિપુટીએ અંગ્રેજ પરિક્ષકો અને શીક્ષકોનું ધ્યાન ખેંચ્યું હતું.

પોતાના અભ્યાસમાંથી વખત બચાવી તેઓ મી૦ ગ્લાડસ્ટન અને મી૦ ડીસરાયલીનાં ભાષણો વારંવાર સાંભળવા જતા હતા, જેની અસર તેમના જીવન ઉપર સચોટ અંકિત થવા પામી હતી. તે ઉપરાંત જોહુન સ્ટુઅર્ટ મીલ્સ અને ચાર્લસ ડીકન્સ જેવા વિદ્વાનો સાથે સહવાસમાં આવવાનો લાભ લીધો હતો. અને ૧૮૭૧ માં તેઓએ આઇ. સી. એસ. (સીવીલીયન) ની માનવંતી પરિક્ષા પસાર કરી સ્વદેશ તરફ પાછા પધાર્યા હતા.

## ત્રણે મિત્રો ગોળીથી બચ્યા.

પોતાની મુસાફરી દરમ્યાન ફ્રાંસમાં તે વખતે કોમ્યુનીસ્ટ લોકોનો ભય પ્રચલિત હોવાથી આ હિંદી ત્રિપુટીને ત્યાંની પોલીસે શક ઉપરથી પકડી કેદ કરી હતી અને બ્રિટિશ હિંદી રઇયત તરીકે જો ફ્રેંચ અમલદારને તેઓ સંતોષ ન આપી શકયા હોત તો તેજ વખતે કોમ્યુનીસ્ટો વેષધારી જાસુસો સમજી તે ત્રણે તરૂણ હિંદીઓને ગોળી વડે જાન ખોવાનો વખત નજીક હતો! પણ હિંદને સારે નસીબે આ ત્રિપુટીનો જીવ બચ્યો અને સ્વદેશમાં આવી દેશની સેવામાં તન મન અર્પણ કરી અમર નામના મેળવી.

## સરકારી નોકરી અને અભ્યુદય.

હીંદી સનદી નોકરીની પરિક્ષા પસાર કરી હિંદમાં આવતાં ના. દત્ત સાહેબે સને ૧૮૭૧ થી ૧૮૮૨ સુધી ૧૧ વરસ તેઓએ જુદા જુદા ખાતામાં સરકારી નોકરી કરી અનુભવ મેળવ્યો હતો. ૧૮૭૪ માં તેઓએ ઘણીજ સંતોષકારક રીતે કામ કરવાથી સને ૧૮૭૬ માં શાહબાઝપુરના દ્વિપ ઉપર જે રેલ-

ની ભયંકર આફતથી પાયમાલી અને અવ્યવસ્થા થઇ હતી, તે દુર કરવા અને ત્યાંની સ્થિતિ સુધારવા ના. સરકારે તેમની નીમણુક કરી હતી. અથાગ શ્રમ અને અપુર્વ ચાલાકીથી આ બેટની સુવ્યવસ્થા અને આબાદી કરવા તેઓ શક્તિવાન થયા હતા અને તે ઉપરથી તેમની અસાધારણ બુદ્ધિ અને શક્તિની કદર કરી ના. સરકારે ૧૮૮૩ માં બેરીસાલના ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટની જગાઓ માટે ગોરા અમલદારોનીજ લાયકી ગણવામાં આવતી હતી, અને તે માન આપણાં દેશીઓમાં પહેલું ના૦ દત્ત સાહેબને આપી સરકારે દેશીઓની લાયકાત સ્વીકારી; તે વખતે આ વિજયી અને આગળ વધતા જતા હીંદી યુવાન ( ના૦ દત્ત ) માટે ખરેખરી કસોટીનો સમય હતો. દેશમાં ગોરા કાળા વચ્ચેની ભિન્નતાનો સવાલ સર્વત્ર ચર્ચાતો હતો. ઇલબર્ટ બીલનું તોફાન અને તે ઉપર ગરમ ચર્ચા ચાલી રહી હતી. અને આ ચર્ચામાં અને ધમાલમાં પણ તેઓએ એટલી શાન્તી અને નિપુણતાથી ભાગ લીધો હતો કે પ્રજા પક્ષનો મજબુત બચાવ કરવા છતાં સરકારને પણ દેશહિતનો સુમાર્ગ બતાવી સહાય કરી હતી તેઓ જોખમદાર દરજ્જો મેળવનાર પહેલા હિંદી હતા અને તેમની ફતેહ ઉપર હીંદીઓના લાભનું પરિણામ હતું. તેઓ આ કસોટીમાં ગોરા અમલદારો કરતાં ચઢીયાતા નીકળ્યા અને સને ૧૮૮૫ માં જ્યારે તેઓ વિશ્રાંતિ અર્થે ફરલો રજા ઉપર ગયા તે વખતે ના૦ સરકારના તે વખતના વાર્ષિક રીપોર્ટમાં તેઓ માટે ઘણા ઉચ્ચ શબ્દોમાં સ્તુતિ કરવામાં આવી હતી.

## ફરલો રજામાં સાહિત્ય સેવા.

સને ૧૮૮૫ થી ૮૭ સુધી બે વરસ માટે વિશ્રાંતિ લેવા માટે તેઓએ ફરલો રજા લેઇ, તે વખત પોતાની પ્રવૃત્તિ બીજી દિશાઓમાં પ્રેરી હતી. પહેલાં સખત સરકારી નોકરી કરવા છતાં પણ સને ૧૮૭૪ થી ૮૦ સુધીમાં ચાર ઐતિહાસીક નવલ કથાઓ બંગાળી ભાષામાં રચી સ્વમાતૃભાષાની સેવા કરી હતી, પરંતુ અમલદારી કામના બોજાથી થોડા વખત માટે મુક્ત થઇ બધો વખત તેમણે હવે સરસ્વતિની ઉપાસનામાં ગાળવા નિશ્ચય કરીનેજ આ ફરલો લીધી હતી તે વખતમાં " Lake of the palms " વગેરે નોવેલો લખ્યાં અને ભાવિક શાસ્ત્રીઓને પુરાણી વિદ્વાનો વિરૂધ્ધ છતાં રુગવેદનું અંગ્રેજી ભાષાંતર કરી સર્વ પ્રજા માટે આર્ય ધર્મક્ષેત્ર ખુલ્લું મુક્યું.

## ખેતાબ અને નોકરીની કદર.

સને ૧૮૮૬ માં યુરોપની મુસાફરી પોતાના કુંટુંબ સાથે કરી, સને ૧૮૮૭ માં પાછા નોકરી ઉપર જોડાયા હતા. પ્રથમ પબના અને પછી તુરત માઇમનસીંગમાં તેમની બદલી થઇ. આ વખતે તેમણે અથાગશ્રમ લઇ " Civilization in Ancient India " નામનો ઐતિહાસીક ગ્રંથ ત્રણ વિભાગમાં પ્રસિધ્ધ કર્યો. સને ૧૮૯૦ માં બર્દ્વાનના કલેક્ટર અને ત્યાંના સગીર રાજાની દેખરેખ રાખનાર તરીકે ના. સરકારે તેમની ખાસ નિમણુંક કરી હતી અને જાહેર પ્રજાની સેવાની કદરમાં ના૦ સરકારે સી. આઇ. ઇ. નો માનવંત ખીતાબ આપ્યો હતો. બાદ તેઓ નામદાર ફરીને પ્રવાસ અર્થે કાશ્મીર, હરદ્વાર વગેરે થઇ ઇંગ્લાંડની સફરે ગયા હતા; જ્યાંથી સને ૧૮૯૩ માં પાછા ફરી " બંગાળ સાહિત્ય પરિષદ " ની સ્થાપના કરી માતૃભાષાની કાયમની સેવા બજાવી હતી.

## કમીશનરનો દરજ્જો.

ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અને કલેક્ટરના જોખમદાર દરજ્જાઓમાંથી ના. સરકારને સંતોષ આપવાથી ના. દત્ત સાહેબે હીંદીઓની ગમે તેવા મોટા જોખમના દરજ્જા માટે લાયકાતની ખાત્રી આપી હતી. સને ૧૮૯૪ માં બરદ્વાન ડીસ્ટ્રીક્ટના કમીશનરની માન ભરેલી જગા ના દત્ત સાહેબ મેળવવા શક્તિમાન થયા હતા. આ જગા માટે એક સીનીયર અગ્રેજ અમલદારનો હક ડુબાવી તેના કરતાં અધિક લાયકાત ધરાવનાર ના૦ દત્ત સાહેબને પહેલા હીંદી કમી·

શનર તરીકેનું અસાધારણ માન આપ્યું હતું. આ વખતે બંગાળાની ધારાસભાના સભાસદ તરીકે તેમને પસંદ કરવામાં આવ્યા, પરંતુ થોડા સમય પછી તેમની બદલી ઓરીસાના કમીશનર તરીકે થતાં ધારાસભામાંથી તેમણે રાજીનામું આપ્યું.

## રીટાયર અને પ્રજા સેવા.

સને ૧૮૯૭ માં રાજ્ય સેવામાં ૨૬ વર્ષ જેટલી લાંબી મુદત સુધી માનપ્રદ કાર્ય બજાવી, પ્રજા સેવામાં કાળ નિર્ગમન કરવાના ઉચ્ચાભિલાષથી તેઓ નામદાર પોતેજ વાનપ્રસ્થ થયા હતા.

આ વખતે મુદત પુરે પુરી થયા પહેલાં નાની વયે વાનપ્રસ્થ થવા માટે પ્રજામત અનેક તર્ક વિતર્કો કરતો હતો, પરંતુ વાનપ્રસ્થ થવામાં તેમણે અપુર્વ પ્રજા સેવા કરી પોતાનો ઉદ્દેશ ફલીભૂત કરી સમગ્ર હીંદી પ્રજાનો આશિર્વાદ લીધો છે. એ વાનપ્રસ્થકાળ ઇંગ્લાંડની ભૂમિમાં નિર્ગમન કરવા સાત વર્ષ સુધી તેઓએ ઇંગ્લાંડમાં નિવાસ રાખ્યો હતો. જે દરમ્યાન ઇંગ્લાંડમાં હીંદી પાર્ટીના આગેવાનો અને હીંદના હિત માટે લડત ચલાવનારા ના. દાદાભાઇ નવરોજજી તથા મી. ડબલ્યુ સી. બોનરજીની સાથે રહી તનમનથી મદદ કરી હતી. સને ૧૮૯૯ માં લકનો ખાતે

## હીંદી કોંગ્રેસના પ્રમુખ

તરીકે તેમને બોલાવી પ્રજાએ તેમની સેવાની કદર કરી હતી.

## લોર્ડ કર્ઝન સામે ટીકા બાણ.

બાદ હીંદની મ્હેસુલી પદ્ધતિ સંબંધી લોર્ડ કર્ઝન સાથે રૂબરૂ ચર્ચા કરવા છતાં તેનું કાંઇ પરિણામ નહીં આવવાથી Open Letters to Lord Curzon "લોર્ડ કર્ઝનને ખુલ્લા પત્રો" લખી પ્રજા તરફથી સખત લડત ચલાવી હતી. પુન: ઇંગ્લાંડ ખાતે જઇ હીંદી પ્રધાનને મ્હેસુલમાં સુધારા કરવા સંબંધી સુચનાઓ રૂપ અરજ કરેલી હતી. આ વખતે તેઓ તરફથી "Economic History of British India" નામનું પુસ્તક બહાર પાડવામાં આવ્યું કે જે પુસ્તકની દસ હજાર કોપીઓ તુરતજ ખપી ગઇ હતી.

## વડોદરા સાથે પહેલો સંબંધ.

આ વખતે સને ૧૯૦૪ માં વડોદરાના મહારાજા સાહેબે ના. દત્ત સાહેબના બોહોળા જ્ઞાન, અનુભવ અને અપુર્વ શક્તિનો પોતાની પ્રજાને લાભ આપવા વડોદરા રાજ્યમાં મહત્વની જોખમદાર જગો આપી "અમાત્ય" નો દરજ્જો આપ્યો. આ ત્રણ વર્ષના ટુંકા અરસામાં તેઓ વડોદરા રાજ્યની પ્રજા માટે શ્રીમંતને અનેક સુધારા સુચવવા તથા કરાવવામાં સમર્થ થયા. તેમણે ગાંયકવાડી પ્રજાની ઉન્નતિ કરવા ગરીબ ખેડુતોને ભારણથી મુક્ત કરી પ્રજાના ગરીબ વર્ગની સ્થિતિ સુધારવા તે વેળા જે અનેક સુધારાઓ કર્યા હતા. તેમાં (૧) ખેડુતો ઉપરની રૂા. ૩૦ લાખની ચઢેલી મ્હેસુલ માફ કરી; (૨) પરચુરણ નાના ધંધાદારીઓ ઉપર લેવાતા કરો કાઢી નાંખ્યા; (૩) શ્રીમંતો ઉપર પ્રમાણમાં બોજો નાંખવા આયપત વેરો દાખલ કર્યો અને રૂ. ૧૫૦ થી શરૂ કરી ધીમે ધીમે રૂ. ૭૫૦ સુધીની આવકને કર લેવા પાત્ર ઠરાવી; (૪) વેપાર ઉદ્યોગની ખીલવણી માટે રાજ્ય તરફથી હરીફાઇ બંધ કરી રાજ્યની કોટન મીલ જાહેર વેચી નાંખી. (૫) જકાત ઓછી કરી અને તેની પદ્ધતિ તથા ઉઘરાતમાં સુધારા કર્યા; (૬) ન્યાય ખાતાથી કારોબારી ઓદ્ધાઓ જુદા પાડયા (૭) અને સ્થાનિક સ્વરાજ્યનો હક પ્રજાને આપી, પંચાયતો વગેરેનાં ધોરણ બાંધ્યા (૮) તથા છેવટે શ્રી. મહારાજા સાહેબની ખાસ ઇચ્છાનુસાર મુફત અને ફરજીયાત કેળવણી અમલમાં મુકવા ઘટીત યોજના અને વ્યવસ્થા કરી.

## સત્તાની વહેંચણીનાં કમીશનમાં.

આ પ્રમાણે રાજ્યમાં સુધરેલી શાસન પદ્ધતિ અનુસાર અનેક સુધારાઓ દાખલ કરી તેઓ નામદાર સને ૧૯૦૯ માં સરકાર તરફથી નીમાયેલા સત્તાની વહેંચણીની તપાસ માટેના કમીશનમાં મેંબર

તરીકે નીમાવાથી વડોદરેથી રાજા અને પ્રજા ઉભ-યનું માન મેળવી ઈંગ્લંડ પધાર્યા હતા. કમીશનનું કાર્ય સમાપ્ત કરી

## વડોદરાના દિવાન તરીકે

સને ૧૯૦૯ ના માર્ચમાં તેઓ વિલાયતથી આ દેશમાં આવતાં મહારાજા સાહેબના આમંત્રણથી વડોદરાના દીવાનનું માનપ્રદ સ્વીકાર્યું. લગભગ છ માસ સુધી તે સ્થળે કામ કર્યા બાદ વડોદરાની અને હીંદની પ્રજાના કમભાગ્યે તેઓ નામદારના આયુષ્ય-નો અણધાર્યો અંત આવ્યો છે. આ છ માસના અમલમાં જો કે તેઓ નામદારને બહુ મોટા સુધારા કરવા તક મળેલી નથી, તોપણ હાલની કેળવણી પદ્ધતિની ખામી બતાવવા અને નવીન સુચના કરવા માટે તથા રાજ્યમાં સત્તાની વહેંચણી યથાર્થ રીતે કરી સુધારા કરવામાં સતાવાર રીતે બે કમીશનો તેઓ નામદારે નીમેલાં હતાં, જેનું પરિણામ આવવા પહેલાં તેઓ નામદાર ગત થયા તે ખેદની વાત છે. આ ઉપરાંત હાલમાં વડોદરા રાજ્યના વેપાર હુન્નર-ની ખીલવણી માટે જકાતની માફીનું જાહેર નામું, જો તે બાબત પ્રજાના હવે પછીના વાંધા પ્રમાણે ફેરફાર થાત તો તેઓની કાર્યકીર્તિનાં છેલ્લા સ્મરણ તરીકે પ્રજાના હૃદયમાં તાજું રહેત, પણ અફસોસ ! ક્રૂર કાળને દયા કે દિલસોજી છેજ નહીં !

## સાહિત્યની છેલ્લી સેવા.

રાજકિય તથા સાહિત્ય સેવા માટે તેઓ નામ-દારના હૃદયમાં કેવું પ્રશંસાપાત્ર સ્વદેશાભિમાન હ-તું તે ગયાજ માસમાં વડોદરામાં ભરાયેલી મરાઠી સાહિત્ય પરિષદ વેળાના તેમના અલૌકીક પ્રેમ અને ઉત્સાહથી આપણે પ્રત્યક્ષ જોયું છે. તે નામદારનું તે ભાષણ પ્રજાને સહુથી છેલો અને વાણીનો વારસો હતો. ગુજરાતમાં કે મહારાષ્ટ્રમાં હવે પછી જે કાંઇ સાહિત્ય ઉત્સાહ વધશે, તેમાં તે ભાષણ મુખ્ય પ્રેરક ગણાશે.

## તેમના લખેલા ગ્રંથો.

રામાયણ તથા મહાભારતનું અંગ્રેજી પદ્યાત્મક ભાષાંતર, પ્રાચીન હીંદનાં ગીતો, પ્રાચીન હીંદુ સુધા-રો, બુદ્ધનો સુધારા કાળ, મધ્યમ કાળનો હીંદુ સુધા-રો, હીંદનો વેપાર હુન્નર અને મહેસુલ, એ સર્વ પુસ્તકો અંગ્રેજીમાં લખેલાં છે તે ઉપરાંત શ્રી વીક-ટોરીયા મહારાણીના સમયનું હિંદુસ્થાન, શરૂઆતના બ્રીટીશ રાજ્ય નીચેનું હિંદ, પ્રાચીન અને આર્વાચીન હીંદનો સંક્ષિપ્ત ઇતિહાસ, હીંદી આર્થિક સ્થિતિનો હેવાલ, લોર્ડ કર્ઝન ઉપર ખુલ્લા પત્રો, તથા રાજદ્વારી વિષયો ઉપર ભાષણો અને નિબંધો. સર્વ પુસ્તકો અંગ્રેજીમાં લખેલાં છે. તથા 'લેક ઓફ ધી પામ્સ' 'આગ્રાની ગુલામ કન્યા' વગેરે ચાર નવલ કથાઓ બંગાળીમાં લખેલી છે જેનાં ભાષાંતર, રૂગવેદનું અં-ગરેજીમાં ભાષાંતર પ્રસિધ્ધ કર્યું છે.

## યશસ્વી જીવનનો અંત.

ટુંકામાં આ પ્રમાણે તેઓ નામદારે ૬૨ વર્ષ-નું યશસ્વી, સુખી અને વિજયવંત જીવન ગાળી વ-ડોદરા જેવા પ્રથમ દરજાના અને સુધરેલા રાજ્ય-ના મુખ્ય મંત્રી પદ ઉપરથીજ તેમણે સ્વર્ગવાસ કર્યો છે.

તેઓ નામદાર પોતાના અંતમાં-સર્વ-કુટુંબીઓ માં બોલી ચાલી શકે તથા શુધ્ધીમાં હોય એવી સ્થિ-તિમાં સીક રહી સ્વર્ગવાસી થયા હોત તો તે કુદરત-ની ઇચ્છા ગણાત, પણ લગભગ અચાનક અને અ-વાચક સ્વર્ગવાસ તેમના કુટુંબીઓ, રાજકુટુંબ અને પ્રજા જનો સર્વને વધુ દુખરૂપ અને દિલસોજી ખેંચનારો થયો છે.

## આપણી અંતીમ પ્રાર્થના.

આત્મહિત, રાજ્યહિત અને પ્રજાહિત એ જી-વનનાં ત્રણે કર્તવ્યને યથાર્થ રીતે સાધી જીવન મુકત થનાર મહાન દેશભકત અને સાક્ષર રત્ન, રોમેશ-ચંદ્રદતના ગતાત્માનું અખંડ કલ્યાણ અને શાંતિ હોજો ! અસ્તુ.

# सोमनाथ अने महमूद.

ગુજરાતની પશ્ચિમે કાઠીયાવાડ નામનો દ્વિપકલ્પ છે જેનું સંસ્કૃત નામ સૌરાષ્ટ્ર હતું અને હાલમાં સોરઠના નામથી ઓળખાય છે. તેની દક્ષિણ કિનારે સોમનાથ મહાદેવનું મ્હોટું પવિત્ર મંદિર આવેલું છે. પ્રાચીન સમયમાં સોમનાથનું મ્હોટું માહાત્મ્ય હતું. શિવરાત્રી, ગ્રહણ આદિ પર્વોને દિવસે બે ચાર લાખ માણસો ભેગાં થતાં હતાં. એ મંદિરનું ખર્ચ ચલાવાને માટે રાજા મહારાજાઓએ ઘણાં ગામ બક્ષીસ આપેલાં છે. સોમનાથના મંદિરમાં બે હજાર પૂજારીઓ, પાંચસો નૃત્યાંગનાઓ અને ઘણા નોકરો હતા. મંદિરનો મ્હોટો ઘંટ બસો મણ સોનાની સાંકળથી લટકાવામાં આવ્યો હતો. મહાદેવને સ્નાન કરાવવાને માટે હમેશાં ત્રણસો ગાઉથી ગંગા જળ લાવવામાં આવતું હતું. આખા ભારત વર્ષમાં સોમનાથનું મંદિર વખણાતું હતું.

અફગાનિસ્તાનમાં ગજની નામનું એક પ્રસિદ્ધ શહેર છે. એ શહેરમાં એક મ્હોટો કિલ્લો છે. સને ૯૯૭ માં ત્યાંનો બાદશાહ સબકતગીન મરણ પામ્યો તે વખતે તેના ઔરસ પુત્ર શાહજાદા ઇસ્માઇલને કેદ કરીને મહમૂદ ગાદી ઉપર બેઠો, એ સબકતગીનની રાખેલી વેશ્યાનો પુત્ર હતો.

મહમૂદ મહમ્મદી ધર્મનો ઘણો અભિમાની હતો. એ હમેશાં પોતાના ધર્મનો પ્રચાર કરવાની શોધ ખોળ કરતો હતો. મહમૂદ ઘણોજ લોભી હતો, એણે બે કારણોને તાબે થઇને હિન્દના ઉપર ઘણી ચડાઇઓ કરી છે. તેમાં એણે છેલ્લી ચડાઇ સોમનાથના દેવળ પર કરી એનો ચિતાર આજ હમે ભારત જીવનના વાંચકો સન્મુખ રજુ કરીએ છીએ.

સને ૧૦૨૪ નાં સપટેમ્બર મહીનામાં મહમૂદે ગજનીમાંથી પ્રયાણ કર્યું. પોતાની સાથે ત્રીસ ચાળીસ હજારથી પણ વધારે લશ્કર લઇને આક્ટોમ્બર મહિનામાં એ મુલતાન પહોંચ્યો. ત્યાંથી અજમેર આવ્યો. મહમૂદ અજમેર આવે છે એવા સમાચાર સાંભળીને ત્યાંનો રાજા ન્હાસી ગયો પછી શું જોઇયે છીએ. મહમૂદે અજમેરને ખૂબ લુંટી લીધું અને રાજ્યને પાયમાલ કર્યું. ત્યાંથી આગળ ચાલતાં ગુજરાત પ્રાંતમાં આવેલી અનહીલવાડ રાજ્યધાનીમાં ગયો; ત્યાંનો રાજા પણ ન્હાસી ગયો. એ ઇલાકાને લુંટયો અને આખરે મહમૂદ સોમનાથ સૂધી જઇ પહોંચ્યો.

મહમૂદ સોમનાથને લુંટવા આવે છે એ સમાચાર આખા ગામમાં ફરી વળ્યા. એક બહાદુર પુરૂષે મહમૂદને કહ્યું કે ખુદા કે લીયે યહાંસે ચલાના નહિ તો હમારા પરમાત્મા તેરા સત્યાનાશ કર લેગા, બ્રાહ્મણ ભાઇના તિરસ્કાર રૂપી શબ્દોથી મહમૂદ ગભરાયો નહિં.

તરતજ પોતાની સાથેના લશ્કરને મંદિરપર હલ્લો કરવાનો હુકમ આપ્યો. મંદિરને ઘેરીને ઉભેલા ધર્મચુસ્ત લોકો મુસલમાનોના અત્યાચારથી જરા વારમાં ન્હાસી ગયા. હવે મંદિરની અંદર ઘણાં માણસો હતા. તે લોકોએ મહાદેવની પ્રાર્થના કરવા માંડી. હે પ્રભુ, હવે હમારૂં રક્ષણ કરો. મુસલમાનો તમને ભ્રષ્ટ કરવા આવ્યા છે. સહાય થાવ ભોળાશંભુ કૃપા કરો, હમારી અરજી નહિ સાંભળો તો જરાવારમાં તમારો નાશ થશે. મંદિરના પથ્થરોની મસીદ બનશે. એટલામાંજ અલ્લાહો અકબરનો જય ઘોષ કરી મુસલમાનો મંદિરમાં દાખલ થયા. અંદર ઉભેલા રજપુતો આ શબ્દો સાંભળી તરતજ મુસલમાનો ઉપર એક તીડના ટોળાની માફક તુટી પડયા. પહેલાજ હલ્લામાં ઘણા મુસલમાનો હિન્દુઓથી માર ખાઇ ગયા. આ ભયાનક યુદ્ધ ત્રણ દીવસ સુધી ચાલ્યું. અનહીલવાડનો રાજા પણ પાછળથી ઘણું લશ્કર લઇને હિન્દુઓની મદદે આવ્યો. શૂરા રજપુતોનું પરાક્રમ અને હલ્લા જોઇ મુસલમાનોનું બળ ઓછું થઇ ગયું, મહમૂદને ખાત્રી થઇ કે હવે મ્હારો નાશ થશે. હું સોમનાથની મૂર્તિ નહિ જીતું શું રજપુતો બહાદુર છે, થોડીવાર

વિચાર કરીને મહમૂદે પોતાનાં લશ્કરને તૈયાર કરવા માંડ્યું. શુરવીરના શબ્દો પોકારવા લાગ્યા. આથી મુસલમાનોમાં જાગ્રતિ થઇ અને ફરી યુદ્ધ કરવા તૈયાર થયા. મહમુદ ઘોડા ઉપર સ્વાર થયો. આખું મુસલમાની લશ્કર અલ્લાહો અકબરનો પોકાર કરી હિન્દુઓના ઉપર તુટી પડયું. હવે હિન્દુઓનું બળ ઓછું થયું. આ હલ્લાથી હિંદુઓ કંટાળ્યા.

અત્યારે મુસલમાન સેનાની સ્હામું લડવાને પાંચ હજાર હિન્દુઓ તૈયાર છે. બાકીના જળ માર્ગે પોતાનો પ્રાણ બચાવવા પ્રયાણ કરી ગયા હતા.

હવે મહમૂદ મંદિરમાં દાખલ થયો, ત્યાંનો દેખાવ જોઇને આભોજ બની ગયો. મંદીર ઘણુંજ ઉંચુ હતું, એની અંદર રત્ન જડીત છપ્પન થાંભલાઓ હતા, મંદિરની મધ્યસ્થળમાં સોનાની સાંકળથી બાંધેલો દીવો લટકતો હતો. એના પ્રકાશથીજ મંદિરનું કામ ચાલતું હતું. દરવાજાની સ્હામું સોમનાથ મહાદેવની વિશાળ મૂર્તિ નજરે પડતી હતી. એ મુર્તિ પોણા નવ હાથ ઉંચી હતી. એમાં સાડા ત્રણ હાથ પૃથ્વિમાં દટાયલી હતી, મૂર્તિ જોઇનેજ મહમૂદે તોડવાનો હુકમ કર્યો હુકમ થતાંજ અંદરનો પૂજારી મહમૂદને પગે પડયો વિનંતિ કરવા લાગ્યો. હે મુસલમાન બાદશાહ, હમારા દેવતાની મૂર્તિને ન તોડો. હમે તમારો બહુજ ઉપકાર માનીશું. તમને ઘણુંજ દ્રવ્ય આપીશું, આ વાત સાંભળીને લોભી મહમુદ સ્તબ્ધ થઇ ગયો. એની સાથેના સરદારોએ કહ્યું; મહારાજ, આ બ્રાહ્મણનું કહ્યું માની જાવ. થોડીવારે વિચાર કરીને મુહમદે પૂજારીને જવાબ આપ્યો કે મુર્તિરક્ષક બનવા કરતાં મુર્તિભંજક બનવું એમાંજ હું વધારે કીર્તિ સમજું છું. આટલું બોલી તરતજ પોતાના હાથમાંની તલવારે મુર્તિ ઉપર મારી આ જોઇને બીજા મુસમલાનોએ મુર્તિ તોડવાનો આરંભ કર્યો. સોમનાથની મૂર્તિ તુટી ગઇ. અંદરથી સોનો અને જવેરાત કાહાડી લીધું.

મહાદેવની મૂર્તિના ચાર કટકા કર્યાં. મહમુદે એક ટુકડો મક્કામાં મોકલ્યો. બીજો મદીનામાં મોકલ્યો અને બાકીના બે કટકા ગીજનીમાં મોકલ્યા. એમાંથી એક ટુકડો શાહી મહેલમાં રાખ્યો. અને ચોથા ટુકડાને મસીદમાં મોકલાવ્યો. એ મસીદ બહુજ જોવા જેવી હતી. એના ઉપરનું નકશી કામ ઘણું અજાયબ ઉપજાવે એવું હતું. એ મસીદ આગળ એક દરવાજો ઉભો કરવામાં આવ્યો હતો. લોકો કહે છે કે એ દરવાજો સુખડનો બનાવેલ છે. જે વખતે મહમુદે સોમનાથને જીત્યું ત્યારે એ દરવાજો પણ ગજનીના તાબામાં આવ્યો હતો. એ દરવાજો આઠસો વરસ સુધી ગજનીમાં રહ્યો. ઇ. સ. ૧૮૪૨માં લોર્ડ એલીનબરાની આજ્ઞાથી જનરલ નૉટ ઘણા ઠાઠ માઠથી એ દરવાજાને હિન્દુસ્થાનમાં લાવ્યો: અને હાલ આગ્રાના કિલ્લામાં રાખ્યો છે. એક શિલ્પ વિદ્યા પ્રવિણ પુરૂષનો એવો મત છે કે એ દરવાજો ચંદનનો નથી પણ દેવદારના પાટીયાનો છે, એના ઉપર જે નકશી પાડેલી છે એ મુસલમાની ફેશનની છે તો એનાથી માલુમ પડે છે કે એ દરવાજો સોમનાથનો નથી! સોમનાથની ચડાઇમાં મહમૂદને ઘણો પૈસો મળ્યો એનો હિસાબ કરીએ તો હમારા વાંચકોને આશ્ચર્ય થશે. પણ એટલું તો ચોકસ છે કે મહમુદ ઘણું ધન લુંટી ગયો. મહમૂદ પોતાના દેશમાં પહોંચ્યો. હવે બીજો નવીન વિચાર કરવા લાગ્યો, કયાં જઇને કોને મારવા. શું સોમનાથ જેવાં બીજાં દેવળો હિન્દુઓના છે? હોય તો ચાલો જરૂર જઇને તેનો નાશ કરી મસીદો બંધાવીએ. મહમુદના આવા દુષ્ટ વિચારો સાંભળી સાથેના સરદારો ઘણા ગુસ્સે થતા હતા. પણ સતા આગળ શાણપણ શું ચાલે? મહમુદ ગજનીએ ઈ. સ. ૧૦૩૦ ના એપ્રીલ માસની મહમુદની ઉમ્મર ૫૦ વર્ષની હતી. એણે ૩૪ વર્ષ રાજ્ય કર્યું મરતી વખતે મહમુદે પોતાની પાસે જેટલી સંપતિ હતી તેટલી બધી પોતાની સ્હામે રાખી. અને ખુબ જોવા લાગ્યો. આ બધી સમ્પતી છોડીને જવું મહમૂદને ઠીક લાગ્યું નહિ પણ શું કરે? લાચાર! ખુદાને ત્યાંથી બોલાવવા આવેલા જાસુસને કોણ રોકી

શકે. બીજે દિવસે મહમુદે પોતાનું તમામ લશ્કર હાથી, ઘોડા, વિગેરે પોતાની સન્મુખ મંગાવ્યા. આટલું મ્હોટું લશ્કર છોડીને જવું એ વિચાર આવતાં મહમુદ ખુબ જોરથી રડવા લાગ્યો. હમારે એટલું તો કહેવુંજ પડશે કે મહમુદ ઘણો શુરો હતો. રાજ્ય લોભી હતો. પરાક્રમી હતો. ગુણી હતો. એને વિદ્યાનો ઘણો શોખ હતો. મહમુદે એક ફિરદોસી કવિને કવિતાનો ગ્રંથ લખવાને કહ્યું અને તેના બદલામાં હું તને મ્હોર આપીશ એવી પ્રતિજ્ઞા લીધી હતી. કવિને ખાત્રી હતી કે મહમુદ જેવો બાદશાહ કોઈ વખત પણ ચાંદી આપશે નહિં એ તો જરૂર સોનાની મ્હોર આપશે પણ એ કલ્પના કવિની ખોટી પડી. તે કવિતાનું પુસ્તક પુરૂં કરી મહમુદની પાસે લઈ ગયો. બાદશાહે પુસ્તક જોઇને તરતજ ચાંદીની મ્હોરો આપવા માંડી આ જોઈને કવિને ઘણો ગુસ્સો આવ્યો. બને દરબારમાંથી ઉઠીને ચાલ્યો ગયો.

કવિનો ક્રોધ શાન્ત કરવોજ જોઇએ એવો બાદશાહને વિચાર થયો. કવિના ગયા પછી બીજી ઘણી ભેટો બાદશાહે મોકલી પણ એનો સતકાર થયો નહી. જે વખતે બાદશાહના દરબારીઓ ભેટ લઈને કવિને ઘેર ગયા, તો ખબર પડી કે કવિ તો સ્વર્ગવાસી થયા છે અને તેમના શબને શમશાન ભુમિમાં હમણાંજ લઇ ગયા! પરમાત્માની લીલા અપરમપાર છે. મહમુદ ગજનવી દેખાવમાં ઘણોજ કાળો હતો, એ પોતાનું મોઢું આરસામાં કદિ પણ જોતો નહી. એક વખતે ભુલથી મહમુદે પોતાનું મોઢું જોયું જેથી એને બહુજ ખરાબ લાગ્યું. તરતજ પોતાની પાસેના માણસોને કહેવા લાગ્યો, સરદારો! રાજાનું મુખારવિંદ એવું હોવું જોઇએ કે સામા જોનાર માણસો તરતજ મુગ્ધ થઈ જાય પણ શું કરૂં ! મ્હારા ઉપર ખુદાની મહેરબાની નથી, એણે મને એવો દેખાવડો બનાવ્યો છે કે જે કોઇ મ્હારા રહામું જુએ તેને ઉલટીજ (વામીટ) થાય!

મહમુદે ગજની શહેરને ખુબ સારી રીતે બનાવ્યું. પ્રજાના સુખને માટે એણે ધર્મશાળાઓ બંધાવી ગજનીમાં એક મોટી પાઠશાળા બનાવી. હજારો ગ્રંથોનો સંગ્રહ કર્યો. વિદ્વાનોને સહાય કરવાને એક લાખ રૂપિયા એણે જુદાજ રાખ્યા હતા, ૩૦ વર્ષમાં એણે પોતાનું રાજ્ય ઇરાનની ખાડીથી યુરલ સરોવર સુધી વધાર્યું અને કુર્દિસ્તાન પર્વતમાળાથી લઇને સતલજ નદિ સુધી વધાર્યું. એ આટલા મોટા રાજ્યનો માલીક હતો પણ એને મુર્તિભંજક કહે તોજ આનંદ એ માનતો હતો.

માતૃ સંતાન

**દીનનાથ વ્યાસ.**





# પ્રેમને વદલે ફાંસી.

(નાની પ્રેમ કથા.)



## પ્રકરણ ૧ લું.



## ભ્રમથી ઘેરાએલો બીમાર.



મા બાપના પૈસાનું પાણી કરી, ડૉકટરની પરિક્ષામાં પાસ થઇ, મારા નામ પાછળ એલ, એમ એન્ડ - એસનું પૂંછડું લટકાવ્યું. અને એક દુકાન ભાડે રાખી પૂજડાં સાથે નામનું પાટીયું ચિતરાવી દવાખાનું કાઢયું. એક, બે, ત્રણ, ચાર, પાંચ વર્ષ થયાં કોઇ પણ બીમાર આવતાં બહુ જ ધ્યાન પૂર્વક તેની દવા કરતો; પણ નસીબ ચાર ડગલાં આગળનું આગળ, સુનેલું નસીબ જાગ્યું નહીં; કંઇ ઘરાકી પણ જામી નહીં તેમ કંઇ નામના પણ થઇ નહીં.

મ્હારી તે સાપે છછુંદર ગળ્યા જેવી હાલત થઈ; ખાય તો મરે ને મૂકે તો આંધળો થાય. ડૉકટરના ધંધા શિવાય બીજો કોઇ ધંધો શીખેલ નહીં; કે જેથી ડૉકટરી ધંધાને સાત સલામ કરી તે ધંધો કરૂં. સોગંદ ખાઇને કહું છું કે જે થોડું ઘણું કમાતો તેથી મુશ્કેલીએ ઘર ખરચ ચાલતો. ડૉકટર થવા માટે હુ પોતેજ પોતાને મનમાંને મનમાં લાખો ગાળો દેતો અને મનમાંને મનમાંજ બળ્યા કરતો.

પૂર્વજોનાં પૂણ્ય આડાં આવેલાં એટલે બાયડી સારી મળેલી, મારાં હૃદયનાં દુઃખને દિલાસો આપી તે આરોગ્ય કરતી. બીજા બીમારોનો હું ડૉકટર હતો જયારે મારો ડૉકટર તે હતી. તેનો હસતો ચહેરો અને ધીરજનાં વાકયો મારૂં સઘળું દુખઃ ભૂલાવી દેતાં. મારી ઘરાકીનો બહુ એટલે પછી ફુરસદનું તો પુછવુંજ શું ? મારા મિત્રોએ મારૂં નામ 'માખ માર ડૉકટર' રાખ્યું હતું.

એક દિવસ સાંજે વાળુ કરી હું હિંડોળા ઉપર બેસી પાન સોપારી ખાતો હતો એટલામાં માગ રામાએ આવી કહ્યુ " સેત સેત બાહિર કુની સેત આલે આહેત "

આંધળાને આંખ મલી, હું ઝટપટ સોપારીના ટુકડા મોમાં નાખી, તમાકુનો ફાકડો ભરી, પેહરણ પહેરી, દવાખાનામાં ગયો; તો જોયું કે એક પચીશેક વરસનો જુવાન સિગારના ધુમાડા કાઢતો ઇઝીચેર ઉપર ઝૂલે છે. મને જોતાંજ તે ઉભો થયો અને હાથ મેળવી 'ગુડબાઇ' કરી હસતે ચહેરે બોલ્યો—"હું ભૂલતો ન હોઉ તો આપજ ડૉકટર સાહેબ—"

" જી " મેં તરતજ જવાબ આપ્યો અને ખુરશી ઉપર બેસી તેને ઇઝીચેર બતાવતાં કહ્યું " બેસો અને મારા લાયકનું કામકાજ "

" એતો કહ્યા વીના પણ સમજી શકશો. " તે બોલ્યો—" મને પોતાને ઠીક નથી. "

" શું આપને ! " તેના ચેહરા અને શરીર તરફ જોઇ મેં અજાયબીથી પૂછ્યુ કેમકે તેનો ચેહેરો તો સાફ કહેતો હતો કે તે બિલકુલ તનદુરૂસ્ત છે.

" જી હા " તેણે જવાબ આપ્યો અને મેં તેનો હાથ લઇ નાડી જોતાં પૂછ્યું—" આપને શું જણાય છે ?"

" કોઇ કોઇ વખતે છાતીમાં દુખાવો થાય છે, જાણે કોઇ સોઇ મારતું હોયને. અને કોઇ કોઇ વખતતો દમ લેતાં પણ કષ્ટ થાય છે. "

" કંઇ હરકત નહીં. " નાડીમાં તો કોઇ પણ જાતનો રોગ નહોતો પણ તેનું કહેવું સાંભળી મેં ડૉકટરોના રીવાજ પ્રમાણે તેને આશ્વાસન આપતાં કહ્યું. " પ્રભુ કૃપાથી સહુ સારૂંજ થશે, મેહરબાંની કરી આપ આપનુ ખમીસ ખોલશો? છાતી તપાસવાથી દરદનાં સર્વ કારણો જણાઈ જશે. "

મેં દીવો જરા વધારે સતેજ કર્યો અને દવાખાનાની બારીઓ બંધ કરી; કેમકે કદાચ બીમારને પવન લાગે તો. તેણે પોતાનો કોટ તથા જાકીટ ઉતાર્યાં, અને ખમીસનાં બટન ખોલ્યાં. લોખંડ જેવી છાતી રોગનું નામ નિશાન પણ નહીં. ઘણું તપાસ્યું, ધ્યાન પૂર્વક બે ત્રણ વખત એકઝામીન કરી, મને તો કંઇ પણ રોગ જણાયો નહીં. ભરેલી ભુજાઓ, પહોળી છાતી, જાણે ઇન્ડીયન સેન્ડો. આખરે મેં કહ્યું—" સાહેબ તમારે કંઇ પણ બ્હીવાનુ કારણ નથી તમારા શરીરમાં કોઇ જાતનો રોગ નથી. "

" ડૉકટર સાહેબ " તેણે ખમીસનાં બટન બંધ કરતાં કરતાં કહ્યું. " ડૉકટર સાહેબ ત્યારે મને તે દુખાવા જેવું કેમ જણાય છે ? "

" વહેમ-ભ્રમ " મેં તેને સમજાવતાં કહ્યું. " કોઇ કોઇ વખતે બહુજ સામાન્ય કારણથી માંસ પેશીમાં વેદનાનો ભાણ થાય છે, તેથી માણસના મનમાં એમ થાય છે કે મારી છાતીમાં દરદ થાય છે. તમને પણ તેવોજ વહેમ લાગુ પડયો છે. એમાં ડરવાનું કંઇ કારણ નથી. "

" થેંક યૂ " જાકીટ ડગલો પહેરી લઇ તે બીમારે ખુરસી ઉપરથી ઉભા થતાં કહ્યું અને ખીસામાંથી પાકીટ કાઢી તેમાંથી મને દસ રૂપીયાની નોટ આપતાં બોલ્યો—"ગુડ નાઈટ ડૉકટર"

દશ રૂપિયા ! આજ સુધી મને કોઇએ પણ એક સામટા દશ રૂપિયા આપ્યા નહોતા. નોટ જોતાં જ મારી આંખો તો ચકર વકર થવા લાગી, પરંતુ તે રૂપિયા લેવાનો મારો હક નહોતો, તેથી તે રૂપિયા તેને પાછા આપવા હાથ લંબાવી મેં કહ્યું " સાહેબ હું મારે ઘેર દરદીને તપાસવાની એક કોડી પણ લેતો નથી. "

" બેશક " તે જુવાને કહ્યું. " એ કાયદો ગરીબ માણસો માટેનો છે. પણ જેની દેવાની શકિત હોય તે તો પોતાને ઘેર બોલાવીને દેય તેમ તમારે ત્યાં આવીને પણ દેય."

" જી " મેં જરા મનમાં કચવાતે કચવાતે શરમાંઇ જઇ કુંઠિત થઇ કહ્યું. " તેમ હોય તો પણ મારી કંઇ દશ રૂપીઆ ફી નથી. હું રોગીઓ પાસેથી વીઝીટીંગ ફીના ફકત બેજ રૂપિયા લઉં છું."

" અને દવાના રૂપિઆ ? " તે જુવાને થોડું થોડું મો મલકાવતાં કહ્યું " મેહરબાન હું તમને જ્યારે મારી રાજી ખુશીથી દશ રૂપીઆ આપું છું ત્યારે તેમાં તમને શરમાવાનું કે કુંઠિત થવાનું કંઇ પણ કારણ નથી. તમે મારા મનમાંથી એક ભારી વહેમ કાઢી નાંખ્યો છે, જે જોતાં તે રૂપિયા કંઇ વધારે નથી." હું તો ઉપકારથી દબાએલા માણસની માફક નીચું જોઇ કંઇપણ બોલ્યા વિના મુંગોજ ઉભો રહ્યો. તે આગળ બોલવા લાગ્યો—" સાહેબ, તમે નથી માનતાં; કે જો કદાચ હું કોઇ બીજા ડૉકટર પાસે ગયો હોત અને તે મારા વહેમનો લાભ લઈ મને નળનું પાણી પાયા કરત-આરોગ્યતાનાં નામ હેઠળ તનદરોસ્ત શરીરને વધારે ખરાબ બનાવત તો તેનું બીલ આ દશથી કેટલાઘણું વધી જાત ? આપ જો તેનો ખ્યાલ કરશો તો મેં તમને ઘણુંજ ઓછું આપ્યું છે એમ સમજશો. તમે એમજ સમજી લો કે બે રૂપિઆ તમારી ફીના અને આઠ રૂપીઆ તમારી દવાના બીલના મળ્યા છે. લો સાહેબજી; ગુડ નાઇટ."

તે તેમજ બોલતો બોલતો ચાલતો થયો. હું કળનાં પુતળાં માફક તેની તરફ જોતોજ ઉભો રહ્યો. ઉપકાર પણ માની શકયો નહિં, તેમ તેનું નામ પણ જાણી શકયો નહિં. નામ જાણું કયાંથી ! નામ પૂછવાનું સુદ્ધાં યાદ આવ્યું નહિં.

હા એક વખત નામ પૂછવાનું મન થયું હતું ખરૂં, પણ પૂછતાં પૂછતાં જીભ અટકી ગઇ. તેણે દશ રૂપીઆ આપ્યા માટે તેનું નામ પૂછવું એ મને રીસ્પેકટ (વિવેક) બાહેર જણાયું. પૂછતે પૂછતે જીભ કચરાઇ ગઇ. મારા ડૉકટરી ધંધામાં મને સામટા દશ રૂપીઆ પહેલ વહેલા તેજ દિવસે મળ્યા. પણ નસીબ ચાર ડગલાં આગળનું આગળ પાછું તેજ વાણીઓ ને તેજ હાટ; ગુજરાતી કહેવત આંખ સામે તરવરવા લાગી કે:—'કરતાં હોય તે કરો ને બાઇજી છાશનો વારકો ભરો.'

## પ્રકરણ ૨ જું.

## કદરૂપો થવાનો શોખ.

દહાડા પછી દહાડા, ઋતુ પછી ઋતુ અને વરસ પછી વરસ જવા લાગ્યાં. એટલા વખતમાં, કઇક ધનવાન કંગાલીયત અને ગરીબીની છેલ્લી પાયરીએ પહોંચ્યા અને કઇક દરીદ્રી-ભિખારી હાથીની અંબાડી ઉપર બેઠા. કંઇક સુખી થઇ હસવા લાગ્યા અને કંઇક દુઃખી થઇ રોવા લાગ્યા. કઇક જીંદગીનાં પાપપુણ્યની પોટલી બાંધી સ્મશાન ભૂમિમાં મોટી ઉંઘ લઇ અગ્નિ શય્યા ઉપર સુતા અને કઇક જન્મ લઇ આ કલેશમય-સુખદુઃખમય પાપપુણ્યમય જગતના નવા મુસાફર તરીકે આવી માબાપનાં હૃદયને આનંદ આપવા લાગ્યા. જગતમાં કઇક નવો ફેરફાર થયો જંગલીઓ સુધરેલા થયા, સુધરેલા જંગલી થયા. સ્વતંત્રતાનાં પુત્રો પરતંત્ર થયા. પરતંત્રતાના પગનીચે કચરાયેલા પરાધીનો પરતંત્રતાની સાંકળને તોડી નાંખી સ્વતંત્રતાનું સુખ ભોગવવા લાગ્યા. એવી રીતે જગતમાં કંઇક ફેરફારો થયા પણ મારી હાલત તો એવીજ રહી કે ચોમાસે લીલા નહીં કે શિયાળે સૂકા નહિ. ફરી ફરીને ફર્યો પણ ઘાંચીનો બેલ ત્યાં નો ત્યાં.

પોથીનાં વેંગણ પોથીમાંજ રહ્યાં, જોશી મહારાજનો જોશ અને એસ્ટ્રોલોજરની ભવિષ્યવાણી ઉપર પાણી ફરી ગયું. આપણે સોનાના હિંડોળા પણ બંધાવ્યા નહી કે બે ઘોડાની જોડી પણ દોડાવી નહીં. હા કોઇ કોઇ વખતે ચાર પૈસા ખરચી બે ઘોડાની ટ્રામમાં બેસતો; અને કોઇ ખૂણે ખાંચરે પડ્યા ખડ્યા બીમારને જોવા જતો તો ભાડુતી વિક્ટોરીયામાં શેઠજીની જતો તે શિવાય બીજી બધી નવનિદ્ધ અને અષ્ટમા સિદ્ધ હતી. જ્યારે હું "એમ એ બનાકે કયું મેરી મીટ્ટી ખરાબ કી" * ની વારતા વાંચતો ત્યારે મારા મનમાંથી કુદરતીજ ઉભરો નીકળી જતો કે "ડાકટર બનાકે કયું મેરી મીટ્ટી ખરાબ કી"

* * *

ઉપર લખી બીનાને પાંચ વરસ થયાં છે, બરોબર તેજ દિવસ, અને તેજ વખતે; હું તે દીવસની માફકજ પાન ખાતો હિંડોળે બેઠો હતો, એટલામાં રામાએ આવી કહ્યું—"કુણી તુમ્હાલા ઇચારતે."

"તેજ જુવાન તો નહીં આવ્યો હોય" મ્હારા હૃદયમાંથી પ્રતિધ્વની થયો અને હું પહેરણ પહેરી બહાર આવ્યો તો જોયું કે એ તો કોઇ શેઠનો નોકર હતો. મને જોઇ તે સલામ કરી બોલ્યો:—"આપને મારાં શેઠ મળવા માગે છે. હમણાં ચાલી શકશો. ?"

મે "કોણ બીમાર છે? શું જણાય છે" ઇત્યાદિ પ્રશ્નો પૂછયા પણ તેણે કહ્યું:—"સાહેબ તે બાબતની મને કંઇ ખબર નથી. હું તો ચીઠ્ઠીનો ચાકર. શેઠ કોઇ ડાકટરને બોલાવી લાવવા કહ્યું:—મારા એક દોસ્તારે આપનું નામ લીધું એટલે આપને ત્યાં ચાલ્યો આવ્યો."

* આ વાર્તા મારા મિત્ર અમૃત કેશવ નાયકે લખી છે.

મેં મનમાંને મનમાંજ તે ભલામણ કરનારા અજાણ્યા માણસને આશીર્વાદ દીધા કે જેણે ભલામણ કરી મને એક ઘરાક મેળવી આપવાનો ઉપકાર કર્યો હતો. હું તરતજ ઉઠ્યો તથા પાઘડી પહેરી, બીમારને તપાસવાનાં બધી જાતનાં ઓજારો સાથે લઇ, તેની સાથે નીચે ઉતર્યો તો વિકટોરીઆ તૈયાર હતી હમે બંન્ને તેમાં બેઠા અને વિકટોરીઆ ચાલતી થઇ.

વિકટોરીઆમાં કંઇ વાત થઇ નહીં કેમકે મને તેડવા આવેલો માણસ તો જાણે "ન બોલ્યામાં નવ ગુણ" એ કહેવતનું પૂતળુંજ હોય ને તેવો હતો; એટલે મેં પણ તેને પૂછ પૂછ કરી કંટાળો આપવાનું યોગ્ય ન ધાર્યું. પાએક કલાક ચાલ્યા પછી વિકટોરીયાએ વસ્તી છોડી ગામ બાહરની સડકનો રસ્તો લીધો અને ત્યાર પછી દસેક મીનીટે એકમાળીયાં ઘર પાસે જઇ ઉભી રહી. મારા સાથીએ મને ત્યાં ઉતરવાનું કહ્યું અને વિકટોરીયા વાળાને પૈસા ચુકાવી આપ્યા તથા મને રસ્તો બતાવતો મારી આગળ આગળ ચાલ્યો.

ઘર જૂનું પણ અંદરથી સફાઇદાર હતું. તે બાહરથી બહુજ નાનકડું સરખું દેખાતું હતું પણ જ્યારે હું અંદર દાખલ થયો ત્યારે જણાયું કે તે એક ગંજાવર મકાન હતું પરંતુ મને જે અજાયબી લાગી તે એજ કે તેમાં એક પણ માણસ દેખાતું નહોતું; આખું મકાન સુમસામ હતું અને તેથી તે બહુજ ભયંકર દેખાતું હતું. મારા હૃદયમાં એક વીજળીનો આંચકો લાગ્યો-મને જરા બ્હીક લાગી; મારા મનમાં શંકા થઇ-'શું હું સોનેરી ટોળીના હાથમાં સપડાયો છું?' પરંતુ મોઢે કંઈ પણ બોલી શક્યો નહીં. કળનાં પૂતળાંની માફક પેલા માણસની પાછળ પાછળ મુંગો મુંગોજ ચાલ્યા કર્યો. આખરે પહેલો માળ ચઢી એક દીવાનખાનાંની આગળ ઉભો રહી તેણે મને દીવાનખાનું બતાવી કહ્યું—'આ દીવાનખાનું' આટલુંજ બોલી તે એક ઘડી પણ ન થોભતાં ત્યાંથી ચાલતો થયો. મેં દીવાનખાનાનું કમાડ ખોલ્યું.

દીવાનખાનામાં એક નાનકડાં ટેબલ ઉપર એક ઝાંખો દીવો બળતો હતો, અને તે ટેબલની પાસે ઇઝીચેર ઉપર એક જુવાન ઝુલતો હતો. અજવાસના બહુજ મંદ પ્રકાશને લીધે ચેહરો સારૂં દેખાતો નહોતો મને જોતાંજ તે ઉભો થયો અને એક બીજી ખુરશી ખેંચી પોતાની સ્હામે મૂકી મને બેસવાનો ઇશારો કીધો. એટલે હું પણ ઓજારોની બેગને ટેબલ ઉપર મૂકી બેઠો.

હું બેઠા પછી દીવો જરા તેજ કરી, બારણું બંધ કરી આવી, પાછો ઇઝીચેર ઉપર બેસતાં તે જુવાન બોલ્યો:—"હું ધારૂં છું કે આપ મને ઓળખતા તો હશોજ."

તેનો અવાજ સાંભળતાંજ હું તેને ઓળખી ગયો. આતો તેજ-ભ્રમથી ઘેરાએલો બીમાર પણ હવે તો તેને દાઢી મુછ આવી ગયાં છે; છતાં તેને ઓળખતાં વાર લાગી નહીં. મેં કહ્યું:—"હાજી વળી કંઇ શક થયો છે કે શું?" આટલું બોલી હું હસ્યો—"હું તમારા વહેમનું ઓસડ કરનારો ડૉકટર છું સાહેબ."

"જી નહીં" તે જુવાન મારાં હસવા તરફ જરા પણ લક્ષ ન આપતાં ઠંડે કલેજે બોલ્યો—"મારે તમારી સાથે કાંઇ બીજાજ વિષયમાં વાત કરવાની છે."

ડૉકટરો સાથે ઘણા વિષયોમાં સલાહ કરવાની હોય છે તે હું સારી રીતે સમજું છું. તેથી મેં કહ્યું —"જી. જે કહેવું હોય તે કહો, હું જે મને સાચું જણાશે, તેજ સલાહ આપીશ."

તે જુવાને પોતાની ખુરસી મારી બહુજ નજદીક ખેંચી ધીમે ધીમે કહ્યું:—"આપણા વચ્ચે હમણાં જે કાંઇ પણ વાત ચીત થાય છે તે વાત ખાનગીજ સમજવી."

"ડૉક્ટર અને દરદીની વાતો હમેશા ખાનગી જ વાતો કહેવાય છે." મેં જવાબ આપ્યો.

"રોગની દવા શીવાય બીજું કંઈ કામ કરવાનું હોય તો તેમાં શું તમને કંઈ અડચણ છે?" તેણે પ્રશ્ન કર્યો.

"બીજું! બીજું શું?" મેં પ્રશ્નના જવાબમાં હ્હામો પ્રશ્ન કર્યો.

"શરીરમાંનો કોઈ ભાગ કાપવો હોય તો?"

"હા અમુક અમુક રોગનાં કારણથી શરીરમાં નો અમુક અમુક ભાગ કાપવામાં આવે છે." મેં તેના સવાલનો જવાબ આપ્યો.

"કદાચ કોઈ જાતનો રોગ ન હોય તો?" તેણે પૂછ્યું.

"તો નિરોગી ભાગ કાપવાનું કારણ શું?"

"કદાચ કોઈ માણસ પોતાની ખુશીથી કપાવા માગતો હોય તો?"

"તે માણસ ઘેલો થઇ ગયો હોવો જોઈએ અથવા તેમાં તેનો કંઈ ખરાબ હેતુ હોવો જોઈએ." મેં જાણ્યું કે ખરેખર તેની હાગળી ચસ્કી છે. મેં કહ્યું:—"સાહેબ તંદરોસ્ત અંગ કાપવું એ ડૉકટરનું કામ નથી."

"હવે હું દરેક વાત આપને ખુલ્લી કરી સમઝાવું છું કે જેથી તે આપ બરાબર સમઝી શકો" તે જુવાન બોલ્યો—"જો તમે મારી એક આંગળી કાપી આપશો તો હું તમને બે હજાર રૂપિયા આપીશ."

બે હજાર રૂપિયા!! મેં તો સ્વપ્નમાં પણ જોયા નહોતા મને તો તે વાત ઘેલાના બકારા જેવી લાગી, પણ તે દિવસે દશ રૂપિયા તેણેજ આપ્યા હતા તે મને યાદ હતું. માત્ર વિચારનો વિષય એજ હતો કે તે શા માટે આંગળી કપાવા માગે છે. થોડોક વખત વિચાર કરી મેં પૂછ્યું—"શું તમારી આંગળીમાં કંઈ દરદ છે?"

"નહીં. કંઈજ નહીં." તેણે જવાબ આપ્યો.

"ત્યારે શું આંગળી દેખાવમાં કદરૂપી છે?"

"જૂઓ" આટલું કહી તેણે પોતાના બન્ને હાથનાં દશે આંગળાં મને બતાવ્યાં.

કોઈ હાથમાં, કે કોઇ આંગળીમાં, અથવાતો આંગળીના જોડાણ ભાગમાં, કોઇ પણ જાતનો દોષ નહોતો. ત્યારે આંગળી કપાવવાનું કારણ શું? મેં ઘણો વિચાર કર્યો પણ કંઇ સમજી શકયો નહીં મેં તેની તરફ ફરી પૂછ્યું—"ત્યારે નાહક શા માટે આંગળી કપાવા માંગો છો?"

તેણે જરા હસીને કહ્યું—"તે વાત હું આપને નહીં જણાવું."

"તમારી આંગળીમાં કોઈ જાતનું દરદ નથી, પીડા નથી, તેમ દેખાવમાં પણ કદરૂપી નથી તો પછી તેને કાપી કદરૂપો શા માટે બનાવો છો?" મેં તેને સમઝાવતો હોય તેવા ભાવમાં કહ્યું—"સાહેબ તે ડૉકટરોનું કામ નથી હું તેમ કરી શકીશ નહીં"

"ત્યારે હવે વધારે વાતની કંઇ પણ જરૂર જણાતી નથી." તે બોલ્યો. "સાહેબ માત્ર એટલીજ વિનતિ કરવાની છે, કે આ વાતને ખાનગી જાણવી."

મે કહ્યું—"તે માટે બે ફીકરજ રહેવું" આટલું કહી હું ઉઠયો અને ચાલવા માંડયો; એટલામાં તે જુવાન બોલ્યો—"સાહેબ જરા ઉભા રહો." આટલું બોલી તેણે એક પેટી ખોલી તેમાંથી એક નોટ કાઢી મને આપી.

મેં જોયું, કે તેણે ભૂલમાં પાંચસો રૂપિયાની નોટ આપી દીધી છે. તેથી કહ્યું—"સાહેબ તમે ભૂલી ગયા છો, આ જૂઓ મને શું આપ્યું છે,"

"શું ભૂલ થઈ છે; તે આપજ કહોને."

"તમે ભૂલમાં ને ભૂલમાં મને પાંચસો રૂપિયાની નોટ આપી દીધી છે." આટલું કહી મેં તે નોટ તેને આપવા તેની તરફ લંબાવી અને બોલ્યો:- "સાહેબ મેં તમારાં કોઇ પણ દરદની દવા કરી નથી, અથવા કોઇ પણ રોગની બાબતમાં સલાહ આપી નથી, તો પછી મને શા માટે કંઇ પણ મળે? સાહેબ, એક ડૉક્ટરને રોગી પાસેથી કંઇ પણ મળે એ બનવા જોગ છે. પણ તંદુરસ્ત માણસ ઉપર તેનો હક શો?"

"જી; નહીં, તે રૂપિયા તમારે લેવાજ પડશે." તે જુવાને કહ્યું—"તે રૂપિયા ઉપર તમારોજ હક છે. સાહેબ મેં જે કંઇ તમને કહ્યું તેના વિષયમાં તમેજ વિચાર કરી જૂઓ કે હું પોતે મારી ખુશીથી મારૂં શરીર-આંગળી કપાવતો હતો, તેમાં તમને અડચણનું કંઇ પણ કારણ નહોતું-" આટલું બોલી તે જરા અટક્યો; વળી બોલ્યો "હજુ પણ જો તમે તે વાતમાં ખુશી હોવ તો આવતી કાલે બરાબર આજ વખતે આવી બાકીના રૂપીયા પણ લઇ જજો."

મેં ઘણું કર્યું, પણ તે જુવાને તે નોટ પાછી લીધીજ નહીં. હું નીચે ઉતર્યો તો મને તેડવા આવનારો માણસ ઉભો હતો, તેણે મને વિક્ટોરિયા બતાવી; હું ઘર તરફ ચાલતો થયો.



## પ્રકરણ ત્રીજું.

## સત્ય ચઢે કે પૈસો?

આખી રાત ઉંઘ ન આવી. હીરા જેવા ચળકતા, મળાનાં પતીકાં જેવા રૂપિયા અને તે પણ વળી સો વિશું. આંખો સાંમે તેજ મૂર્તિ તરવરતી હતી; કાનમાં તેની ખણખણાટીનો અવાજ આવતો હતો.

હય અગરજો મર્દ તો કોડી ન રણ કફનકો.

સાહેબ ખુલ્લું કબૂલ કરૂં છું કે આપણે કંઇ એવા સાધુ બાવા પણ નહોતા, એટલે વિષ્ણુની માયાએ, સ્હામે આવી કહેવા માંડ્યું—"ઘેર બેઠે ગંગા આવી અને વિચાર શું કરે છે? નહાવું હોય તો નાહી લે. હું લક્ષ્મી ચાંડલો કરવા આવી ત્યારે મોઢું ધોવા ક્યાં જાય છે?"

વાત ખરી મોઢાનો કોળીઓ પાછો વાળવાનું મને પણ ગમ્યું નહીં. મેં વિચાર્યું—એમાં પાપ શું છે? હું પોતે તો કંઇ તેને આંગળી કપાવવાનું કહેવા ગયો નહોતો, જો તે પોતેજ પોતાની ખુશીથી પોતાની આંગળી કપાવે છે તો તેમાં મારો વાંધો શો ખપનો છે? જો હું નહીં કાપું તો કોઇ બીજો કાપશે જેને કપાવવું છે તે કપાવશે અને નફામાં મારી એ થેલી સતવાદીનાં પૂછડાંમાં તણાઇ જશે. ત્યારે કેમ કરવું? તરતજ માયા બોલી:—"મૂર્ખ વિચાર શું કરે છે? સમય ગયો નવ સાંપડે, વળે ન પાછા પ્રાણ." આ અર્ધા દોહરાએ ઢચુપચું થતાં હૃદય ઉપ પથરો મૂકી તેને ભારી કર્યું. અને આખી રાત હૃદય તોફાન પછી પૂર્વમાં ઉગેલા ભડકાશિયા તારા દર્શન સાથે માયાના ભડકામાં સારાસાર વિચાર

હોમ થઇ ગયો, ઉષાની લાલ ભઠ્ઠીમાં વાંધો બળી ખાખ થઈ ગયો; કે જેનો સાંધોજ મળે નહીં. મે સાંજે જઇ તે જુવાનની ઇચ્છાને અનુસરવાનો નિશ્ચય કર્યો. અને આખી રાતની થાકેલી આંખો બંધ થઇ ગઇ. તે દિવસે હું છેટ સવારે અગિઆર વાગે ઉઠયો પણ તે નિદ્રામાંએ બે હજારની થેલીજ દેખાતી હતી.

નાહી, ધોઇ, જમવા બેઠો, પણ થેલીના વિચારથી પેટ તો ભરાઈ ગયું હતું; એટલે પૂરૂં ખવાયું પણ નહીં. જો તે દિવસે મને કોઇ પૂછત કે કંઇ પૈસાથી પેટ ભરાય છે? તો હું તેને મારૂંજ ઉદાહરણ બતાવી દેત, ખરૂં કહું છું કે તે દિવસનો મારો આખો વખત કેવો ગયો છે તેનું વર્ણન કરવા મારા મગજમાં અથવા તો મેં આજ દિવસ સૂધી જે જે શબ્દકોષો જોયા છે તેમાં શબ્દો નથી. ઘડી ઘડી મારી આંખ ઘડીઆળ તરફ દોડતી પણ તે દિવસે ઘડીઆળના કાંટાએ પણ કીડીની ચાલે ચાલવાનું પસંદ કર્યું હતું.

જેમ તેમ કરતાં ટાઢો પોર થયો. એટલે હું લુગડાં પહેરી. ઓપરેશન–શસ્ત્રક્રિયાના ઉપયોગનાં સર્વ હથિયારો લઇ, અને તેનીજ સાથે જરૂર પડતી દવાઓ પણ બેગમાં મૂકી તૈયાર થયો. ઘાટીને વિક્ટોરિયા લઇ આવવા મોકલ્યો. કે જે વિક્ટોરિયા આવતાં તરતજ હું તે વહેમી–તે ફાંટાબાજ જુવાનને બંગલે પહોંચ્યો. રસ્તામાં પણ ગાડીવાલાને કહેતો જતો કેઃ—"જલદી ચલાવ, ચાર પૈસા જાસતી દેગા."

આગલે દિવસે જે દીવાનખાનાંમાં મેલાપ થયો હતો તેજ દીવાનખાનામાં આજે પણ તે જુવાન બેઠો હતો. મને જોતાંજ તે ઉભો થયો. અને મને ખુરશી બતાવી બોલ્યોઃ—"હું ધારૂં છું કે આપ મારા કહેવા પ્રમાણે કરવા તૈયાર છો."

"જ્યારે તમારેજ તમારી આંગળી કપાવવી છે, ત્યારે તેમાં મારો વાંધો શું ઉપયોગનો છે." મેં ખુલાસો કર્યોઃ—"હું નહીં કાપું તો મારા ભાઇ છપ્પન લાખ પડયા છે."

"મારૂં કહેવાનું પણ તેજ હતું." મારી વાતને ટેકો આપતાં તે જુવાન બોલ્યોઃ—"કહો ત્યારે શું તમે તૈયાર છો?"

તે વખતે હું મારા બે શિવાય તે ઘરમાં ત્રીજું કોઇ નહોતું. પાણી, લુગડાંનો કટકો વિગેરે જરૂરી ચીજો લાવી તે જુવાને બારણું બંધ કર્યું. ત્યાર પછી મારી પાસે બેસી બોલ્યોઃ—"માત્ર આંગળી કાપવાથીજ કાંઇ વળે તેમ નથી; તેમાં બીજી હોશિયારીની પણ જરૂર છે, તેથીજ આપને તસ્દી આપવી પડી છે." તેના આ બોલો સાંભળીને વળી હું વધારે અજબ થયો તેમજ તે શું કહેવા માગે છે તે પણ સમજ્યો નહીં માત્ર તેનાં મોઢાં તરફજ જોઇ રહ્યો એટલામાં તેણે એક પેટી ખોલી તેમાંથી એક માટીનો બનાવેલો હાથ કાઢયો જે બરાબર ડાબા હાથની પ્રતિમૂર્તિજ હતી, તે બનાવનારની કારીગીરી જોઇ હું ચકિતજ થઇ ગયો, પરંતુ તે હાથની આંગળીમાં તર્જની નહોતી, વળી તેનાં મૂળમાં એક મોટું ક્ષતચિન્હ હતું. તે બતાવી જુવાન બોલ્યોઃ—"બરાબર ધ્યાનપૂર્વક આ ચિન્હ જૂઓ. આંગળી કાપતાં બરાબર એવુંજ ચિન્હ રહેવું જોઇએ. મેં આપને બે હજાર રૂપિઆ આપવાનું કહ્યું છે, પરંતુ જો તમે બરાબર આ પ્રમાણે ચિન્હ રાખશો તો બીજા પણ પાંચશો રૂપિયા વધારામાં આપીશ," આ સાંભળી દાંતને ઠેકાણે હીરા જડાવવા માટે દાંત ખેંચાવી કઢાવનાર અમેરીકન એક્ટ્રેસની વાત મને યાદ આવી, પણ આમાં એવું સૌંદર્ય જેવું શું છે તે સમજી શકયો નહીં, મેં માત્રઃ—"તેમજ થશે." એવો ટુંકો જવાબ વાળ્યો.

"લો ત્યારે શરૂ કરો તમારૂં કામ." મારી તરફ પોતાનો ડાબો હાથ લંબાવી તે જુવાન બોલ્યો મેં પૂછયુંઃ—"બહુજ દુઃખ થશે, સહી શકશો ખરા કે?"

"જુઓ; પરીક્ષા કરી જુઓ." તેણે દર્શક વ્યંજક સ્વરથી જવાબ વાળ્યો, મેં તરતજ છરી

બાહર કાઢી અને સામા ટેબલ ઉપર પેલો માટીનો હાથ મૂકી મારૂં કામ શરૂ કર્યું. છરીથી માંસ કાઢી બીજા હથિયાર વડે તેનું હાડકું કાપી નાખ્યું. તે જુવાન તો તેમને તેમજ સીધો બેઠો હતો. મોઢાં ઉપર પણ જરી ફેરફાર થતો નહોતો; તેમ જીભથી કોઈ સિત્કાર પણ પડતો નહોતો; જાણે તે આંગળી તેનાં શરીરથી જૂદીજ હોયને. તેમ તેને તે માટે જરી પણ દુઃખ જણાતું નહોતું. તેનાં હૃદયની આવી દૃઢતા જોઈ હું મનમાંજ બોલ્યોઃ—"આવો દૃઢ પુરૂષ દુનિયામાં શું ન કરી શકે ?" આંગળી કાપી, ત્યાર પછી મેં વહેતું લોહી બંધ કર્યું અને તે ભાગ ઉપર પાટો બાંધતે બાંધતે પૂછયું—"બહુ દુઃખ થયું હશે."

"શું આપને તેવું કાંઈ જણાયું." તેણે વાળતો પ્રશ્ન કર્યો મેં પ્રશ્નના પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું:—"ધન્ય તમારી દૃઢતા, ધન્ય તમારૂં ચિત્તબલ, જો બધાએ ડૉકટરોને તમારા જેવાજ રોગી મળે તો પછી ચિન્તાજ શું."

"તમારા રૂપિયા ટેબલ ઉપર પડયા છે." વાત ફેરવતાં જુવાન બોલ્યો ઉપાડી ગણી લેજો."

મેં પાછી બેગ પેક કરી, રૂપિયા ખિસામાં મૂકતાં કહ્યુંઃ—"તમારો આ ઘા જેટલા દિવસ સારો થઈ જાય ત્યાં સૂધી હું આવીશ."

"ભલે પધારજો" તેણે ટુંકેથીજ પતાવ્યું. હું ચાલતો થયો.

* * *

તે ઘા સારો થતાં આસરે એક મહિનો લાગ્યો વચમાં વચમાં તે જગ્યાને પાછી કાપવી પડતી હતી અને ક્ષતચિન્હ કરી દેવું પડતું હતું. અંતે બરાબર ઘા રૂઝાતાં માટીનો હાથ અને તેનો હાથ જાણે એક જ જણાવા લાગ્યો તેં જુવાને મને બીજા પાંચસો રૂપિયા આપ્યા અને કહ્યું:—"હવે મને કોઈ દિવસ જોયો છે કે કેમ તે પણ ભૂલી જજો. હવે હું તમને કોઈ પણ વાત છુપી રાખવાની ભલામણ કરતો નથી, કારણકે તે જાહેર થતાં તમનેજ વધારે નુકશાન છે.

આ શબ્દો સાંભળતાંજ મારા શરીરમાંથી એક વીજળીનો ઝટકો પસાર થઈ ગયો. મને જણાયું કે મેં કંઈક ખોટું કામ કર્યું છે. તે જુવાન તો ત્યાંથી ચાલ્યો ગયો હતો, હું પણ નીચે ઉતરી ગાડીમાં બેઠો. પરંતુ વખતો વખત તેના શબ્દો યાદ આવવા લાગ્યા. તે કામ કરવા માટે હૃદયમાં પસતાવો થવા લાગ્યો પરંતુ—

અબ પચતાયે કયા બને,
જબ ચીડિયા ચુગ ગઈ ખેત.



## પ્રકરણ ચોથું.



# મૂવેલો જીવતો થયો.

તેણે કહ્યું 'તેમાં તમનેંજ વધારે નુકશાન છે.' એ શું ? આખે રસ્તે ગાડીમાં પણ એજ વિચાર ઘોળાયા કર્યો. પણ કંઈ ભેદ જણાયો નહિં, ઘેર વાળુ કરતાં પણ તેના તે શબ્દો સંભળાવા લાગ્યા. સુતો તો ઉંઘમાં પણ તે જુવાન આવી બોલવા લાગ્યો કેઃ—'તેમાં તમનેજ વધારે નુકશાન છે.' સ્વપ્ન જોતે જોતે ઝબકી ઉઠયો. ઘરમાં આંટા મારવા લાગ્યો, બીજે દિવસે જઈ તે રૂપિયા પાછા આપી આવું, એવો પણ વિચાર થયો. હું આશરે મહિના સુધી તેના સંસર્ગમાં આવ્યો છતાં તેનું નામ પણ જાણતો નહોતો, માટે બીજે દિવસે જઈ તેનું નામ પૂછી આવવાનું નકકી કર્યું. આવા વિચારોમાં ને વિચારોમાં રાત પૂરી થઈ. લક્ષ્મીદેવીએ પધારી પહેલેજ દિવસે જાગરણ કરાવ્યું.

સવારે ઘરકોને સમજાવી દઈ હું તરતજ તે જુવાન પાસે જવા નીકળ્યો, પણ ત્યાં જઇને જોયું તો ઘરમાં કાળો કાગડો પણ ન મલે. બધું ગુમ, જાણે અલાઉદ્દીનનો જાદુનો મહેલ. તે જુવાનનો સર્વ ભેદ અંધારામાંજ રહ્યો; ધામ, ગામ, નામ કંઈજ મળ્યું નહીં માત્ર મારી દરિદ્રતા હણવાનું કામ કરી ગયો. પણ મારી ઉન્નતિમાં મૂલ પાયા સ્વરૂપ તે જુવાન માટે કોઇ મને પૂછે તો 'રાતે સાડલે રાંડ અને લઇ ગઈ પાશેર ખાંડ' એ શિવાય બીજો જવાબ નહોતો.

હું કોઇ રોગીને સારો કરી,-દૈવી ઉપાયથી-દેવની સહાયતાથી ધન મેળવી શકયો નહોતો પરંતુ નિરોગીને-તનદરોસ્ત શરીરને ખંડિત કરીને-શયતાનની સહાયતાથી પહેલ વહેલો લક્ષ્મીને પ્રિય થયો, પરંતુ ત્યાર પછી દિવસે દિવસે મારી ઘરાકી પણ વધવા લાગી, તિજોરી પણ વધવા લાગી, અને ગામમાં નામના પણ વધવા લાગી. મને જૂની ગુજરાતી કહેવત યાદ આવી કે પૈસો પૈસાને વધારે. અને તેમાં પણ વળી લોહીનો ચાંડલો લઇ પધારેલી લક્ષ્મી-આંગળીનો બત્રીસો લઇ પધારેલી માયા,. ખરેખર જોશી મહારાજનું ચઢી વાગ્યું! મારીકહેલી સ્થીતિમાં મારે મોઢેથી સાંભળેલ ટોણાને હવે જયારે તેઓ મલતા ત્યારે ચક્રવરધી વ્યાજ સાથે વસુલ કરતા, અને ચોપડપટ્ટી કરવામાં પણ કચાસ રાખતા નહીં.

* * * *

આ બનાવ બનવાને બીજાં બે વરસ વીતી ગયાં, એક દિવસ છાપાંમાં એક બનાવ વાંચી હું અજબજ થઇ ગયો. તે છાપાંની ખબર હું અક્ષરે અક્ષરજ નીચે ઉતારી લઉં છું.

## મૂવેલો જીવતો થયો.

આજથી આશરે પંદર વરસ ઉપર આપણા જાણીતા શહેરી ચન્દ્રકાન્તનો પુત્ર કૃષ્ણકાન્ત ગુમ થઇ ગયો હતો. દરેક માણસ માનતું હતું કે તે પાણીમાં ડૂબી મરણ પામ્યો છે. તે વખતે તેની ઉમર બાર વરસની હતી. લક્ષ્મીપુત્ર હોવાથી તે વખતે તેઓનાં લગ્ન થઈ ગયાં હતા જેઓની સ્ત્રી આજે પણ સાસરે છે, તેઓના પિતા ચન્દ્રકાંત તો પહેલેથીજ સ્વર્ગવાસી થયા છે. માત્ર તેની દાદી જીવતી છે અને બીજી તેની સ્ત્રી કે જે તે બુઢ્ઢી પછી માત્ર એકજ તેની સર્વ મીલકતની એકલી માલેક છે. કૃષ્ણકાંતના ગુમ થવા પછી તેનું મડદું હાથ લાગ્યું નહોતું. જે વખતે તે ડુબી ગયો ત્યારે તેની ઉમ્મર બાર વરસની હતી. મુડદું હાથ ન લાગવાથી હિન્દુ રીવાજ પ્રમાણે બાર વરસ સૂધી તેની સ્ત્રીએ સધવાનાં સર્વ ચિન્હો ધારણ કર્યાં હતાં કે જે પછી ચુડીકર્મ વિગેરે કરવામાં આવ્યું. અને પાછળ કોઈ વારસ ન હોવાથી સાસુ વહુએ દત્તક લેવાનો વિચાર કર્યો હતો, તેઓ તે તજવીજમાંજ હતાં એટલામાં એક માણસે આવી કહ્યું કે-" હુંજ કૃષ્ણકાન્ત છું." વળી તે જણાવે છે કે તેને એક બાવાનું ટોળું ઉપાડી ગયું હતું કે જેની સાથે તે ઉત્તરમાં હરદ્વારથી દક્ષિણમાં રામેશ્વર અને પશ્ચિમમાં દ્વારિકાથી પૂરબમાં પૂરી સૂધી આખા હિન્દુસ્થાનમાં ફરી, ઉમ્મર લાયક થતાં લાગ જોઈ તેની આંખો ચોરી ભાગી આવ્યો. પણ ઘરમાં કોઈએ તેની વાત માની નહીં અને તેને ઘરમાં દાખલ થવા દીધો નહીં. નકલી કૃષ્ણકાંત કહી ઘરમાંથી હાંકી કાઢયો. તે માટે પોતાની બાપીકી મીલકત મેળવવા તેણે કોર્ટમાં ફરીયાદ કરી છે. * * *

આખા ગામમાં બસ તેની તેજ વાત ચાલે છે. "જાકી જીતની બુદ્ધ હય ઉતનો કહે બનાય," સર્વે પોતપોતાની બુધિ પ્રમાણે જજજ સાહેબ બની જઇ ઇનસાફ પણ ચૂકાવે છે. માત્ર એટલુંજ કે વાદી કે પ્રતિવાદીના વકીલો હાજર ન હોવાથી તે કામ પણ તેઓને પોતાનેજ આટોપી લેવું પડે છે. વર પણ પોતે, વહુ પણ પોતે અને સ્વાદ લેનાર જાન પણ પોતે. પોતેજ વાદીના સુટફાઇલ કરતા, પોતેજ પ્રતિવાદીનો જવાબ વાળતા, પોતેજ ક્રાસ એક્ઝામીન

કરતા અને છેલ્લે પોતેજ જજમેન્ટ આપી દેતા. કે જે જજમેન્ટમાં પણ સ્ત્રી જજજની ભાષા વધારે સરસ્વતીથી અલંકૃત થએલી.

"ગુમ થએલો કૃષ્ણકાન્ત આજ કે કોઇ બીજો? આ ખરો કૃષ્ણકાન્ત છે કે નકલી કૃષ્ણકાંત?" બપોરે સ્ત્રીઓની દરબાર ભરાતો, સાંજે ચોરે પટેલિયાઓ ભેગા થતાં; તેમજ મિત્રો ફરવા જતાં, આજ પ્રશ્નો થતા. જેનો સેંકડે નવ્વાણુ ટકા જવાબ વાદીની તરફેણમાં મળતો. કારણ કે તે ઘણી ઘણી જૂની વાતો કહેતો. અને શરીરની બાબતમાં સહુ કરતાં મજબૂત નિશાની તો એ કે કંઇ કારણથી બાલપણમાં કૃષ્ણકાંતના ડાબા હાથની તર્જની કપાઇ ગઇ હતી. અને તે ઠેકાણે એક ક્ષતચિન્હ પડી ગયું હતું. આ માણસને પણ બરાબર તે નિશાની છે, તેથી માણસો પોતાનો ચૂકાદો તેના લાભમાંજ આપતાં પરંતુ મેં જયારે આ વાત સાંભળી ત્યારે મને મારી જૂની વાત યાદ આવી. પેલો અજાણ્યો જુવાન યાદ આવ્યો. તેના બોલો યાદ આવ્યા, તે દિવસની મારી સ્થીતિ યાદ આવી, આખી રાતનો ઉજાગરો યાદ આવ્યો. આટલે દિવસે હું જે ભેદ ખોળતો હતો તે મળ્યો. અને મને તરતજ જણાયું કે ખરેખર હું શયતાનની સહાયતાથીજ આગળ વધવા પામ્યો છું.



## પ્રકરણ પાંચમું.



# તે જુવાનનો મેળાપ.



મેં બીજે દિવસે તે જુવાનને મળવાનો નિશ્ચય કર્યો અને જો તે તેજ જુવાન હોય તો તેના લીધેલા રૂપિયા પાછા આપી, સમજાવી, આ ખોટા મુકદમાથી છૂટો થવાની ભલામણ દેવાનો ઠરાવ કર્યો. માણસો મારફતે તેનું ઠેકાણું મેળવ્યું અને તેને મળવા ચાલ્યો.

હું તો તેને જોતાંજ ઓળખી ગયો, પણ તેણે તો જાણે મને સાતભવમાં પણ જોયોજ ન હોય તેમ ચુપચુપ બેસી રહ્યો. મેં મારૂં કાર્ડ આપતાં તેણે અજાણ્યા માણસ માફકજ પૂછયું:— "આપને કોનું કામ છે?"

જવાબ શું આપું, તેનું અસલ નામ તો જાણતો નહોતો. તેથી સાચું પણ નહીં તેમ જુઠું પણ નહીં તેવાજ શબ્દોમાં બોલ્યો:— "મારે આપ જોડેજ કેટલીક ખાનગી વાત કરવી છે."

મારા આ શબ્દો સાંભળતાંજ જે બીજા બે ચાર માણસો બેઠાં હતાં તે ઉઠી ચાલી ગયાં તે જગ્યાએ તે જુવાન અને હું બેજ રહ્યા. બીજા કોઇને ન જોઇ મેં કહ્યું:— "સાહેબ હું તમને ઓળખું છું અને તમે પણ મને સારી રીતે ઓળખો છો, છતાં આ નાટકનો વેષ શામાટે ભજવો છો?"

"મેં તમને કોઇપણ દિવસ જોયા નથી તો પછી ઓળખું ક્યાંથી?" તેણે જવાબ આપ્યો:— "સાહેબ તમને ભ્રમ થયેલો લાગે છે."

"શું તમને થયો હતો તેવો?" એક દિવસે જેને હું ભ્રમિત જુવાન માનતો હતો આજે તેજ મને ભ્રમિત કહેવા લાગ્યો.

"એટલે?" તેણે અજબ થતો હોય તેમ પૂછયું.

"ત્યારે શું તમે મને ઓળખતા નથી?"

"કદી નહીં."

"મેં તમારી તર્જની કાપી હતી અને તેના બદલામાં તમે મને અઢી હજાર રૂપિયા આપ્યા હતા; એ પણ શું તમે જાણતા નથી?"

"જરા પણ નહીં." તે જુવાને ઠંડે કલેજે જવાબ વાળ્યો:— "હવેજ હું સમજવા પામ્યો છું કે તમે મને ભય બતાવી કંઇ રૂપિયા કઢાવવા આવ્યા છો, પણ એ હવામાં બાચકા છે મારા સાહેબ."

"મને રૂપિયાની ગરજ નથી, હું તો માત્ર તમને એટલીજ સલાહ આપવા આવ્યો છું કે તમે આ મુકદમો પાછો ખેંચી લો."

"કેમ ?"

"કારણ કે તમે ખરા કૃષ્ણકાંત નથી પણ નકલી કૃષ્ણકાંત છો તે હું જાણું છું અને ભર કોર્ટમાં તે સાબિત કરીશ."

"ઉપકાર થયો." તે જુવાને હસતાં હસતાંજ જવાબ આપ્યો:—"વકીલોની સલાહ લેવાને પૈસા આપવા પડે છે. આપે વગર પૈસે જે સલાહ આપી છે તે માટે હુ તમારો આભારી છું."

"એટલે ?"

"એજ કે અહીં તમારી ખીચડી ચઢે તેમ નથી." તે જુવાન બોલ્યો:—"અવ કોઇ બીજું ઘર શોધી લેજો."

"ત્યારે શું તમે એમ કહેવા માંગો છો કે હું જુઠું બોલું છું ?"

"સાહેબ જુઠા માથે કંઇ શીંગડાં હોય છે ?"

મને હાડે હાડે અગ્નિ પ્રકટી નીકળ્યો; પણ લાચાર, ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રડે. મે વળી પણ દૃઢતા પૂર્વક કહ્યું: "સાહેબ હુ તમને ઓળખું છું અને સત્યને માટેજ ચેતાવવા આવ્યો છું જો નહીં માનો તો મારે લાચારીથી તમારો ભેદ ખોલવો પડશે."

"ઘણીજ ખુશીથી" તે બોલ્યો—"જો તમે મને ઓળખતા હશો, તો મારા સ્વભાવથી પણ કંઇક જાણીતા હશો, માટે સંભાળજો. હવે વર્ણન નથી."

"હા હું જાણું છું કે તમે ચતુર અને દૃઢ સંકલ્પવાળા છો પણ તેથી હું આ પાપનો ભાગી થઇશ નહીં." તે ઉઠી ચાલતો થયો. હું પણ ઘેર આવ્યો.

---

## પ્રકરણ છઠું.

# પ્રતિવાદીને ત્યાં.

તે જુવાનના મેળાપથી હું જાણી ગયો કે પથ્થર ઉપર પાણી નાખ્યે તે પીગળે તેમ નથી. ત્યારે શું કરવું ? શું આંધળે બ્હેરું કુટાવા દેવું ? પાપ વધવા દેવું ? કેટલોક વિચાર કર્યા પછી મેં છૂપે નામે છાપામાં એક જાહેર ખબર આપી:—

### કૃષ્ણકાંતનો ભેદ.

નકલી કૃષ્ણકાન્તના મુકદ્દમામાં તપાસ કરતાં બહુજ ઉપયોગનો સાક્ષી મળી શકે તેમ છે કે જે તે ભેદથી જાણીતો છે. લખો આ પત્રની કેરઑફ "ભેદ" નં. ૫૦૧૩ ને.

બીજે દિવસેજ પ્રતિવાદીના વકીલનો કાગળ મળ્યો જેમાં તેણે લખ્યું હતું કે "હમારા ઑફિસ ટાઇમમાં હમને નં. +++ સ્ટ્રીટ ઉપર આવેલી હમારી ઑફિસમાં મળી જજો."

તેજ દિવસે બપોરે જઇને હું વકીલને મળ્યો. મને જોતાંજ તેઓએ કહ્યું:—"ઘણાએ માણસો પૈસાના લોભથી સાક્ષી બની આવે છે, આપ પણ તે મંડળના મેમ્બર તો નથી ને."

ધરમ કરતાં ધાડ તે આનું નામ, પણ મનને મારી મેં તેને મારી ઓળખાણ આપતાં કહ્યું:—"જો મને પૈસાનો લોભ હોત, તો તમારા સામા પક્ષમાંજ સાક્ષી આપત. કોઇ કારણોથી હું જે અંદરનો ભેદ જાણવા પામ્યો છું તે જાહેર થતાં તમનેજ ફાયદો છે."

"બહુ સારૂં ત્યારે કહો," તેણે કહ્યું.

"હું પોતે સાક્ષી આપી શકીશ નહીં" મેં કહ્યું:—"હું જે કંઇ જાણું છું તે તમને કહેવા માટે

મારો વાંધો છે. જો કોઇ પ્રતિવાદીનું સગું હશે તો તેને કહીશ "

" તમે હમણાંજ—પહેલાંજ કહી ગયા છો, કે મને પૈસાનો લોભ નથી. " જરાક હસી મારા શબ્દો ઉપરથી શકમંદ થતો હોય તેમ તે બોલ્યો:- " તમારા બોલો તો તમને યાદ હશે. "

" હાજી " મેં દ્રઢતા પૂર્વક જવાબ આપ્યો:- " હું હજૂ પણ તેના તેજ શબ્દ કહું છું કે મને પૈસાની દરકાર નથી. પૈસાને હું હાથનો મેલ સમજું છું. " ખરૂં બોલજે વાચક, જો કોઇએ પાંચ વરસ પહેલાં આ પ્રશ્ન પૂછ્યો હોત, તો હું આવો જવાબ આપી શકત ખરો કે ? તે માટે મારા પોતાના હૃદયમાં પણ શક છે. જ્યારે તારી ધારણા તું જાણે

" પ્રતિવાદિની સ્ત્રિયો છે. " વકીલ સાહેબ બોલ્યા:—" ઘરમાં કોઇ પુરૂષ નથી તો પછી તમે કોને મળશો ? કોને કહેશો. "

" કોઇ સગો, મુનીમ, જે કોઇ પણ ઘરનું કામ કાજ કરતો હશે તેને. "

" સાહેબ, વકીલોનો સમય બહુજ કિમતી હોય છે. એટલે હવે હું આ વાતમાં મારો વધારે ટાઇમ બરબાદ કરવા માગતો નથી." વાતની પૂર્ણાહુતિ કરતાં વકીલ સાહેબ બોલ્યા:—" તે તમારી તજવીજ તમે કરી લેજો, માત્ર જે તમે કંઇ કહ્યું છે, તે હું પ્રતિવાદીને કહાવી દઇશ."

* * * *

ત્યાર પછી હું વકીલને મળ્યોજ નહીં, પણ આસરે બે ચાર દિવસ થયા હશે. એટલામાં પ્રતિવાદીના એક નોકરે મારે ઘેર આવી પૂછ્યું:—"આપ વકીલ સાહેબને મળ્યા હતા ? " મેં ટુંકોજ જવાબ વાળ્યો " હા."

" માસાહેબે આપને બોલાવ્યા છે. " તેણે પણ કામ જેટલા થોડાજ શબ્દોમાં પોતાનો મુદ્દો કહી બતાવ્યો. એ માસાહેબ તે બીજી કોઇ નહીં પણ ખરા કૃષ્ણકાંતની દાદી, એ વાચકને જણાવી દેવાની જરૂર છે. હું પણ એક બોલ બોલ્યા શિવાય લૂગડાં પહેરી તેની સાથે ચાલતો થયો.

પૈસાદારનું ઘર જેવું હોવું જોઇએ તેવુંજ આ ઘર હતું. એટલે તેના વર્ણનમાં કાગળ અને શાહી ખરાબ કરવી અથવા તો કોઇ લેખક વાંચનાર પાસે મારી વર્ણનાશક્તિની ખામી બતાવી આપવી તેના કરતાં એટલુંજ લખવું સારૂં છે કે એક સારા પૈસાદારનું જેવું ઘર હોય તેવુંજ તે ઘર હતું. મને બેઠકખાનામાં બેસાડયો. તેના મુનીમે પૂછ્યું—" શું આપ ડૉકટર છો ? "

" જી હા. હું ડૉકટર છું " મેં જવાબ આપ્યો. મારો જવાબ સાંભળી તે ત્યાંથી ચાલ્યો ગયો અને થોડા વખત પછી પાછો ફરી કહ્યું—" અંદર પધારો." બેઠકખાનું પસાર કરતાંજ એક મોટો રૂમ હતો. જેને આપણે દીવાનખાનાને નામે ઓળખીએ છીએ. તેમાં કોઇપણ જાતનો ઠાઠમાઠ નહોતો.

દિવાનખાનાની વચમાં એક આસનીયું નાખી તેના ઉપર તે વૃધ્ધા બેઠી હતી તેની સામે એક નાનો ગલીચો બીછાવ્યો હતો. મેં પ્રણામ કર્યાં, તેણે પણ સ્હામા પ્રણામ કરી આસન બતાવી કહ્યું;—"બેસો".

વૃધ્ધાના દરેક વાળ પાકી ગયા હતા, શરીર હાડકાંના માળા જેવું થઇ ગયું હતું, પણ આંખમાં કંઇક અજબ તેજ હતું. તેને જોતાંજ; જાણે તે બુધ્ધિશાળીની ભાવનાઓને પ્રકટ કરતું હોય; તેમ પ્રભાવ નાખતું હતું. હું તે સ્હામે પડેલાં આસન ઉપર બેઠો પછી તેણે પૂછ્યું:—"શું આપ બ્રાહ્મણ છો ? "

" જી નહીં. વાણીઓ. "

" શું આપ ડૉકટરનો ધંધો કરો છો ? "

" જી. હા. "

" મેં સાંભળ્યું છે કે તમે હમારા મુકદ્દમાની બાબતમાં કંઇક જાણો છો. તમે એક ગ્રહસ્થ છો, તેથીજ તમને મળવાનું સાહસ કર્યું છે. વળી તમે

ડૉક્ટર છો એટલે તમારો પડદો રાખવાની કંઇ જરૂર નથી." તેણે વારતાનું મંગલાચરણ કર્યું. પરંતુ આ શબ્દોનો કાંઈ પણ જવાબ આપવો યોગ્ય ન ધારી હું ગુપચુપજ રહ્યો. તેણે પૂછયું:—"તમે શું જાણો છો તે કહી શકશો ?"

... મેં હું જે કંઇ પણ જાણતો હતો, તે અંથથી ઇતિ પર્યંત કહી સંભળાવ્યું. તે વૃદ્ધા બહુજ ધ્યાન પૂર્વક તે સાંભળતી હતી મારી વાત પૂર્ણ થતાંજ બોલી:—"શું આપે પૈસા માટેજ તેની આંગળી કાપી હતી.

"આજે કાપેત નહીં." મેં ખસીયાણો પડી જતાં કહ્યું. હૃદયનું પાપ હમેશા માણસને પાણીથી પાતળું બનાવી દેય છે. મે કહ્યું:—"ત્યારે મને પૈસાની બહુજ ગરજ હતી. વળી જોયું કે તે પોતાની ખુશીથીજ પોતાની આંગળી કપાવે છે, તે હું નહીં કાપું, તો વળી મારો ભાઇ બીજો કાપશે."

"એ હું સમજી કે તમારા મનમાં પાપ નહોતું" મારી બોલવાની ઢબ છબ અને મોઢાંની ભાવના ઉપરથી મારી હાલત સમજી જઇ તેણે ખુલાસો કરતાં કહ્યું:—"તમે આવી, આ વાત જાહેર કરી હમારાં ઉપર ઉપકાર કર્યો છે, જો તમારે ઠેકાણે કોઈ બીજા હોત, તો તેમાંનો એક શબ્દ પણ બાહેર કાઢત નહીં. તમારી આ સત્યપ્રિયતા માટે મને માન છે."

"જે સાચું હતું તે કહ્યું છે" મેં કહ્યું:—"હવે તમે જે કંઇ પણ કહો, અથવા તો કરવાની આજ્ઞા કરો તે કરવા તૈયાર છું."

"તમે હમણા તેને મળવા ગયા હતા ?"

"જી, ગયો તો હતો, પરંતુ—"

"પરંતુ ! ?"

"તે તો બધી વાતનો ઇન્કાર કરે છે, તેણે સાફ જણાવ્યું કે, હું તમને કોઇ દિવસ મળ્યો પણ નથી અને દીઠાએ નથી. તો પછી બીજી વાતનું તો કહેવુંજ શું ?

"બનવા જોગુંજ તે છે." વૃદ્ધાએ કહ્યું અને વળી નિશ્વાસો મૂકી પોતાનું બોલવું આગળ ચલાવ્યું. 'જો માત્ર પૈસાનીજ વાત હોત તો કાંઇ અડચણ નહોતી; તેમ ખોટ પણ નહોતી. કારણ કે કંઇક દઇ તેનું કાળું કરત, પણ ઘરમાં વહુ છે, બ્રાહ્મણનો અવતાર–સ્ત્રીનો અવતાર બધાની ધૂળધાણી થવા બેઠી છે."

"આપની ખાતર પાછો તેને એકવાર મલીશ." મેં કહ્યું:—"જો તે પૈસા લઇ કજીયો પતાવવા તૈયાર હોય તો તેની ખબર કાઢીશ, તથા મારી શક્તિ પ્રમાણે સમજાવીશ."

"મેહનત કરી જૂઓ." તે વૃદ્ધા બોલી:—"જો તે રાજી થાય તો મને જણાવજો." તે દિવસની વાત અહીંજ પૂરી થઇ.

## પ્રકરણ ૭ મું.

## પાછો જુવાનને ઘેર

તે જુવાનનું પાપી મોઢું જોવાનો મારો વિચારજ નહોતો, પરંતુ વૃદ્ધાને આપેલાં વચનથી મેં બીજે દિવસે તેની પાસે જવાનો નિશ્ચય કર્યો; અને દવાખાનાંનું કામ આટોપી લઇ બપોરે જઇ તેને મળ્યો.

તેણે પહેલાં તો મને મળવાની સાફ નાજ પાડી, પણ પછી મારે ખાસ જરૂરનું કામ છે વિગેરે કહ્યું ત્યારે ખાનગી મુલાકાત લેવાની હા કહી; પાસે બેઠેલાં માણસોને આડાં થઇ જવા જણાવ્યું; અને તેઓ ગયા પછી પૂછયું "કેમ સાહેબ વળી કંઇ દર્શન દેવાની કૃપા કરી."

મેં કહ્યું:—"સાહેબ તમને એક વાત કહેવા

આંપ્યો છું કે જેમાં તમને અને સામા પક્ષને બન્નેને ફાયદો છે."

"ઓહો ! આપતો મારા હેતના કટકા જણાવ છો ને શું," તેણે ટકોર કરતાં હસતે હસતે કહ્યું " ઠીક છે ત્યારે પરમાર્થનું પૂતળું જે કંઇ બોલે તે સાંભળવાને મારા કાનો તૈયાર છે."

શબ્દો સાંભળી ઝાટકો તો વાગ્યો પણ તેને પાપનું પ્રાયશ્ચિત માની હું જવાબ ખાઇ ગયો. અને વળી બોલ્યો: "સાહેબ આ મુકદ્દમામાં મુખ્યત્વે કરીને પૈસાનો લોભ એજ તમારૂં કારણ છે. બેશક લોભે મહાત્માઓને પણ ચળાવ્યા છે પરંતુ આપ સુજ્ઞ છો, તમે જાણો છો કે સ્વર્ગીય કૃષ્ણકાંતની વિધવા સ્ત્રી પણ હયાત છે. તેને શા માટે વિપદમાં નાખો છો. જો તમારી ઇચ્છા હોય તો હું વાત કરૂં કંઇ પૈસા લઇ કેસની માંડવાળ કરો. પણ એક બ્રાહ્મણ સ્ત્રીનાં શીયળનું રક્ષણ કરો."

મારી વાત સાંભળી તેણે ચારે તરફ પોતાનું મોઢું ફેરવ્યું અને બરાબર ચારે તરફ જોઈ ત્યાર પછી બોલ્યો: —" સાહેબ તમને ખરૂં કહેવામાં મને કોઈ પણ જાતની અડચણ નથી. હું ધનની જરા પણ દરકાર કરતો નથી. સ્ત્રી લાભ એજ મારો મુખ્ય હેતુ છે.' તે નફ્ફટ જુવાને જરા પણ ન શરમાતાં કે જરા પણ ન અચકાતાં કહ્યું:—' ડૉક્ટર સાહેબ એક વિધવાને પાછો ધણી મળશે એથી શું તમને આનંદ નથી થતો."

વાચક, નફ્ટાઇની પણ શું આનાથી વધારે કાળી છબી ચિતરાતી હશે ? તેના શબ્દો સાંભળતાં, તેના તરફનો મારો તિરસ્કાર હજાર ગણો વધી પડયો, પણ તેથી તેને શું ? હું શું કરી શકું તેમ હતો? તે બોલ્યો:—" સાહેબ તમે કીડીનું રક્ષણ કરોછો અને માણસને રીબાવો છો. એના કરતાં એક સ્ત્રીના આશિર્વાદ લો, તેને પતિ સંયોગ થવા દો જે પતિનાં નામ શિવાય, પતિ સુખ શું છે તેપણ જાણવા પામી નથી, તેને પતિનું સુખ ભોગવવા દો. દલાલીમાં જોશે તો થોડું ઘણું મલશે."

આટલો વખત હું સહી રહ્યો હતો પણ હવે તેના બોલો સહેવાયા નહીં. ક્રોધાગ્નિથી મારૂં આખું શરીર બળવા લાગ્યું. મેં કહ્યું—" સાહેબ ઇશ્વર જૂવે છે. અને સત્યનોજ જય છે. પાપીએ પોતાનાં લોહીથીજ પાપનું પ્રાયશ્ચિત કરવું પડશે. અને તેમાં પણ સતીની ઇજ્જત ઉપર જનારને રૂંવે રૂંવે કીડા પડશે "

" તમારા શાપ મારે મન આશિર્વાદ છે" તેણે મને વધારે બાળતાં-આગમાં ઘી હોમતાં-હસતે હસતે કહ્યું: —" આટલો વખત હું આપને પુરૂષ જાણતો હતો તમે પણ સ્ત્રીઓ માફક ગાળો દઇ શકો છો તે હવેજ જાણ્યું. પણ તેમાં તમારો શો વાંક, એતો નિયમજ છે. કે જેનામાં બીજી શક્તિ ન હોય તેની જીભ બહુજ મોટી હોય છે."

તેની નીચતા જોઈ મને એવી ચીઢ ચડી, કે હું તેને કંઇ પણ જવાબ આપ્યા શિવાય ચાલતો થયો; અને તે મારી પાછળ—" સુખ પાર્યા હોય તો પધારજો " કરી હસવા લાગ્યો.

+ + + +

મેં ઘેર આવી વૃદ્ધાને ખબર પહોંચાડી, કે તેવી રીતે માંડવાળ કરવા તે ખુશી નથી. એક બીજા માણસને મોકલી મારા એક જાણીતા ડીટેકટીવને બોલાવ્યો, જેનું નામ હમે બધા પંછીકાકા કહેતા હતા. પંછીકાકાયે આવતાંજ પૂછ્યું:—" કેમ ડૉક્ટર સાહેબ, સરસ્વતીનો ગાંસડો તો ઠીક બાંધ્યો છે."

હું તો તેના આ શબ્દો સાંભળી અજબ થયો, હું ન સમજ્યો કે તે શું કહે છે, પણ તેણે તે પૂછ્યા ગાછ્યા વિનાંજ મારી સામેની ખુરશીએ બેઠક લેતાં કહ્યું;—" સવારની મુલાકાત નિષ્ફળ ગઇ કે શું?"

" આપ કોને વિષે પૂછો છો " મેં ચકરાતાં પૂછ્યું.

" ત્યારે શું હું ભૂલું છું" તેણે કહ્યું—" શું આપે મને તે વાસ્તે નથી બોલાવ્યો, "

...શા વાસ્તે ?

"આ ખોટા કૃષ્ણકાંતના મુકર્દમાં માટે."

"હું તેજ માટે, પણ તમે કેમ જાણ્યું ?"

"તે તમે નહીં સમજો. માત્ર એટલુંજ કે મારી ધારણા ખરી પડી, હવે તમારે જે કહેવું હોય તે કહો."

"જાણોજ છો, તો કહેવાનું શું છે. એટલુંજ કે જો તમે મને તેમાં મદદ કરી તે બદમાશને તેના ખરા સ્વરૂપમાં પ્રકટ કરશો, તો હું તમને એક હજાર રૂપિયા ઇનામ આપીશ."

"સાહેબજી; હું તમને સાંજે મળીશ." આટલું કહી તે ચાલતો થયો.

---

## પ્રકરણ ૮ મું.

## વાદી ઉપર વારંટ

તે કેસ ચાલ્યો પણ ખરો. મેં જુબાની આપી પણ ખરી, પણ તેમાં જરાક એટલું ખોટું બોલ્યો, કે તેની આંગળીમાં દરદ હતું માટે તે કાપી હતી. તમેજ કહેજો વાચક, એમાં શું ગુનેહો થયો ? એમ તો ધરમરાજાએ પણ અશ્વત્થામાની બાબતમાં 'નરોવા કુંજરોવા' કરી દીધું હતું. પરંતુ મારી જુબાની પણ ટકી નહીં વાદી તરફનાં બે સાક્ષીઓએ જુબાની આપી, કે મને પ્રતિવાદી તરફથી, પૈસા આપી જુઠો સાક્ષી બનાવવામાં આવ્યો છે. વાદીના સોલીસીટરે ક્રોસ એકઝામીન કરતાં પૂછ્યું કે "જો તમે તેનો ઇલાજ કર્યો છે તો કહો જોઇએ તે વખતે તેનું નામ શું હતું ?" બસ તે સવાલની સાથેજ આપણી ફેરકી બંધ થઇ ગઇ. મેં નામથી અજાણપણું બતાવતાં વકીલ હસ્યો, માજીસ્ત્રેટ પણ હસ્યા અને આખી કોર્ટ હસી પડી. મારી જબાનીની કીમત રદ થઇ ગઇ. બીજા પણ કેટલાક સાક્ષીની જબાની લેવાઇ, પણ વાદીના સાક્ષીઓ એવા જબરદસ્ત હતા કે, આખી કોરટે ધાર્યું કે કેસ વાદીના લાભમાંજ છે. પછી તો 'ન જાને જાનકી નાથ પ્રાતઃકાલે કિં ભવિષ્યતિ' માજીસ્ત્રેટ સાહેબે બપોરનાં ખાનાં પછી જજમેંન્ટ આપવાનું મુલતવી રાખ્યું. કોર્ટ ખાનાં માટે ઉઠી.

* * *

પ્રતિવાદી તરફનાં દરેક માણસનાં મોઢાં ઉતરી ગયાં હતાં વાદી તરફનાં દરેક માણસોનાં ચેહેરો ઉપર આનંદ હતો, ખાનાનો ટાઈમ પૂરો થયો અને માજીસ્ત્રેટ સાહેબ આવી પાછા આસન ઉપર બીરાજ્યા—

એટલામાં એક માણસ દોડતો આવ્યો અને અરજદારના પાંજરામાં ઉભો રહી તેણે દુભાષિયાના હાથમાં પોતાની અરજી આપી.

"તમારૂં નામ ?" કોર્ટે સવાલ કર્યો.

"વસંતરાય ઉર્ફે પંછીકાકા"

"તમે શો ધંધો કરો છો ?"

"ડીટેકટીવનો"

"શાનું વોરંટ માગો છો ?"

"ખોટા સિક્કા બનાવનારને પકડવાનું મારો લોર્ડ."

"કોના ઉપર"

"કમરૂદીન ઉર્ફે રણછોડદાસ ઉર્ફે કૃષ્ણકાંત ઉપર"

"પૂરાવા ?"

તેણે, કેટલાંક, ઓજારીઆં, ફોટોગ્રાફ વિગેરે હાજર કર્યાં મેં બીજી તરફ જોયું, તો હમારાં કેસના કૃષ્ણકાંતનું મોઢું ઉતરી ગયું હતું.

વોરંટ મેળવી તેણે બાહરથી કેટલાક સિપાહીને બોલાવ્યા અને કોર્ટના દરવાજા પાસેજ ઉભા રાખ્યા,

કારણ કે કોર્ટમાં તો તે વારંટ બજાવી શકાય નહીં. પંછીકાકાએ જઈ હમારા વકીલના કાનમાં કંઈક કહ્યું, એટલે હમારા વકીલે માજીસ્ત્રેટ સાહેબને પોતા તરફના બીજા બે સાક્ષી દાખલ કરવા અરજી કરી, તરતજ રજા મળી, એટલે પંછીકાકાએ એક વૃદ્ધા તથા એક તરુણ સ્ત્રીને દાખલ કરી. જેણે દાખલ થઈ નીચે પ્રમાણે જણાવી આપી.

વૃદ્ધા બોલીઃ—"આ સામે ઉભેલો જુવાન મારો પુત્ર થાય છે. હમે જાતીનાં ગોલાં છઇએ. તે હમણાં ત્રણ ચાર વરસથી ગુમ થયો હતો."

તેણે વાદીના વકીલની ક્રોસએકઝામીનમાં જણાવ્યું કે "પહેલાં જયારે ત્યારે બાહરગામ જતો અને વળી છઠે છમાસે પાછો ઘેર આવી થોડા વખત રહેતો; પણ ચાર વરસ ઉપર આવ્યો ત્યારે તે કહેતો હતો કે અહીં રહેવું એ આપણે માટે ભય ભરેલું છે. તેમ કહી તે રાતે ભાગી ગયો હતો. ત્યાર પછી હું તેને આજેજ જોઉં છું."

પેલી તરુણ સ્ત્રીએ કહ્યું કે, તે મારો પતિ થાય છે. અને તે આજ પુરૂષ છે તેમ હું સારી રીતે ઓળખું છું" તેણે ક્રોસએકઝામીનમાં જણાવ્યું કે "પહેલાં તેઓની આંગળી કપાએલી નહોતી પણ તેઓના ડાબા કાન ઉપર તિલ હતો કોર્ટમાં તપાસ કરવામાં આવી અને તેને તિલ નિકળ્યો જયારે પ્રતિવાદીના વકીલે જણાવ્યું કે અસલ કૃષ્ણકાંતને તિલ નહોતો તે માટે જો હજુ પણ કહેશો તો બીજા સાક્ષીઓની જુબાની રજુ કરી શકીશ.

સત્યજ છે કેઃ—

ભલે જન કોટી પ્રયત્નો કરે,
થાશે ધાર્યું જે ધરણી ધરે.

માત્ર પાંચ મીનીટમાંજ સઘળો મામલો ફરી ગયો. તે વૃધ્ધા તથા તરૂણીની પૂરી જબાની લેવાયા પછી માજીસ્ત્રેટ સાહેબે પંછીકાકાની જબાની લીધી તેણે જણાવ્યું કેઃ—

"મને ડૉકટરે ઘેર બોલાવી આ કામ સોંપ્યું અને તેની સાથે સાંજના જે ઠેકાણે તેણે આ જવાનનું ઓપરેશન કર્યું હતું ત્યાં ગયો. તે જગ્યા ઉજ્જડ વેરાન છે. ત્યાં મને કંઈ બીજી શોધ લાગી નહીં પણ માત્ર થોડાક શબ્દો લખેલી એક ચીઠ્ઠી મળી કે જે ચીઠ્ઠી ઉપર અમુક સંજ્ઞા હતી તે જોતાંજ મને એક જૂનો કેસ યાદ આવ્યો, કે જે માટે મેં આપ સાહેબ પાસેથી હમણાંજ વારંટ મેળવ્યું છે. તે કેસ વખતે મેં તે માણસની છબી મેળવી લીધી હતી તે મારે ઘેર જઇ કાઢી અને ત્યાર પછી એક ભીખ માગનાર બ્રાહ્મણને વેષે જઈ વાદીને જોયો તો જણાયું કે એ તેજ જુવાન છે કે જેના ઉપર આજથી ચાર વરસ ઉપર ખોટા સિકકા માટે વારંટ કાઢવામાં આવ્યું હતું તરતજ હું તેને ઘેર પહોંચ્યો કે જે ગામ પહોંચતાં આહીંથી ચાર દિવસનો ગાડીનો રસ્તો છે હું તે જાણતો હતો કારણ કે તેની માએ જે જણાવ્યું છે કે તે રાતો રાત ભાગી ગયો હતો તે મારી બીકથીજ ભાગી ગયો હતો જો ન ભાગી ગયો હોત તો હું સવારના તેને ગીરફતાર કરનાર હતો. હું તેની માને તથા સ્ત્રીને મારી સાથે તેડી આવ્યો. હું કેસનો આટલો જલદી નિકાલ આવશે તેમ જાણતો હતો તેથી મેં પહેલેથીજ પોલિસચોકી ઉપર તાર કરી સિપાઇઓને તૈયાર રહેવા તથા વારંટની અરજી ઘડાવી રાખવા જણાવ્યું હતું."

તરતજ કોર્ટટાઇમ થઇ જતાં કેસ બીજા દિવસ ઉપર મૂલતવી રહ્યો. નકલી કૃષ્ણકાંતને કોર્ટની બાહર નીકળતાંજ મેળવેલા વારંટની રૂએ કેદ પકડવામાં આવ્યો. ધન્યરે પ્રભૂ ધન્ય.

ઘડીમાં રંકને રાજા,
ઘડીમાં રાય ભિખારી.
મરે મગ્મત મહીં માનવ,
ન જાણે કોઈ કૃતિ તારી.

## પ્રકરણ નવમું.



# એકરાર—પૂર્વકથા.



જેમ રમવાનાં પાનાનું બચ્ચાંઓ ઘર બનાવે છે, અને તેમાં નીચેથી એકજ પાનું ખસી જતાં તે કડડડ ભૂસ થઇ જાય છે; તેમ તે જુવાને ઘણી મહેનતે તૈયાર કરેલો કેસ ઘડીકમાં ચુંથાઇ ગયો. ત્યાર પછી ડીટેકટીવ્ર પંછીકાકાએ જે એક પછી એક પૂરાવાઓ દાખલ કર્યા તેથી તેતો અઠંગ ઉઠાઉગીર, સરકારને પાંચ પાંચ વાર હાથ તાલી આપી ગુમ થએલો ખોટા સીક્કા પાડનાર, અને રણછોડદાસને ખોટે નામે લાખોની ઉથલપાથલ કરનાર તરીકે જાહેર થયો. જ્યારે તેણે જાણ્યું કે મારો સર્વ ભેદ ખુલ્લો થયો છે ત્યારે તેણે પોતાની પૂર્વકથા કહી એકરાર કર્યો કે જે હું નીચે અક્ષરશઃ ઉતારી લઉંછું તે બોલ્યો:—

" સાહેબ હું જાતે ગોલો છું. ખરા કૃષ્ણકાંતનું સાસરૂં તેજ મારૂં પણ ગામ છે. તેઓની શેરીમાંજ મારૂં પણ ઘર છે, નાનપણથી હું તેને ત્યાં બચ્ચાં માફક ઉછર્યો હતો. મારા પિતા મને નાનો મૂકી મરણ પામ્યા હતા, રંભા ( કૃષ્ણકાંતની સ્ત્રી ) ના બાપે મને પુત્ર માફક પાળી મોટો કર્યો હતો. હમારે ઘરખરચમાં પણ ખોટ પડતી; તેઓનીજ મદદથી હમારો ઘર સંસાર ચાલતો. મારી માતા તેનાં ઘરનું જેવું થઇ શકે તેવું ઉપર ટપકેનું કામ કરતી. તે જૂના જમાનાના બ્રાહ્મણ હતા. પણ મારા ઉપરના સ્નેહથી તેઓ મને ખોળામાં પણ બેસાડતા અને પોતાના પુત્ર માફક મારા ઉપર વહાલ કરતા. હું અને રંભા નાનપણમાં સાથેજ રમતાં, મને તેના ઉપર સ્નેહ હતો, તે પણ મને ચાહતી, જ્યારે તે મોટી થઇ અને મેં સાંભળ્યું કે તેનું વેવિશાળ થવાની વાત ચાલે છે, ત્યારે એક દિવસ હું તેને બાગમાં મળ્યો અને કહ્યું:—" રંભા, મેં સાંભળ્યું છે કે તારૂં વેશવાળ થવાનું છે. "

" મા વાત કરતાં હતાં. " તેણે પણ નિર્ભય રીતે કંઇ પણ ન શરમાતાં કહ્યું.

" રંભા શું ત્યારે તું મારી મોહરદાર નહીં બને ? "

મારા આ શબ્દો સાંભળીને તે મારાં મોઢાં સામેજ જોઇ રહી. પછી બોલી:—" કમુ શું તું ઘેલો થઇ ગયો છે ? તું નથી જાણતો કે હું એક બ્રાહ્મણ કન્યા છું—હું હિન્દુ છું. "

"તેથી શું થયું રંભા ?" હું બોલ્યો:—" રંભા શું મુસલમાનોને પરમાત્મા એ જૂદે હાથે ઘડયા છે? શું હિન્દુ તથા મુસલમાનને બનાવવામાં ઇશ્વરે જૂદી જૂદી માટીનો ઉપયોગ કર્યો છે ? રંભા શું મુસલમાનોને હાથ ઠેકાણે પગ આપવામાં આવ્યા છે? શું મુસલમાનની જીભમાં બોલવાની શક્તિ નથી ? શુ મુસલમાનનું હૃદય પ્રેમ કરવા સરજાયું નથી ? ત્યારે શા માટે હમારામાં અને તમારામાં ફરક ગણાવો જોઇયે ?"

" ગમે તેમ હો તારો અને મારો સંબંધ બની શકેજ નહીં. " તે બોલી:—" ઉંચ અને નીચનો કુદરતી ફરક કદી પણ ટળી શકે નહીં. જમીન દેખાવમાં બધી એક સરખી—એક જેવીજ હોવા છતાં, અને તેમાં એકજ બીજો વાવવા છતાં તેના પેટામાંના ગુણો પ્રમાણેજ દાણો વધારે અથવા ઓછો ઉગે છે. હમારા હિન્દુઓમાં પણ જે વર્ણભેદ માનવામાં આવ્યો છે તે એ માટેજ છે. "

" તે ગમે તેમ હો, હું તારા વિના બીજી કોઇને ચાહી શકીશ નહીં. બીજી કોઇ ઉપર મારો પ્યાર ઉતરે તેમ નથી. હું તને ચ્હાઉં છું; રંભા હું તને મારા પ્રાણ કરતાં પણ વિશેષ ચ્હાઉં છું. અને હું તને મેળવીશ. "

મારા આ શબ્દોથી તે મારા ઉપર ચીઢાઇ ગઇ. અને ત્યાંથી ચાલતી થઇ હું દિગમૂઢ માફક તેની તરફજ જોઇ રહ્યો. અને તેનાં આ અપમાનથી પ્યારે કીનાનું રૂપ પકડયું, મેં મનમાંને મનમાંજ નિશ્ચય કર્યો અને મુન્શી બેતાબની મુસદ્દસ બોલી પ્રતિજ્ઞા કરી કેઃ—

બાંદ એ ગુલરંગકો પરવાએ પયમાના નહીં
તાયરે મગરૂર જબ મોહતાજેકા શાના નહીં;
તોં યે ખાનાહી નહીં યા સાહેબે ખાના નાહીં,
શમએ મેહફીલહી નહીં યા જાને પરવાના નહીં;
અય પરી તૂહી નહીં યા તેરા દીવાના નહીં.

રંભાતો ત્યાર પછી મને મળીજ નહીં. જો કે તેના ઘર જોડેનો હમારો સંબંધ તો તેવોને વોજ રહ્યો. તે ઉપરથી હું સમજ્યો કે તેણે તે વાત ીજા કોઇને કહી નહોતી.

બીજો થોડો સમય પસાર થયો અને મેં સાં- ળ્યું કે એક ધનવાનના પુત્ર જોડે રંભાનું વેશવાળ યું છે અને એક બે મહિનામાંજ તેનાં લગ્ન થવાનાં . જમાઈને સાસરે તેડવામાં આવેલા ત્યારે મેં નો ચહેરો પણ જોયો અને તરતજ મારા મનમાં ેક નવો વિચાર ઉત્પન્ન થયો.

ધામ ધુમ સાથે રંભાનાં લગ્ન થઇ ગયાં અને ાસરે સિધાવી મેં પણ હવે મોટો થયો છું. માટે ામકાંજ કરવું જોઇએ એમ કહી ઘરમાંથી રજા લીધી.

હું મારી તજવીજમાંજ હતો. થોડાક દિવસ- માંજ લાગ મલ્યો. એક દિવસે કૃષ્ણકાંત હોડીમાં બેસી ફરવા નિકળ્યો. ધીમો ધીમો વરસાદ પડતો હતો. હોડીમાં તે તથા માછી શિવાય બીજું કોઇ નહોતું. હું તરવાનું બહુજ સારૂં જાણું છું, હોડી ગામનો કીનારો છોડી જ્યારે ઝાડી તરફ વળી; ત્યારે મેં તેઓ ન દેખે તેમ ઝાડીમાંથી ડુબકી મારી, તેની હોડી તરફ પડતું મૂકયું; અને તેની પાસે જઇ હોડી દબાવી દીધી. માછીમારને ગરદન દબાવી ગુ- ગળાવી મારી નાખ્યો. જ્યારે કૃષ્ણકાંતને ઠાર કરી મારી સાથેજ ઝાડી તરફ ઢસડી ગયો. કારણ કે તેનું મડદું કોઇને મલે તો તે મને નુકશાનકારક હતું. મેં તેનો ડાબો હાથ કાપી લીધો અને મૂડદું ત્યાંજ ખાડો ખોદી દાટયું. જો કે મારો અને તેનો ચેહરો ઘણે ભાગે મળતો હતો. પરંતુ તરતને તરત જાહેર થતાં તો હું તરતજ જુદા માણસ માફ વર્તાઈ જાઉં તેમ હતું એટલે બીજા કેટલાંક વર્ષો દબાઇ જવાનો નિશ્ચય કર્યો કે જેથી જે થોડો ઘણો ફેરફાર હોય તે માણસની નજરે જણાય નહીં. ત્યાર પછીની મારી કથા જે આ ડીટેકટીવે તથા ડોકટરે કહી છે તે બરાબર છે. જ્યારે હું મારી ઇચ્છિત વસ્તુ મેળવવામાં ફલીભુત થયો નહીં ત્યારે હવે મને કોઇની દરકાર નથી તેમ આ જીવનની પણ દરકાર નથી.

હવે હું કોઇ જાતની માફી માગવા ચાહતો નથી. કોઇ જાતનો બચાવ કરવા ઇચ્છતો નથી. હું નાનપણથીજ કાર્યમ્ સાધયામિ વા દેહં પાતયામિનો મંત્ર શીખ્યો છું જો હું કાર્ય સાધી શકયો નથી તો દેહનો પાત થવામાં મને કોઇપણ જાતનો શોક નથી."

ત્યારપછી માજીસ્ટ્રેટે તે કેસ સેશન્સમાં નોંધ્યો.

ઉપસંહાર

## પ્રેમને બદલે ફાંસી.

સેશન્સમાં કમરૂદ્દીને કોઇપણ જાતનો બચાવ કર્યો નહીં ખરા કૃષ્ણકાંત તથા ખલાસીનાં ખુન કર- વાના આરોપ માટે તેને ફાંસીની સજા કરવામાં આવી. જ્યારે તેને ફાંસી ચઢાવવામાં આવ્યો ત્યારે તેણે કહ્યું કેઃ—

સિતમ ઝેલે સિતમ ઇજાદ હોકર,
બને હંય સયદ હમ સૈયાદ હોકર;
ઝુકાઇ ગરદને જલ્લાદ હોકર,
કટે ખુદ ખંજરે ફૌલાદ હોકર.

આજકાલ કેટલેક ઠેકાણે અમારાજ નામને મળતું નામ અને અમારી દવાને લગતું
નામ રાખી બેઠેલા હોવાથી લોકો ભુલાવામાં પડીજાય છે માટે આથી જાહેર
કરવાનું કે ડા૦ ઇચ્છાપોરીઆનું જુનું અને જાણીતું દવાખાનું
લુહાર ચાલીમાં છે. હમારી બીજી શાખા છેજ નહીં
એ ધ્યાનમાં રાખવું

**બચ્ચાંઓને ખરી તંદુરસ્તી આપનારૂં.**

# બાળ અમૃત.



આ દવા ઘણી જાતની દેશી વનસ્પતીઓનો અરક બનાવી સરબતનાં રૂપમાં બનાવેલુ છે. એનો ઉપયોગ કરવાથી બાળકોના જુના ને બારીક **તાવો** અજીરણથી થતા **ઝાડા, પેટની કબજીયેત, મરડો, અતીસાર, લોહીનું પડવું, દાંત,** આવતાં થતી બીમારીઓ. **ઉપલીયું, આંકડીનું દરદ, અતીશય રડવું, ખાંસી, હાંફણ, શરાણી,** વિગેરે બચ્ચાંનાં દાંતને ઘણોજ ફાયદો કરે છે.

શીશી એકની કીંમત રૂપીઆ ૦॥ અડધો.

**બનાવનાર ડાકટર ઇચ્છાપોરીઆ.**

ઠેકાણું:–કાલબાદેવી રોડ-લુહારચાલી નવો રસ્તો.–**મુંબઇ.**

સોલ એજંટ એમ. એન. પાઠક–કાલબાદેવી રોડ નંબર ૨૯૦ મુંબઇ. આર. સી. બાલીવાળા ઠે૦ કણપીઠ–સુરત. દારા ખુરશેદજી માદન–નવા આતશબેરામ સામે ધોબીતળાવ–મુંબઇ. સ્વદેશી બનાવેલું **દંતમંજન** પણ હમારે ત્યાંથી મળશે. કીંમત આના ચાર.

મારા આ શબ્દોથી તે મારાં ઉપર ચીઢાઇ ગઇ. અને ત્યાંથી ચાલતી થઇ હું દિગમૂઢ માફક તેની તરફજ જોઇ રહ્યો. અને તેનાં આ અપમાનથી પ્યારે કીનાનું રૂપ પકડયું, મેં મનમાંને મનમાંજ નિશ્ચય કર્યો અને મુન્શી બેતાબની મુસદ્દસ બોલી પ્રતિજ્ઞા કરી કેઃ—

ખાંદ એ ગુલરંગકો પરવાએ પયમાના નહીં
તાયરે મગરૂર જબ મોહતાજેકા શાના નહીં;
તેં યે ખાનાહી નહીં યા સાહેબે ખાના નાહીં,
શમએ મેહેફીલહી નહીં યા જાને પરવાના નહીં;
અય પરી તુહી નહીં યા તેરા દીવાના નહીં.

રંભાતો ત્યાર પછી મને મળીજ નહીં. જો કે તેના ઘર જોડેનો હમારો સંબંધ તો તેવોને તેવોજ રહ્યો. તે ઉપરથી હું સમજ્યો કે તેણે તે વાત બીજા કોઇને કહી નહોતી.

બીજો થોડો સમય પસાર થયો અને મેં સાંભળ્યું કે એક ધનવાનના પુત્ર જોડે રંભાનું વેશવાળ થયું છે અને એક બે મહિનામાંજ તેનાં લગ્ન થવાનાં છે. જમાઇને સાસરે તેડવામાં આવેલા ત્યારે મેં તેનો ચહેરો પણ જોયો અને તરતજ મારા મનમાં એક નવો વિચાર ઉત્પન્ન થયો.

ધામ ધુમ સાથે રંભાનાં લગ્ન થઇ ગયાં અને સાસરે સિધાવી મેં પણ હવે મોટો થયો છું... માટે કામકાજ કરવું જોઇએ એમ કહી ઘરમાંથી રજા લીધી.

હું મારી તજવીજમાંજ હતો. થોડાક દિવસમાંજ લાગ મળ્યો. એક દિવસે કૃષ્ણકાંત હોડીમાં બેસી ફરવા નિકળ્યો. ધીમો ધીમો વરસાદ પડતો હતો. હોડીમાં તે તથા માછી શિવાય બીજું કોઇ નહોતું. હું તરવાનું બહુજ સારૂં જાણું છું, હોડી ગામનો કીનારો છોડી જ્યારે ઝાડી તરફ વળી; ત્યારે મેં તેઓ ન દેખે તેમ ઝાડીમાંથી ડુબકી મારી, તેની હોડી તરફ પડતું મૂકયું; અને તેની પાસે જઇ હોડી દબાવી દીધી. માછીમારને ગરદન દબાવી ગુંગળાવી મારી નાખ્યો. જ્યારે કૃષ્ણકાંતને ઠાર કરી મારી સાથેજ ઝાડી તરફ ઢસડી ગયો. કારણ કે તેનું મડદું કોઇને મલે તો તે મને નુકશાનકારક હતું. મેં તેનો ડાબો હાથ કાપી લીધો અને મુડદું ત્યાંજ ખાડો ખોદી દાટયું. જો કે મારો અને તેનો ચેહરો ઘણે ભાગે મળતો હતો. પરંતુ તરતને તરત જાહેર થતાં તો હું તરતજ જુદા માણસ માફક વર્તાઇ જાઉં તેમ હતું એટલે બીજા કેટલાંક વર્ષો દબાઇ જવાનો નિશ્ચય કર્યો કે જેથી જે થોડો ઘણો ફેરફાર હોય તે માણસની નજરે જણાય નહીં. ત્યાર પછીની મારી કથા જે આ ડીટેકટીવે તથા ડોકટરે કહી છે તે બરાબર છે. જ્યારે હું મારી ઇચ્છિત વસ્તુ મેળવવામાં ફલીભુત થયો નહીં ત્યારે હવે મને કોઇની દરકાર નથી તેમ આ જીવનની પણ દરકાર નથી.

હવે હું કોઇ જાતની માફી માગવા ચાહતો નથી. કોઇ જાતનો બચાવ કરવા ઇચ્છતો નથી. હું નાનપણથીજ કાર્યમ્ સાધયામિ વા દેહં પાતયામિનો મંત્ર શીખ્યો છું જો હું કાર્ય સાધી શકયો નથી તો દેહનો પાત થવામાં મને કોઇપણ જાતનો શોક નથી."

ત્યારપછી માજીસ્ત્રેટે તે કેસ સેશન્સમાં નોંધ્યો.

ઉપસંહાર

## પ્રેમને બદલે ફાંસી.

સેશન્સમાં કમરૂદ્દીને કોઇપણ જાતનો બચાવ કર્યો નહીં. ખરા કૃષ્ણકાંત તથા ખલાસીનાં ખૂન કરવાના આરોપ માટે તેને ફાંસીની સજા કરવામાં આવી. જ્યારે તેને ફાંસી ચઢાવવામાં આવ્યો ત્યારે તેણે કહ્યું કેઃ—

સિતમ ઝેલે સિતમ ઇજાદ હોકર,
બને હંય સયદ હમ સૈયાદ હોકર;
ઝુકાઇ ગરદને જલ્લાદ હોકર,
કટે ખુદ ખંજરે ફોલાદ હોકર.

આજકાલ કેટલેક ઠેકાણે અમારાજ નામને મળતું નામ અને અમારી દવાને લગતું નામ રાખી બેઠેલા હોવાથી લોકો ભુલાવામાં પડીજાય છે માટે આથી જાહેર કરવાનું કે ડા૦ ઇચ્છાપોરીઆનું જુનું અને જાણીતું દવાખાનું લુહાર ચાલીમાં છે. હમારી બીજી શાખા છેજ નહીં એ ધ્યાનમાં રાખવુ

બચ્ચાંઓને ખરી તંદરોસ્તી આપનારૂં.

# બાળ અમૃત.



આ દવા ઘણી જાતની દેશી વનસ્પતીઓનો અરક બનાવી સરબતનાં રૂપમાં બનાવેલુ છે. એનો ઉપયોગ કરવાથી બાળકોના જુના ને બારીક **તાવો** અજીરણથી થતા **ઝાડા, પેટની કબજીયેત, મરડો, અતીસાર, લોહીનું પડવું, દાંત,** આવતાં થતી બીમારીઓ. **ઉપલીયું, આંકડીનું દરદ, અતીશય રડવું, ખાંસી, હાંફણ, શશાણી,** વિગેરે બચ્ચાંનાં દાંતને ઘણોજ ફાયદો કરે છે.

શીશી એકની કીમત રૂપીઓ ૦ાા અડધો.

**બનાવનાર ડાકટર ઇચ્છાપોરીઆ.**

ઠેકાણું:-કાલબાદેવી રોડ-લુહારચાલી નવો રસ્તો.-મુંબઇ.

સોલ એજંટ એમ. એન. પાઠેક-કાલબાદેવી રોડ નંબર ૨૯૦ મુંબઇ. આર. સી. બાલીવાળા ઠે૦ કણપીઠ-સુરત. દારા ખુરશેદજી માદન-નવા આતશબેરામ સામે ધોબીતળાવ-મુંબઇ. સ્વદેશી બનાવેલું **દંતમંજન** પણ હમારે ત્યાંથી મળશે. કીમત આના ચાર.

વેદીઓ પણ એ યજ્ઞ મંડપમાંજ કરવામાં આવી હતી. બ્રાહ્મણો વેદના મંત્રો બોલી રહ્યા હતા. અગ્નિમાં ઘૃત, તલ, સમીધ આદિ પવિત્ર વસ્તુઓ હોમાતી હતી. અને તે જોનારના મન હૃદયને પવિત્ર કરતી હતી.

* * *

આ શતમુખ યજ્ઞ વડોદરાની પાસેના કાયલી ગામમાં થયો છે. ૧૨૦૦ ઘરની વસ્તીવાળું નાનકડું ગામ હોવા છતાં એ વખતે સ્વર્ગપુરી જેવું થઈ રહ્યું હતું. શ્રીમંત સરકાર ગાયકવાડે તંબુઓ વિગેરે જોઈતી વસ્તુઓ પુરી પાડી હતી. આવો યજ્ઞ બે હજાર વર્ષમાં થયો નથી એમ કહેવાય છે. તેવો યજ્ઞ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ મહારાજાના રાજ્યમાં કોઇ પૂર્વનાં પૂણ્યનેજ પ્રભાવે થયો છે. અને ઇતિહાસમાં ચીર સ્મર્ણીય રહેશે. ઘણામાં ઘણું દશ મુખ યજ્ઞ થાય છે. કાશીના પંડિતો અને વૃધ્ધો કહે છે કેઃ દોઢસો વર્ષ ઉપર કાશીમાં રામરાજાએ દશમુખ યજ્ઞ કર્યો હતો. બીજે કોઈ ઠેકાણે થયેલો જાણવામાં નથી. કિશનગઢનો રાજા પરમ વૈષ્ણવ ભક્ત છે. તેણે શ્રૌત યજ્ઞ કર્યો હતો. શ્રૌત યજ્ઞને માટે ભુમિ પવિત્ર અને ઉત્તમ જોઇએ. તેથી તેણે પોતાનું વિશાળ તળાવ તોડી નાંખી તેમાંનું જળ કાઢી નાંખ્યું તેના મધ્ય ભાગમાં યજ્ઞ કર્યો હતો. પણ ઇશ્વર કૃપાએ બીજે વર્ષે પુષ્કળ વર્ષાદ પડવાથી તેમાં બમણું જળ ભરાયું અને મેહસુલ પણ બમણી ઉપજી હતી તેમજ રાજાને પુત્ર પ્રાપ્તી થઇ હતી. આ શતમુખ યજ્ઞ પણ કોયલી ગામના તળાવમાં કરવામાં આવ્યો છે. શાસ્ત્રમાં એ યજ્ઞનું ફળ પણ શ્રેષ્ઠ કહ્યું છે. દેશમાં સર્વ પ્રકારના વિઘ્નો નાશ પામે છે. પ્રજા આબાદ થાય છે અને રાજા પ્રજામાં ઐકયની લાગણી વધે છે. પરમાત્મા એ શુભ ફળ આપે!

* * *

આ યજ્ઞમાં મદદ કરનાર તરીકે રા. પટેલ કાનદાસજી જીજીભાઇ રૂ. ૫૫૦) શા. મોતીભાઇ મોટા કુવાવાળાએ રૂ. ૯૦૦, અગીઆરસ અને બારસનો ફળાહાર તથા જમવાનો ખર્ચ સરાશ ગામ નિવાસી ઇશ્વરભાઈ તારાચંદે આપ્યો છે. સુરત નિવાસી નાગર ગ્રહસ્થ વિરસુખરામે રૂ. ૨૫૦૦ તથા એકલવારાના ઠાકોર શ્રી દીપસિંહજીએ રૂ ૧૦૦ યજ્ઞના કાર્ય માટે મોકલાવી આપ્યા હતા. કોઇ એક ભાવિક ગ્રહસ્થે ૨૦. મણ બટાકાનું ગાડું નનામું મોકલી આપ્યું હતું. એ ઉપરાંત બીજા કેટલાક પરમાર્થી ગ્રહસ્થોએ છુપે નામે કાંઇ કાંઇ વસ્તુઓ મોકલી, મહત્ પૂણ્યના કાર્યમાં ભાગ લીધો છે. સો કુંડ કરી તેમાં દરરોજ આહુતિઓ અપાય છે. અનેક મનુષ્યો ઇશ્વરનું નામ લે છે. આકાશ અને પૃથ્વિ પવિત્ર વેદ મંત્રોચ્ચારથી ગાજી રહી છે. વાતાવરણ પવિત્ર થાય છે. દર્શન કરનાર પવિત્ર થાય છે. શ્રદ્ધા અને ભક્તિનાં અંકુરો ઉત્પન્ન થાય છે. જે દેશમાં યજ્ઞો થાય, પવિત્ર વસ્તુઓની આહુતિઓ અપાય, વેદના મંત્રોચ્ચાર થાય, પરમાત્માની ભક્તિ થાય, તે દેશને ધન્ય છે, તે દેશની પ્રજાને ધન્ય છે, તે દેશના રાજાને ધન્ય છે. રાજા પ્રજાનું સદ્દભાગ્ય છે! પવિત્ર વસ્તુઓના સંસર્ગથી જ મનુષ્યો પવિત્ર થાય છે. ગુજરાતની રસાળ ભુમિ, એવી દિવ્ય પવિત્ર વસ્તુ વડે પવિત્ર થઈ રહી છે! આવા અનેક યજ્ઞો થાવ અને અનેક મનુષ્યો શ્રદ્ધાપૂર્વક ઇશ્વરની ઉપાસના કરે તો આ દેશના મનુષ્યોના હૃદયમાં ઉચ્ચ વિચાર જન્મ પામે, તેમની કલેશમય સ્થીતિ બદલાઈ જઇ જીવન સુખમય બની જાય. દુષ્કાળ, મરકી જેવા જીવલેણ રોગો ન્હાસી જાય. કલેશ, કુસંપ રાજીનામાં આપે! અને જ્યાં ત્યાં આનંદ આનંદ થઈ રહે! પરમાત્મા અમારા દેશના મનુષ્યોને સદ્બુદ્ધિ આપે અને આવાં અનેક ધર્મનાં કાર્યો કરાવી અમારી માતૃભૂમિને અને અમારા દેશ બંધુઓને પવિત્ર કરે!

## चित्र माळा.

**वर्तमान काळना न्रासिंहमेहता भक्तराज मनसुखराम**

જનની જણ તો હરિભગત કાં દાતા કાં શૂર;
નહીં તો રહેજે વાંઝણી પણ ન ગુમાવિશ નૂર.

ખરેખર તે જનનીએજ પ્રસવ કર્યો છે કે જે જનનીએઃ— હરિભગત કાં દાતા કાં શૂર ને જન્મ આપ્યા છે આજે જે પહેલું ચીત્ર આપવામાં આવ્યું છે તે રણછોડજીના અનન્ય ભકત મનસુખરામ ભાઇ ખરેખરા હરિભક્ત અને અચળ

શ્રદ્ધાવાન ભાવિક હિન્દુ છે. તેઓ ધનવાન નથી. તેમ કંઇ આસપાસ અક્ષર લમાડેલા વિદ્વાન પણ નથી. પરંતુ રણછોડજી જોડે એકતાર થએલા હરિભગત છે. તેઓ પોતાનાં જીવનચરિત્રની જાહેર ખબર આપવાને ન ઇચ્છનારા અને તેસાથે એક ખુણે ખાંચરે નાના ગામને ખુણે બેસી માત્ર પોતાના ઇષ્ટની આરાધના કરનારા મ્હા પુરુષ હોવાથી કોઇ પણ તેનાં આખાં જીવનથી માહિતગાર પુરૂષ હમને મળ્યો નથી પરંતુ હમે જે કંઇ ખબર મેળવી છે તે એટલીજ છે કે તેઓ બ્રાહ્મણ ગામના એક ભણાવનારા મહેતાજી છે. તેઓને નાનપણથીજ દર પુનેમે શ્રી રણછોડજીનાં દર્શન કરવા જવાનું વ્રત છે જે વ્રતને અંગે એક વખત એવો પણ આવ્યો હતો કે પૂનેમને દિવસે પરિક્ષકે તેના છોકરાઓની પરિક્ષા લેવા આવવાને લખ્યું પણ મેહતાજીને તો પૂનેમને દિવસે ડાકોરજી જવાનું વ્રત એટલે તેઓ શ્રી ડાકોર ચાલી ગયા ભાવિકોનું કહેવું છે કે તે વખતે મહેતાજીને સ્વરૂપે શ્રી રણછોડજીએ પરિક્ષક પાસે હાજર રહી છોકરાઓની પરિક્ષા આપી. હાલ તેઓએ વડોદરા પાસેનાં કોયલી ગામમાં શતમુખ યજ્ઞ કર્યો છે."

જ્યારે તેઓની પાસે અરધી પણ નથી પરંતુ ભાવિકો કહે છે કે નામ વગર બાહર ગામથી ગાડાંનાં ગાડાં ભરી ચીજો આવ્યે જાય છે. જેમ નૃસિંહની લાજ શ્રી કૃષ્ણે રાખી હતી તેમ આ મહાત્માએ પણ પોતાની લાજ ડાકોરજીને હાથે સોંપી છે. "બહુ રત્ના વસું ધરા" પવિત્ર માતા ભારતી એવાં એવાં રત્નોનેજ જણતી આવી છે. અને તેથીજ આજે પણ સર્વ જગતની આદર્શ રાણી તરીકે બીરાજી છે.

## મુંબઇની જાણીતી એક્ટ્રેસ મીસ ગૌહર.

પ્રસ્તુત અંકમાં બીજું ચિત્ર મુંબઇની જાણીતી અને માનીતી એક્ટ્રેસ મીસ ગૌહરનુ આપવામાં આવ્યું છે, તેનો જન્મ મુંબઇમાં જ થએલો છે. યહુદી જાતિમાં ગમે તે ધંધો કરવાની સર્વને સ્વતંત્રતા હોવાથી પોતાની ઇચ્છા પ્રમાણે મીસ ગૌહર આજથી નવ દશ વર્ષની વાતપર પોતાની ૧૪ વર્ષની અવસ્થામાં બાલીવાળાની વિક્ટોરિયા નાટક મંડળિમાં એક્ટ્રેસ તરીકે જોડાઇ હતી અને હરિશ્ચંદ્ર નાટકમાં તેને મળેલો અપ્સરાનો પાર્ટ તેણે એવી તો યોગ્યતા અને અભિનય કળાથી ભજવી બતાવ્યો હતો કે, તે દિવસથી જ પ્રેક્ષકોએ એક નાટકકાર તરીકે તેનાં ચળકતાં ભવિષ્યની આશા બાંધી હતી જે આશા આજે સોળેસોળ આના પૂર્ણ થએલી છે.

મધુરકંઠ, લાવણ્ય, પ્રસંગાનુસાર અંગવિક્ષેપ અને મુદ્રાપરિવર્ત્તન તથા અભિનય કૌશલ્ય ઇત્યાદિ જે ગુણો એક્ટ્રેસમાં હોવા જોઇએ. તે સર્વ ગુણો એ બાનૂમાં છે અને તેથી અમે દૃઢ આશા રાખીએ છીએ કે, પોતાની એ કળાને જો તેઓ અભ્યાસથી વધારતાં રહેશે તો એક દિવસ એવો પણ આવશે કે, લોકો તેમની ગણના ઇંગ્લંડની સારી સારી એલનટેરી જેવી એક્ટ્રેસો સાથે કરશે અને એમના જેવાં એ એક જ એક્ટ્રેસ કહેવાશે.

જુજ પગારથી ૫૨૫) રૂપિયાનાં મોટા પગારપર હિન્દુસ્તાનમાં જો કોઇ પણ એક્ટ્રેસ આવી શકયાં હોય, તો તે મીસ ગૌહર પહેલાંજ છે. લાવણ્ય, વિદ્યા અને સાધનસંપન્નતા હોવા છતાં એ બાનુનો સ્વભાવ અહંકાર રહિત અને નમ્ર તથા મળતાવડો છે, એથી તેમના ગુણો વળી વધારે ઝળકી નીકળે છે. હાલમાં એઓ નાટ્યાચાર્ય સ્વર્ગવાસી અમૃતલાલ કેશવલાલ નાયકના બંધુ રા. વલ્લભદાસ કેશવલાલ નાયકની માલેકીની નવી નીકળનારી શેકસ્પીયર નાટક મંડળીમાં જોડાયાં છે અને એપ્રીલની અધવચમાં એ મંડળીનો ખેલ પ્રજા સમક્ષ રજુ થવાનો હોવાથી ફરી એકવાર મુંબઇની શોકીન પ્રજાને મીસ ગૌહરના અભિનયને જોવાનો યોગ્ય પ્રસંગ મળશે. અમે એ મંડળીની અંતઃકરણપૂર્વક ઉન્નતિ ઇચ્છીએ છીએ.

# महात्मा श्री कृष्णानंद सरस्वती स्वामी.

અને

## તેમના લેખ.

(ગયા અંકથી ચાલુ)



આવા ઉચ્ચ પ્રતિભાશક્તિ વાળા લોકોત્તર મહાત્મા એક સ્થળે રહી લોકનું અજ્ઞાનતિમિર દૂર કરે અને શાસ્ત્રદૃષ્ટિનો અનુભવ કરાવે એવી લાલસાથી એમના અમુક અંગિત શિષ્યે એક સ્થળે નિવાસ કરી રહેવા પ્રાર્થના કીધી. શિષ્યના પ્રારબ્ધ વેગનાં બળથી તે ધ્યાનમાં આવી. આ ઉપરથી કાશીમાં એક ઊર્ધ્વામ્નાય મઠ કરવાનો નિશ્ચય થયો. કૈવલ્યપદ પામ્યા પછી મઠ બાંધીને રહેવું એ અનુચિત છે એમ શંકા લાવવાની નથી. કેમકે જે અર્થે મનુષ્યતા પમાય છે તે કામ તે મનુષ્ય કરીનેજ નિવૃત્ત થાય છે. જોકે બ્રહ્મ દૃષ્ટિમાં જગત્‌દૃષ્ટિનું નિમજ્જન તેજ સન્યાસ છે, તો પણ દેહધારીને પ્રાથમિક સંકલ્પથી સંગૃહિત વસ્તુનો પરિશેષ રહે છે ત્યાં લગી વ્યુત્થાનનો અવશ્ય સંભવ છે, ને તે કાર્ય થવાનો પણ અવશ્ય સંભવ છે. એ કર્તવ્ય કરવામાં સન્યાસ બલપ્રદ છે, ને તે થયા પછી નૈષ્કાર્મ્યસિદ્ધિમાં તે વિશ્રામ પામે છે. એ કર્તવ્યકર્મથી જેણે નિર્બીજ સમાધિ પ્રાપ્ત કીધી છે તેવા વિદ્વાનનું કૈવલ્ય ખંડિત થતું નથી. એવા પ્રકારના વ્યુત્થાનને ધર્મમેઘ સમાધિ કહે છે. તેમની અજાતવાદ વ્યુત્પત્તિ એજ તેમનું કૈવલ્ય છે.

આ પ્રમાણે શ્રી મોક્ષલક્ષ્મીનિકેતન વારાણસીમાં પંચ ગંગાતીરે બ્રહ્મઘાટ ઉપર ઉર્ધ્વામ્નાય મઠ સં. ૧૯૪૭ ના વૈશાખ સુદ ૧૩ ને દિવસે સ્થપાયો. એ જગ્યા 'કૈવલ્યધામ' ના નામથી ઓળખાય છે. મઠની અંગદેવતા શ્રી અખિલાંડેશ્વરી શ્રેયસ્કરી બ્રહ્મવિદ્યાંબા છે. શ્રી કૈવલ્યનાથ પરશિવ મહાદેવ છે. શ્રીગુરૂપાદુકા, નરનારાયણ, ચતુર્વેદાદિ પરિવાર છે. એ પ્રમાણે શ્રીકૈવલ્ય ધામની વ્યવસ્થા છે. જેમ સૂર્ય પોતાના અનંત કીર્ણ સર્વ દિશામાં ફેલાવે છે, તેમ ચતુર્વર્ણ જીર્ણોદ્ધાર પરાયણ શ્રી સ્વામિજી ધર્મ, નીતિ તથા અધ્યાત્મ્યના નાના પ્રકારના લેખો લખી આ મંગળ ધામમાંથી ચો તરફ પોતાનો અનુગ્રહ પસારી રહ્યા હતા.

શકે ૧૮૧૩માં સ્વામિજીએ 'વૈદિક પદ્ધતિ' નામનો ગ્રંથ અમુક શિષ્યોની પ્રાર્થનાથી લખ્યો ને છપાવ્યો. એ ગ્રંથની રચના અપૂર્વ છે. એનાં નવ પદ અથવા સોપાનમાં ભાગ પાડયા છે. પહેલું પદ 'નેત્રોન્મીલન' નામનું છે. એમાં નવીન પ્રજાના અનેક કુતર્કનું સમાધાન કીધું છે. શાસ્ત્ર તથા તર્કના બલાબલનો વિચાર, વેદ ઇશ્વરકૃત છે તેનો વિચાર, ઉત્તરોત્ત જ્ઞાનવૃધ્ધિ માનનારાઓનો વિચાર, પ્રતિમા પૂજન વિચાર, અવતાર વિચાર, ચાતુર્વર્ણ્ય વિચાર, ભૂભ્રમણ વિચાર, સૂર્ય પરિમાણ વિચાર, યુગ વિચાર, ઇત્યાદિ ઘણી ઘણી બાબતોનું શાસ્ત્ર તથા ન્યાયથી સમાધાન કીધું છે, ને આધુનિક વિચારના માણસોની આંખ ઉપર ખોટા વિચારનાં પડળ આવ્યાં છે તે ખસેડવાનો અત્યુત્તમ પ્રયાસ કીધો છે. બીજું સોપાન 'વેદાધિકાર નિર્ણય'નો છે. એમાં વેદ ભણવાનો કોને અધિકાર છે, ઉપનયનનો કોને અધિકાર છે, ગમે તે માણસ વેદ ભણી શકે કે કેમ, વૈદિક યાગમાં હિંસા છે કે કેમ ઇત્યાદિ ઘણી વાતનું સમાધાન કીધું છે. ત્રીજા પદનું નામ 'વેદ શબ્દોદ્ધાર' છે. એમાં વેદનું અનાદિત્વ તથા અપૌરૂષેયત્વ સિધ્ધ કીધું છે. ચોથું પદ 'વેદાર્થવિમર્શન' છે. એ સૂત્રાત્મક છે. તેમાં શ્રુતિ સમન્વય, પ્રમાણ નિર્ણય, અધિકાર સિદ્ધ, ફલ નિરૂપણ, અનધિકાર નિરૂપણ અને સમાધિ એવાં છ પાદ છે. પાંચમામાં 'દ્વિજત્વલિંગ'નો નિર્ણય છે. એમાં સંસ્કાર વિચાર, ભસ્મ ધારણ વિચાર, દ્વીપાંતર ગમનાદિનો વિચાર કીધો છે. છઠ્ઠું

કવિત્વ શકિતનો, ભકિત ભાવનો ને શૃંગારના મર્મવિતપણાનો આભાસ પાડે છે. એમાંથી નાત જાતના મંત્રોચ્ચાર તથા યત્રોધ્ધાર થાય છે ને તે તંત્રના જાણકારને બોધ સાથે બેહદ આનંદ આપે છે. ઘણાં શાસ્ત્રોનો માહિતગારજ એની ગુપ્ત ખુબીઓ બરાબર સમજી શકે કે સમજાવી શકે એવો એ ગ્રંથ છે. કર્તાએજ આખરના શ્લોકમાં કહ્યું છે કે 'જે તંત્ર શાસ્ત્રમાં પાવરધો હોય, અક્ષરમાં કુશળમતિ હોય, વ્યાકરણ ને ન્યાયનો વેત્તા હોય, સાંખ્ય તથા યોગ શાસ્ત્રનો મર્મજ્ઞ હોય, વેદ વેદાંતમાં પ્રવીણ હોય, અને ગુપ્ત રીતે કહેલી વાત જાણી શકે એવો હોય, તેણે આ ગ્રંથ ઉપર ઇચ્છા હોય તો સુંદર ટીકા કરવી.

તંત્રને લગતું બીજું પુસ્તક 'અનુત્તર સિદ્ધાંત પરામર્શ', લખ્યું છે. એ નાનકડો પ્રબંધ છે. એમાં વેદશાસ્ત્ર ને તંત્રશાસ્ત્રની એકતા કીધી છે. બેનો એકજ સિધ્ધાંત છે એમ બતાવ્યું છે, તેમ કેટલીક તકરારી બાબતોના ખુલાસા કીધા છે.

'સૂર્ય સાધુ ચરિત્ર' એ નામનો કાવ્યનો એક લઘુ ગ્રંથ સ્વામીજીએ ગોંડલમાં લખી પ્રસિધ્ધ કીધો છે. એમાં સૂર્યની સાધુતાનું વર્ણન કરતાં ઉચ્ચ પ્રકારની કાવ્ય કળાને પ્રકટ થવાનો પ્રસંગ મળે છે.

'મહામહોપાધ્યાય' શબ્દ શી રીતે સિધ્ધ થાય એવી એક ચર્ચા વિનોદ અર્થે 'વિગ્રહ પરામર્શ' નો લેખ લખીને સ્વામિજીએ કાશીના પંડિત વર્ગ આગળ ઉભો કીધો. તેમાં એ શબ્દ જે રીતે સિદ્ધ કરવા જાય તેમાં કંઇ ને કંઇ વ્યાકરણનો વાંધો આવે છે એમ બતાવ્યું. એનો જવાબ ત્યાંના નવીન પંડિતોએ સૂઝયો તેવો લખી મોકલ્યો. પણ તેનો ફરી રદીયો 'નવીન કૃત સમાધાન પરામર્શ' લખીને બહાર પાડયો તેનું ઉતર અદ્યાપિ કોઇએ આપ્યું નથી.

સ્વામિશ્રીની, શાસ્ત્રીય સર્વ વિષયમાં અસાધારણ નિપુણતા ને તલસ્પર્શી બુધ્ધિવિચક્ષણતા જગ જાહેર થયાથી એમની કીર્તિ આખા દેશમાં પ્રસરી હતી તેથી શાસ્ત્ર સંબંધી સંદિગ્ધ બાબતોમાં ભિન્ન ભિન્ન સ્થળેથી એમના અભિપ્રાય માટે પ્રાર્થના થવા લાગી.

કોઇ વિશ્વનાથ દીક્ષિત નામના બ્રાહ્મણે લખી પૂછાવ્યું કેઃ-શાસ્ત્રમાં એમ છે કેઃ સમુદ્રમાં વહાણમાં બેસી મુસાફરી કરનાર દ્વિજ પ્રાયશ્ચિત્ત કરે તો પણ તેનો સંગ્રહ ન થાય.' એમ શી રીતે બને? શુધ્ધ થાય પછી જ્ઞાતિમાં પ્રવેશ ન થાય તો શુધ્ધ થયું નકામું છે. તેનો સંગ્રહ ન થાય એમ હોય તો શાસ્ત્રે પ્રાયશ્ચિત્ત શું કામ બતાવ્યું? આ સવાલનો જવાબ સ્વામિજીએ એવી યુકિત પુરઃસર આપ્યો છે કે તેથી શાસ્ત્રને બાધ ન આવતાં મુસાફરી કરનારનો જ્ઞાતિમાં પ્રવેશ થઇ શકે, ને ઉપલી કારિકાનો અર્થ સંદેહથી મુકત થાય. એ શાસ્ત્રાર્થ 'કૃત પ્રાયશ્ચિતસ્ય જાતિ પ્રવેશ પ્રતિબંધ પરામર્શ' એ નામે છપાવ્યો છે.

કોઇ બીજાએ વળી એમ પૂછયું કે મોક્ષ જ્ઞાનથી થાય છે, ને જ્ઞાન ગુરૂવિના થતું નથી, તો કાશીમાં મરવાથી મોક્ષ શી રીતે મળે? અને તેજ પ્રમાણે પ્રયાગમાં જે પોતાનું શરીર સંગમમાં ત્યાગ કરે છે તે અમૃતત્વને પામે છે એટલે મુકત થાય છે એમ શ્રુતિ કહે છે તે કેમ બને? એનો ખુલાસો 'મોક્ષ મીમાંસા' નામના શાસ્ત્રાર્થથી કીધો છે. તેમાં કંઇએક અજ્ઞાત વસ્તુ જણાવી છે.

પ્લેગનો ઉપદ્રવ ઘણો વધ્યો ત્યારે લોકોએ એમની વિનંતિ કીધી કે આ સંકટમાંથી બચવાનો હુવે તો કોઇ શાસ્ત્રીય ઉપાય હોય તે કહો. સ્વામિજીએ કહ્યું કે એ માહેશ્વર જ્વરનો પ્રકાર છે. માહેશ્વર જ્વર અને વૈષ્ણવ જ્વર બેઉ બાણાસુરના યુધ્ધ પ્રસંગે સામસામા આવે છે. માહેશ્વર જ્વર હારીને અંતે હૃષીકેશને શરણે જાય છે, અને પ્રતિજ્ઞા કરે છે કે અમુક રીતે પ્રયોગ કરવાથી હું પીડતો બંધ થઇશ. તે પ્રયોગ કરો એટલે પીડા દુર થશે. કાશીમાં એ પ્રયોગ કાર્ય સાધક થયો હતો એમ ત્યાંના લોકના કહેવામાં છે. આ બાબત લોકોની જાણને માટે છપાવી પ્રસિદ્ધ પણ કીધી હતી.

અપૂર્ણ.

# 'भक्त कवि भोजल'*

(ગયા અંકથી ચાલુ)

વખત કાવ્યો તથા ઉપદેશાત્મક પદો લખે છે અને તેવાં પદ દ્વારાએ તેઓ પોતાના શિષ્ય એવા વાંચકોને પોતાના ચિત્તસ્થ વિચારોનો બોધ આપે છે. ભોજલરામે કદાચ આ માર્ગ પણ ગ્રહણ કર્યો હોય? પરણેલો પુરુષ સંસાર જાલમાં સપડાઇ જઇ કેવી ઉપાધીને અધીન થઇ રહે છે તે વિષયનું સાંગોપણ ચિત્ર આલેખવાને અર્થે તે ભકતરાજ કદાચ આવા આત્મોપદેશક પદ દ્વારાએ આવું ગાણું ગાય એ વાત પણ સંભવિત છે. પરન્તુ આવા પ્રકારનો કાવ્યાર્થ કરતાં 'ન પરણું', શબ્દો આડા આવે છે' "ન પરણું" ને સ્થાને "ન પરણો" શબ્દો વાપરવામાં આવ્યા હોત તો તે અંતસ્થ પાદ સામાન્યતઃ ઉપદેશાત્મકજ ઠરત; પરંતુ તેવું થયું નથી અને, વિશેષમાં, તે અખિલ પદમાં પ્રથમા વિભકિતમાં ભોજલરામે જે કહેવાનું છે તે કહ્યું છે. વળી આ ભકત કવિ પોતાના અન્ય ઉપદેશાત્મક પદોમાં આવો નિયમ સાચવતા હોય એમ પણ દેખાતું નથી. તો પછી આ એકજ પદને નવીન રંગમાં નિરખવું અને ભોજલરામના ગૃહ સંસારની ઉપર મીંડું મૂકવું એ કોઇ પણ રીતે સન્યાય લાગતું નથી. જો ભોજલરામે તે અખિલ પદને શુધ્ધ ઉપદેશાત્મક શૈલીમાં લખ્યું હોત, તો તેઓ લેશમાત્ર પણ દોષિત ઠરત નહિ; પણ ભોજલરામે તે પ્રમાણે કર્યું નથી તેથી સામાન્ય રીતે અનુમાન તો એજ નીકળે છે કે, ભોજલરામ પરણેલા હતા. હવે, આવો નિર્ણય કરતાં પુનઃ એક પ્રશ્ન ઉભો થાય છે, કે, ભોજલરામ " ન રાખુ" શબ્દોને સ્થાને 'ન પરણુ' શબ્દો શા માટે લખે છે? ભોજલરામના તે શબ્દોનું નિરાકરણ કેવી રીતે કરવું? આ પ્રશ્ન નો ઉત્તર આપી શકાય તેમ છે. ભાષાશાસ્ત્રનો એવો નિયમ છે કે શબ્દોના અર્થ અનેક રીતે થઇ શકે છે. ભોજલરામને આત્મકથા કરનાર રૂપે કલ્પીને, " ન પરણું " શબ્દોનો લાક્ષણિક અર્થ કરીએ તો "ન પરણું". એટલે "પરણેલી ન રાખું "—" સ્ત્રી તરીકે ન રાખું " એવો શબ્દાર્થ થાય છે; અને આ અર્થને અનુસરીને હું ભોજલરામનું આ ઉકતપદ સમજ્યું છું. ભોજલરામ એટલા ભોળા સ્વભાવના કે તેમણે પોતાની જીવન કથાનો પડદો ખુલ્લો મૂકી દીધો? ઉકત પદ લખી ભોજલરામે ઉપદેશ કરવાનું ધાર્યું હોય એવું મ્હારૂં માનવું નથીજ. આ પદનો સાર એટલોજ છે કે સ્ત્રીને પરણવા પહેલાં પ્રત્યેક મનુષ્યે વિચાર કરવો કે જેથી પાછળથી પશ્ચાતાપ કરવો પડે નહિ. હવે તે પદ કયારે ગવાયું તે પ્રશ્નનું સમાધાન આપણે કરીશું. આ પદમાં ભોજલરામની જીવન કથાનું વર્ણન છે તેથી એવું અનુમાન થઇ શકે છે કે તે પદ ભોજલરામે સંસાર ત્યાગ કરતી સમયે તરતજ ગાયું હશે અને પછીથી ઉપદેશ અર્થે નહિ, પણ એક મનોદ્ગાર રૂપે એક પોથીમાં નોંધી રાખ્યું હશે; અને એ કારણને લીધે તે પદને આપણે તેમનાં ભકિતકાવ્યમાંથી દુર રાખવું જોઇએ. મ્હારા જાણવામાં આવ્યું છે કે, તેમના ભકત શિષ્ય જીવરામ કહેતા હતા કે, ભોજલરામ પરણેલા ન હતા. શિષ્ય જીવરામનો આવો મત પણ ધ્યાન આપવા યોગ્ય છે. જીવરામ ભોજલ ભકતનો ઉપાસક થયો હશે તે પહેલાં કદાચ ભોજલરામે સંસારનાં બંધનો ત્રોડી નાખ્યાં હોય એવું અનુમાન સંભવવાળું છે. મ્હારા અભિપ્રાય પ્રમાણે ભોજલરામના વૈરાગ્યનું કારણ તે પદમાં વર્ણવેલી સંસારોપાધીઓજ છે. ભોજલરામ જે ભકત થઇ જીવનમુકત થઇ ગયા તે આ પદ રચાયું તે સમયના અરસામાંજ. જીવરામ શિષ્યનું કહેવું પણ સત્ય કે ભોજલરામ પરણેલા ન હતા; કારણ કે તેણે તો ભોજલની પત્નીને જોઈ પણ ન હતી. વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તે સંસારની અસારતા અનુભવ્યા પછી

* આ લેખ વડોદરા વિદ્યાધિકારી ઓફીસ તરફથી પ્રકટ થવા આવ્યો છે. 　તંત્રી

થાય છે. જન્મ વિરાગી કરતાં સંસારનાં ફલ ચાખી થયેલાં વિરાગીઓની સંખ્યા અધિક હોય છે. ભોજલરામની જીવનકથા સંબંધે બહુ જણાતું નથી તેથી તેમના વિષેની સર્વ વાતો અનુમાન ઉપર રાખી શકાય છે અને અનુમાન કરવાનો એવો નિયમ છે કે આસપાસના સર્વ પ્રસંગો ઉપર ધ્યાન રાખી જે વિશેષ સંભવીત હોય તે અનુમાન ગ્રહણ કરવું. આ સર્વ વાતો ધ્યાનમાં રાખી. ભોજલરામને આપણે જન્મ વિરાગીના વર્ગમાં નહિ મુકતાં, તેમને સંસારની ખટપટથી કંટાળો પામી વૈરાગી થઇ ગયેલાના વર્ગમાં મુકીશું. ભોજલરામનું ઉકતપદ તેમાં સાક્ષી ભૂત ગણી શકાય તેમ છે. આ શિવાય વળી એક બીજું પદ સાક્ષી આપી કહે છે કે ભોજલરામ એક વખત પરણ્યા હતા. તે પદની લીટી નીચે પ્રમાણે છે;-

" નારીને નર પરણે રે બીજી કદી વારકી રે ?
હાં રે કદી કેસરી ખડ ન ખાય રે. "

આવા પ્રકારનો નિર્ણય કરવાથી, ભોજલરામમાં પાછળથી ઉગી ભૂમિ કરી રહેલા ભક્તિ ભાવને કોઇ પણ રીતનો ડાળો ડાઘ લાગી શકતો નથી. ભોગીમાંથી યોગી આવીજ વિધિએ થવાય છે.

ભોજલરામની જીવનકથાનું સંસાર પ્રકરણ અત્ર સમાપ્ત થાય છે. હવે તે સંસારી નથી પરન્તુ સિધ્ધ છે. હવે, તે દેવડી ગાલોલ વાળો ઉગતો બાલાર્ક નથી; તે તો હવે, ફતેહપુરનો ઝગઝગતો દિનમણિ છે. હવે, તેમની દ્રષ્ટિ મર્યાદા જીતપુર (જેતપુર) અને તેની સંનિધિમાં આવેલાં ન્હાનાં ન્હાનાં ગામડાં અને ખેતરાંમાં નથી; પરન્તુ તે અધિક વિસ્તાર પામેલી દેખાય છે. આ કાલે હવે તે શિષ્ય નથી; પરંતુ શિષ્ટ ગુરૂજન રૂપે મનાયલા છે. ફતેહપુરમાંથી હવે ભોજલરામના જયઘોષ નીકળવાનાં છે. તેમના મનોગત વિચારોની સરિતા આ સ્થલેથી પ્રવાહ પામવાની છે. તેમનો કીર્તિચંદ્ર અત્ર ઉદય પામી પામર કુમુદોનો વિકાસ કરવાનો છે, ભોજલરામના તેજઃપુંજથી પ્રકાશિત થયેલા ગ્રહોનું પરિક્રમણ હવે, ફતેહપુર-વિજય-નગરમાં જ્ઞાનપ્રભાથી પરિવેષ્ટિત થયેલા ભોજલ કાન્તરૂપી મધ્ય બિન્દુની આસપાસ આરંભાય છે. તેમની ભક્તિરૂપી શક્તિમાં રહેલું ગુરૂત્વાકર્ષણ દિન પ્રતિદિન વૃધ્ધિ પામતું જાય છે. અપૂર્ણ બળવાળા પદાર્થોનું જેમ સંપૂર્ણ બલવાળા પદાર્થ પ્રતિ આકર્ષણ થાય છે તેમ અપૂર્ણ બુધ્ધિ વિકાસવાળાં મનુષ્યો સંપૂર્ણ શક્તિવિકાસવાળાં મનુષ્યો પ્રતિ ખેંચાઇ પડે છે. આ ન્યાયે ભોજલરામની આસપાસ ભક્તોનાં ટોળાં ભરાવા લાગ્યાં. હવે, ચાલો આપણે ભોજલરામના વિજયનાદના ધ્વનિ પ્રમાણે આપણી ગતિ ફતેહપુર પ્રતિ કરીએ. ભોજલરામનાં પરાક્રમો હવે કેવાં કેવાં થાય છે તેનું આપણે યથાશક્તિ વર્ણન કરીશું.

ભોજલરામ હવે તપ કરતા દેખાય છે. આસનોપવિષ્ઠ થયલા ભોજલરામ હવે " સોહં નામ જપોરે ભાઇ, હરિ ભકતકું હે સુખદાયી " એવો ઉપદેશ કરતાં કરતાં અજપાજપ જપવા મંડી ગયા: દ્વાદશવર્ષ પર્યન્ત આવું તપ તેમણે કર્યા કર્યું. તે તપોબલના તેજ તરંગે સ્થલે સ્થલે અજવાળું કરી દીધું અને પ્રબોધિત થવાની આશામાં ને આશામાં મુમુક્ષુ મનુષ્યો તે ફતેહપુર ગામ પ્રતિ પોતાના પગ ઉપાડવા લાગ્યાં " જેને છૂટી અંતરમાંથી લે'ર નામ રૂપી નિરમળી " તેઓ સર્વે હવે ભોજલરામ પાસે જવા લાગ્યાં અને તેમના પ્રસાદથી પાવન થવાને પ્રયત્ન કરવામાં પ્રેરાયા. તેમનામાં રહેલી આકર્ષણ શક્તિને પરિણામે તેમનું શિષ્ય મંડળ ઘડાવા લાગ્યું. ભોજલરામના ડંકાના ઘોષનો પ્રતિધ્વનિ ચતુર્દિશ સંભળાવા લાગ્યો. પ્રજા સ્તુતિ રૂપી પવનના તરંગોપર આરૂઢ થયેલો તે મંગલરવ મહારાજા ગાયકવાડના તે સમયના દિવાન વિઠ્ઠલરાવના કર્ણપટ ઉપર અથડાયો અને તે પ્રત્યાઘાતની સાથેજ તે મંત્રી ચોંકયો અને કવિ કાલની સત્તા નીચે તેઓ હોવાથી તેમના મનમાં કંઇ સંશય જન્મ પણ થયો. સૌરાષ્ટ્રના આ

ખાલ સિંહના મનમાં ભોજલરામની શકિત વિષે જરા તરા અવિશ્વાસનો ઉદ્ભવ થયો અને તે ઉપરથી તેમણે તે મહાત્માની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. ભોજલરામને અમરેલી આવવાનું આમંત્રણ થયું. ભોજલભકત ત્યાં પધાર્યા. વિસ્મય પામેલા વિઠ્ઠલરાવ-મંત્રી ભકત પરીક્ષા કરવાને તત્પર થયા. ભોજલ માટે કરવામાં આવેલી ભવિષ્ય વાણી ફળીભૂત થવાનો પ્રસંગ સમીપ આવ્યો. સામાન્ય જન સમાજમાં પોતાનો પ્રભાવ પ્રકટ કરી બતાવવાનો સમય ભરાઇ ગયો. ભકતરાજને એક ઓરડીમાં પૂરી મુકવામાં આવ્યા અને તેઓ કોઇ પણ પ્રકારના પ્રપંચમાં પડે નહિ તેવા હેતુથી તેની આસપાસ ગુપ્ત રીતે મનુષ્યોને ગોઠવવામાં આવ્યાં. આવાજ રંગનું એક નાટક આજ દેશમાં આશરે અઠીસો વર્ષ ઉપર રમાયું હતું. નરસિંહ ભકતને પણ રાય મંડલિકે કારાગૃહના વાસી બનાવી દીધા હતા. તેમની ભકિતની પરીક્ષા કરવાને અર્થે. આ ઉભય ભકતોને રાજ્ય વર્ગ તરફથી આટલી અડચણ કરવામાં આવી હતી. નરસિંહ ભકત વિજયવાન નીવડયા હતા તે પ્રમાણે આ ભકત પણ નીવડવાના હતં; અને થયું પણ તેમજ. ભોજલરામ શાન્તિ ધરીને આસનોપવિષ્ટ થઇ, હસ્તમાં માલા ગ્રહણ કરી ઇશ્વર ભજન કરતા એક ચિત્ત થઇ બેસી ગયા. તેમના મનમાં વ્યગ્રતા તો હતીજ નહિં. "હરખ શોકની નાવે હેડકી' એવા જે તેઓ, તે, તો ઉરમાં આનંદ લાવી પોતાની કેફમાં ગર્ક થઇ ગયા. "ભલા કેમ ભકિત મુકેરે, આવ્યો અવસર ન ચૂકે રે" એ મહા વાકયનો અભ્યાસ કરનાર ભકતરાજ આવા નિર્માલ્ય દુઃખથી પરાભવ પામી પોતાનું ધૈર્ય કેમ ત્યજી દે? તેઓ કેહતા હતા કે "સત્યવાદી ભાયડારે, એ તો અટક પડે ઓળખાયરે" અને તે સૂત્રને આધારે તેઓ પોતાની સત્યતા દર્શાવવાને ઉત્સુકજ હતા. માથે ભલેને દુઃખના નગારાં ગડગડે અને જોઇએ તો ભલેને તેનો મુશલધાર વર્ષાદ વરસે તો પણ જ્ઞાની પોતાનું જ્ઞાન છોડતાજ નથી. "સંતો શૂરા ચડે સંગ્રામ, કાયર શું જાણે રે" એ શુદ્ધ વાકયમાં તેમને બહુજ પ્રતિતી હતી, ભોજલરામ ભકત હતા;—ભકિત રસમાં મસ્ત બન્યા હતા; તેઓ પોતાના હૃદયસ્થ સત્ત્વને સારી પેઠે સમજતા હતા. તેઓ પોતાનું અન્તર્બલ કેટલું છે તેનું પ્રમાણ બાંધી શકયા હતા. તે સર્વ સિધ્ધાન્ત ઉપર વિશ્વાસ રાખી ભોજલરામે પોતાની પરીક્ષા કરવા દીધી. વિઠ્ઠલરાવ મંત્રી વિશ્વાસ વિનાના અને ભોજલ ભકત તો 'ભ્રમણા' ભાંગેલ પોતાના ભાવમાં અચલ શ્રધ્ધાવાળો હતો. હરિકૃપાની ગતિ અકળ છે. ભોજલરામ પોતાના ચમત્કાર દર્શાવવા લાગ્યા. કુદરતી હાજરતોની હરકતોથી તેઓ મુકત થઇ ગયા. પેલા અવિશ્વાસી પ્રધાન ભકતરાજને અન્નજલ આદિ મોકલાવતા અને ભોજલરામ તે સર્વને આરોગી જતા. મળ-મૂત્રાદિની ઉપાધિઓથી તેઓ દૂર રહેવા લાગ્યા. આ પ્રમાણે પરીક્ષિત સ્થિતિમાં રહેતાં રહેતાં તેમને પંદર દિવસ થઇ ગયા હોય પણ ભકતરાજ ડગ્યા નહિ અને અન્તે વિઠ્ઠલરાવ દિવાન મનમાં વિમાસણ કરવા લાગ્યા કે આ કાર્ય બહુ અયોગ્ય થઇ ગયું. તેમનો સંશય નાશ પામી ગયો. ભોજલરામનું માહાત્મ્ય તેમને સમજાયું. રાય મંડલિકના જેવી તેની ચિત્ત-સ્થિતિ થઇ ગઇ. ભોજલરામને બંધન મુકત કરી તેમણે પોતે તેમના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા પછી પોતે જ્ઞાન ભિક્ષા યાચી. ભોજલરામનો વિજય ચતુર્દિશ પ્રવર્તાયો. દિવાનજી દીન થઇ ભોજલભકતને સેવવા લાગ્યા. આપણા વીરભકત પોતાના વિનયવતે દિવાનજીને વારી પોતાનો વિવેક પ્રદર્શિત કરવા લાગ્યા. ધન્ય છે ભકતરાજને! ધન્ય છે તેની શાંત ચિત્તવૃત્તિઓને! દિવાનજી ઉપર ક્રોધ ન લાવતાં તેઓ ઉલટા પ્રસન્ન થઇ ગયા. ભકતનો સ્વભાવ આવોજ છે. "અવગુણ ઉપર ગુણ કરે, ધન્ય ધન્ય જનની તેની રે." દિવાનજીએ ભકતરાજ ઉપર આટલો જુલમ કર્યો તો પણ ભકત તો ભકત રહ્યા. દિવાનજીની ઉપર કોપાયમાન ન થતાં તેમણે ઘણીજ નમ્રતાથી તેમને જણાવ્યું કે અમારી વાણી તમારા જેવા પુરૂષને પસંદ પડે નહીં તેથી હરિ-

કિર્તન કરવાં ઠીક નહિ; આપ રામનું નામ લો; એજ હરિકિર્તન છે. વિઠ્ઠલરાવના આગ્રહમાં મણા નહિ અને ભક્તરાજના વિવેકમાં મણા નહિ, અન્તે વિજયી ભક્ત પરાજય પામ્યા અને એક પછી એક એમ દોઢસો ચાબખા ગાઇ બતાવ્યા. તે ચાબખા કયા કયા છે તે વિષે કંઇ જાણવામાં આવ્યું નથી. દિવાનજી આ ભક્તની ભક્તિ તથા શક્તિ જોઇને આનંદ પામ્યા. સરસ્વતી દેવીની કૃપા! તે વાગીશ્વરીના પ્રતાપથી ભોજલરામની જ્ઞાનમય કવિતારૂપી સરિતા ઉછળતી, ધડધડતી તેના હૃદયાગારમાંથી પ્રવાહિત થતી, દિવાનજીના અશ્રધ્ધામય ચિત્તને જ્ઞાનામૃતવડે વિશુધ્ધ બનાવતી શાન્તિપદ પ્રાપ્ત કરાવતી, તેની સમીપ આવેલા પ્રદેશોને ફલરૂપ કરી દેતી હતી. દિવાનજીનો મોહ નષ્ટ થઇ ગયો, તેમની ધર્મભાવના ઉદ્દીપિત થઇ ગઇ. ભોજલરામની સત્યતાની પ્રતીતિ તેમને થઇ આવી. તેઓ પ્રસન્ન થઇ ગયા. ભક્તરાજનો સારો સત્કાર કરી તેમને પુનઃ ફતેહપુર પ્રતિ વિદાય કર્યા; અને પોતે જેમ ગાયું છે તેમઃ- "પાછાં પગલાં ન હોય પૂરાનાં,

વહી નીકળ્યા વસમી વાટે રે;

ભોજો ભગત કહે, ગુરૂ પ્રતાપે,

પૂજાણા જઇને પાટે રે;"

આ પ્રમાણે ભોજને 'ભીમ'ને આપણા કવિભક્તે પોતાની શક્તિનો પ્રભાવ દેખાડયો અને પાછળથી જઇ તે સર્વ ચાબખા પોતે પોતાના શિષ્યોને ગાઇ બતાવી શીખવી દીધા. આપણા કાલમાં આપણે રખડતા રઝળતા તંબુરિયા અને બાવા યોગીને મુખેથી તેમાંના ઘણા ચાબખાનું શ્રવણ કરીએ છીએ. આ વૃત્તાંત આટલેથીજ અટકે છે. આ ઉપરથી કથા ઉપરાંત ભોજલરામના જીવનનો શેષ ભાગ કેવો હતો તે સંબંધે આપણે હજુ અજ્ઞાન છીએ. ઇશ્વર કરે અને કોઇ શોધકને તે મહાભક્તના સંબંધમાં અધિક પ્રકાશ મળે!

ઉપર વર્ણવેલી બીના ફતેહપુરમાં બની અને જો હાસ્યરસ અર્થે કહીએ તો ફતેહપુર ગામમાં રહેવાથી ભોજલરામની વિશેષ ફતેહ થઇ! જોયું ફતેહપુર નામનું માહાત્મ્ય! હવે નાટકનું સ્થળ બદલાય છે. ફતેહપુરમાંથી વીરપુરની ભૂમિ વિષે ફતેહમાંથી વીરપુરૂષ થઇ ગયેલા ભોજલ પાત્રને આપણે વિલોકીએ છીએ. યુદ્ધ સમાપ્તિ થયે વિજયવાન થયેલો વીર રહે છે તે વીરપુર! ભોજલરામના ગુણને મળતાં ગામ અને તેનાં નામ! ભોજલરામને વીરપુર અતિ પ્રિય થઇ પડયું. અને ત્યાં તેણે ઘણા શિષ્યો બનાવ્યા. પોતાના ભ્રાતાને કંઇ પણ સંતાન નહોતાં થતાં તેથી તેમને આશીર્વચન આપી એક પુત્ર ઉપજાવ્યો, તે મ્હોટો થતાં જ્ઞાની થયો અને તે ભોજલની પછી તેમની ગાદી ઉપર આવ્યો. આ હકીકત સિવાય ભોજલ ભક્ત વિષે આપણે કાંઇ જાણતા નથી, તેઓએ સંવત ૧૯૦૬માં ૯૫ વર્ષની વયે પોતાની દેહ છોડી અને એમનો આત્મા પરમાત્મા સાથે લીન થઇ ગયો. વીરપુરમાં ભોજલ ભક્તનું મંદિર છે. અને ત્યાં તેમની પાદુકા પૂજાય છે. ફતેહપુરના વાસીઓ આપણા ભક્તરાજના સ્મરણ ચિન્હાર્થે તેમની પાઘડી તથા માલાને પૂજે છે. કેવી તેઓની ભાવના! ફતેહપુરમાં ભોજલરામનું મસ્તક કંઠ સહિત અને વીરપુરમાં તેમનાં કમલચરણ—તેમના પ્રતિના ભાવમાં અહોનિશ પૂજાય છે એટલુંજ આપણી આર્ય બુધ્ધિ દર્શાવવાને બસ છે; તેમને માટે પ્રજામત કેવું અને કેટલું હતું તેનું માપ આ ઉપરથી થઇ શકે છે. આર્યાવર્તની પ્રજાએ પોતાના વીર પુરૂષોને દેવતા રૂપે કેવી રીતે ગણ્યા છે તેનું આ એક દૃષ્ટાંત છે.

અપૂર્ણ.

जयसुखराय वि. पुरुषोत्तमराय जोषीपुरा. एम. ए.

વિદ્યાધિકારી ઓફીસ-વડોદરા.



मुंबईनी जाणीती ने मानीती एक्ट्रेस गोहर.

ભારતજીવન પ્રેસ મુંબઇ.

# વીરબાલા તારાબાઈ,



૨



પૃથ્વીરાજે તારાબાઇને ઉપલો જવાબ આપ્યો અને તાબડતોબ પોતાની સાથે શૂરવીર પાંચસો ઘોડે સ્વાર લઈને તે અફગાન લોક ઉપર ચડી જવા લાગ્યો. પૃથ્વીરાજને એકલો અફગાન સેના ઉપર મોકલવો તારાબાઇને પ્રશસ્ત લાગ્યું નહી. માટે પોતે પણ લડાઈનો સર્વ સામાન સાથે લીધો અને એક ચપળ ઘોડા ઉપર બેસીને, પૃથ્વીરાજે સાથે આવવા ના કેહેવા છતાં પણ તે તેની સાથે ચાલી ગઈ. જે વેળા પૃથ્વિરાજ અને વીરબાળા તારાબાઈ એ બંને ટોડા નગરે આવીને દાખલ થયા, ત્યારે અફગાન લોકમાં જ્યાં ત્યાં ચળવળ થઇ ગઇ. શૂરબાળા તારાબાઇના રૂપ ઉપર સર્વે અફગાનો મોહી પડયા. અફગાનોની હાલ-ચાલ ઉપરથી તે લોકોના મનનો સહુ આશય જાણી લીધો. અને તે પૃથ્વીરાજ સાથે એક બાજુએ ગઇ. અને તેણે પુરૂષનો વેષ ધારણ કર્યો. અને તે બંને જણ મોટા આવેશથી અફગાન લોકો ઉપર ધસી ગયા. તે વેળા વીરબાળા તારાબાઇ કોઈ શૂર રજપુત્ર જેવી શોભતી હતી.

જે વેળા તે બંને અફગાન લોકો ઉપર ધસી ગયા. તે વેળા અફગાન લોકોનો સુબેદાર કાંઇક સેના સાથે લઇને કયાંક ચાલ્યો જતો હતો તે જોતાંજ પૃથ્વીરાજે તેની ઉપર પેહેલો હુલ્લો કર્યો. તે વેળા વીરબાલા તારાબાઇ પણ તે તરફ મોટા જોસથી ધસી ગઇ પૃથ્વીરાજે પોતાનો ભાલો ખેંચીને સુબેદારના પેટમાં ઘુસેડયો. તે વેળા શૂરબાલા તારાબાઈ સ્વસ્થ હતી કે શું? નહી. તેણે પણ પોતાની તરવાર કહાડીને ચાલાકીથી તે સુબેદારના શરીર ઉપર એક બે વાર કર્યા. એવા જખમો લાગવાથી, તે સુબેદારના બે ટુકડા થઇને તે મરવાના પંથે લાગ્યો. સુબેદારની એવી સ્થિતિ જોઇને સર્વે અફગાન લોકો લાચાર થયા અને પૃથ્વીરાજ સાથે લડાઈ કરવાની તેમના અંગમાં તાકાત રહી નહીં. કેટલાએક વખત પછી, તે સુબેદાર પણ ધરણી ઉપર મરણને શરણ થયો. એવું જોતાંજ સર્વે અફગાન લોકો જ્યાં રસ્તો જણાયો ત્યાં ન્હાસવા લાગ્યા. આ લોક કોણ? આપણા ઉપર આટલા આવેશથી કેમ હુલ્લો કર્યો. એ કાંઇ પણ તે લોકોને સમજાયું નહીં. અફગાન સેના, નાહાસી જાય છે. એ જ્યારે પૃથ્વીરાજે અને વીરબાલા તારાબાઇએ જોયું. ત્યારે તે બંને જણે એક તરફથી તે સેનાનો રસ્તો રોકીને તે અફગાન સેનાને કતલ કરવી શરૂ કરી. એકલી વીરબાળા તારાબાઇએ પોતાની તરવારથી બસો વારોની કતલ કરી અને થોડી વારમાં તે વીર કન્યા તારાબાઈ અને પૃથ્વીરાજે અગણીત અફગાન સ્વારોને ધરણી ઉપર સુવાડી દીધા. અને એકદમ નગરમાં પ્રવેશ કર્યો. નગર રક્ષક લોકો સાથે પણ તે મોટા આવેશથી લડયા. તે ઠેકાણે તે બનેએ પોતાના ખડ્ગોથી અફગાન સેનાને ઘણી ગભરાવી નાખી. તે મધેથી કેટલાકોને ઠાર માર્યા. કેટલાક મરવાના પંથે લાગીને ધરણી ઉપર પડયા. કેટલાક તો પોતાનો જીવ બચાવવા માટે નગરની બહાર ચાલ્યા ગયા. જ્યારે હવે આપણી સાથે લડવાને કોઇ પણ તયાર નથી. એવું તે બનેએ જોયું. તે વેળા તે બંનેએ ટોડા નગર તાબામાં લીધું. પોતાનો જય થયો એ જાણીને તે બન્નેને કેટલો આનંદ થયો હશે, એની કલ્પના અમારા પ્રિય વાંચકોએ કરવી. પોતાની રાજધાની પોતાને મળી એ જોઇને રાય શિવરતનને પણ આનંદ થયો. પેહેલાના જેવું તે ટોડા નગર શૃંગારેલું જણાવા લાગ્યું. પૃથ્વીરાજનું શૌર્ય જોઇને લોક પણ બહુ ખુશી થયા. જ્યાં ત્યાં તેની શૂરતાની ખ્યાતી પસરવા લાગી. રાય શિવરતનને પણ પૃથ્વીરાજ અને વીરબાળા તારાબાઇની શૂરતાનું આશ્ચર્યજ લાગ્યું. પોતાના પેટે કન્યા રત્ન હોઇને તેણે પોતાનું જીવિત સફળ કર્યું ! રાય શિવરતને પૃથ્વીરાજ ઉપર ખુશી થઇને

પોતાની વીર કન્યા તેને અર્પણ કરી. તેનું લગ્ન મોટી ધામધુમથી પાર પડ્યું. પોતાની પ્રતિજ્ઞા મુજબ પૃથ્વીરાજે પોતાના પીતાને ટોડા નગર મેળવી આપ્યું તે બદલે તેને પણ આનંદ થયો. અને તેણે અંતઃકરણથી વર્યો ! પૃથ્વીરાજને પણ પોતાને સ્વરૂપવાન તથા શૂરવીર એવી પત્ની મળી એ બદલ આનંદ થયો. તે દમ્પત્તિ બહુજ આનંદમાં રહેવા લાગ્યું.

લગ્ન થયા પછી કાંઇક દાહડા સુધી તારાબાઇ પતી સાથે પોતાના સાસરે આનંદથી ગઇ.

જે વેળા પૃથ્વીરાજ પોતાની શૂરપત્ની સાથે મેવાડ પ્રાંતમાં આવ્યો. તે વેળા તેનો પીતા રાણા રાયમલ્લ અતી દુઃખમાં અને વિપન્ન અવસ્થામાં પડ્યો હતો. તેને એવું થવાનું કારણ કે તેનો ભાઇ સૂર્યમલ્લ શત્રુભાવથી રહેવા લાગ્યો હતો. રાયમલ્લ પોતાનો શત્રુ છે. એવું તેને રાત દહાડો લાગવા માંડ્યું હતું. રાણા રાયમલ્લનો નાશ કરી તેને ક્યારે મેવાડની હદ્દપાર કરીને તે રાજ્યપદ ઉપર હું ક્યારે અધિષ્ઠિત થઇશ એવું તેને થઈ ગયું હતું. માટે તેણે રાયમલ્લ ઉપર સ્વારી કરી. તે વેળા રાયમલ્લ પાસે થોડી સેના હોવાને લીધે તેનો પરાજય થયો. અને સૂર્યમલ્લને મેવાડની રાજધાની મળી. અને રાયમલ્લને ઉપર જણાવેલી સ્થિતિ પ્રાપ્ત થઇ. એ હકીકત પૃથ્વીરાજે જાણી. પોતાનો પુત્ર ધર્મ પાળવા માટે તેણે એક હજાર સેના તાબડતોબ ભેગી કરી. અને પોતાની વીરપત્નીની સાથે સૂર્યમલ્લ ઉપર સ્વારી કરી. તે વેળા તારાબાઇએ પોતાની વીરતાની હદ કરી નાંખી. તે વેળાની તેની તે શૂરતા જોઇને શત્રુના લોકો સુદ્ધાં આશ્ચર્ય પામ્યા! એ સુકોમળ સ્ત્રી એટલાં બધા ધૈર્યથી લડશે એ કોઇને પણ કલ્પના ન હતી. તેણે પોતાની તરવારથી ઝપાઝપ લોકોને કાપી કાઢ્યા ! વીરપત્ની તારાબાઇ જેમ જેમ એક એકને કાપવા મંડી તેમ તેમ એક પણ વીરને તેની આગળ સ્હામું આવવાની હિંમત થઈ નહી. જે તે પોતાના જીવ બચાવવા માટે નાહાસવા લાગ્યા! પરંતુ તારાબાઇ તેનો પતો લગાડીને તેને ઠાર માર્યાં વગર છોડતી ન હતી. બીજી બાજુએ પૃથ્વીરાજે પણ શત્રુ ઉપર એક સરખી બાણોની વૃષ્ટી ચલાવી હતી. વીસામો પણ લીધો ન હતો. એ લડાઈ ત્રણ દિવસ સુધી સરખી ચાલુ હતી. ત્રીજે દહાડે પૃથ્વીરાજે અને તારાબાઇએ સૂર્યમલ્લનો પૂરો પરાભવ કર્યાથી સૂર્યમલ્લને હારવું પડ્યું. એ લડાઇમાં તે બંને પતી પત્નીને પુરો યશ આવ્યાથી રાયમલ્લને બહુજ આનંદ થયો. મેવાડની રાજધાની પોતાના પીતાને આપીને પોતે પત્ની સાથે કમળનેર જઇ ઘણા દહાડા રહ્યો. તે ઠેકાણે કોઇ કોઇ વેળા તરવાર, ભાલા, તીર વીગેરે શસ્ત્રોનો ઉપયોગ કરવાનો પ્રસંગ આવતો હતો તેમાં તેમને જય મળવાનો જ અને શત્રુ તેમને શરણ આવવાનો જ એવો પ્રકાર થતો હતો.

પૃથ્વીરાજને એક બહેન હતી તેનું લગ્ન સીરોહીના પ્રભુરાવ સાથે કર્યું હતું. જે વેળા પૃથ્વીરાજ કમળનેર હતો. તે વેળા તેની બહેને એક કાગળ તેને લખ્યો હતો. તે નીચે મુજબ હતો—

'તેમને (પતિને) અફીણનું વ્યસન છે એ આપને માલમ છે જ. અફીણની કેફમાં મને હમેશ માર ખાવો પડે છે તેથી મ્હારી સ્થિતિ બહુ દુઃખમય છે. તો આપ મને તુરત મળી જજો." કાગળની મતલબ વાંચી અને તુરત તે તરફ જવા નીકળ્યો. તે વેળા તારાબાઇએ પણ તેની સાથે જવાની હઠ લીધી. પરંતુ પૃથ્વીરાજે તેને સાથે લીધી નહિ. પોહોર રાત ગયા પછી પૃથ્વીરાજ સીરોહી આવી પહોંચ્યો. ત્યાંથી બીજે ક્યાંય ન જતાં જે મહેલમાં પ્રભુરાવ સુતો હતો તે ઠેકાણે ગયો અને તરવાર મ્યાન બહાર કહાડીને પ્રભુરાવના ગળા ઉપર મુકી. તે વેળા પ્રભુરાવ જાગ્યો હતો. પૃથ્વીરાજ આવેશથી બોલ્યો, 'સ્ત્રીઓને દુઃખ આપવાને જે તયાર છે તે માણસ શાનો? શુર કુળમાં ઉત્પન્ન થવામાં તેનો શું ઉપયોગ છે? એવો જે માણસ તેને આ

પૃથ્વી ઉપર જીવતો રાખીને કરવું છે શું ?' એટલું પૃથ્વીરાજ બોલે છે તેટલામાં પ્રભુરાવ સહુ પ્રકાર જાણી થર થર ધ્રુજતો 'મને જીવદાન આપો, હું ભૂલ્યો, ફરી એવું કરીશ નહિ'' એમ કરગરવા લાગ્યો પણ પૃથ્વીરાજે તે વેળા તેના બોલવા તરફ ધ્યાન આપ્યું નહિ. આ ભયંકર પ્રકાર જોઇને જ્યારે પૃથ્વીરાજની બ્હેન પૃથ્વીરાજના પગે પડીને 'તેમને મારશો નહિ' એમ વીનવવા લાગી ત્યારે પૃથ્વીરાજે પોતાની તરવાર ઉંચકી અને હું કાંઇ કરતો નથી એવું કહ્યું. પૃથ્વીરાજે એટલી-જે પ્રભુરાવના ગળા ઉપર તરવાર મુકવાની-હીંમત કરી તે ફક્ત પ્રભુરાવ ઠેકાણે આવે એટલા હેતુથી જ! પોતાની બ્હેન પોતે જીવતા હોવા છતાં રંડાય એવું કોઇને પણ સારૂં લાગશે કે ? તેમાં વળી પૃથ્વીરાજ સરખા શુરવીર ભાઇને પોતાની જ બ્હેનના પતિને ઠાર મારવો એ સારૂં લાગે ?

ઉપલો પ્રકાર થવા પછી પૃથ્વીરાજ સીરોહીમાં રહ્યા હતો તે વેળા પ્રભુરાવ તેનો ઘણો આદર સત્કાર કરતો કહેતો કે, પૃથ્વીરાજે મ્હારૂં જે અપમાન કર્યું તે બદલ મ્હારા મનમાં બીલકુલ વેર નથી. પ્રભુરાવ આપણા સાથે હમેશ ખુલ્લા દીલથી રહે છે. જે એને બોધ આપ્યો તે તેના મનમાં ઠીક ઉતર્યો એવું પૃથ્વીરાજને સમજાયું. આગળ થોડા દહાડા પછી પૃથ્વીરાજ પોતાના નગરે જવા નીકળ્યો. ત્યારે પ્રભુરાવે તેને છેલ્લી મિજબાની આપી અને રસ્તામાં ક્ષુધા લાગશે, માટે આહાર કરવા માટે કાંઇક જણસો સાથે આપી અને પૃથ્વીરાજને રવાના કર્યો. કમળનેર આવતાં રસ્તામાં પૃથ્વીરાજને બહુ ક્ષુધા લાગી માટે તેણે એક સારી પાણીની જગ્યા જોઇને ત્યાં પ્રભુરાવે આપેલી - જણસો પૈકી કાંઇક ખાઇને પાણી પીધું અને ક્ષુધા શાંત થયા પછી કમળનેરનો રસ્તો પકડ્યો. થોડીક વારમાં તેને રસ્તે જતાં ચક્કર આવવા માંડ્યાં. તે વેળા તેને લાગ્યું કે "મ્હારૂં વેર લેવા માટે પ્રભુરાવે આપેલી જણસોમાં કાંઇ ઝેરી જણસ તો નહિં હોય! કાંઇક વાર પછી ખાધેલી જણસોમાં ઝેર છે, એવી પૃથ્વીરાજની પાકી ખાત્રી થઇ! અને તેણે જાણ્યું કે, આપણે આ ઝેરમાંથી કાંઇ જીવવાના નથી. એવું જાણવાની સાથેજ તેણે તુરત એક સ્વાર મોકલાવીને પોતાની સ્રીને ત્યાં બોલાવી. જે વેળા તારાબાઇને સ્વારે જલદી ચાલો એવું કીધું તે વેળા તે સ્રી શૂરી છતાં પણ ગભરાઇ ગઇ. તે કાંઇ સમજી નહીં. પરંતુ ધીરજ ન છોડતાં, તે જ્યાં પૃથ્વીરાજ હતો ત્યાં આવી. પરંતુ ત્યાં શું હતું! તે બાપડીના આવવા પહેલાંજ પૃથ્વીરાજના જીવને યમરાજ પોતાના દરબારમાં લઇ ગયા હતા. તેનો ફક્ત જડ દેહ તે જગા ઉપર કાયમ રાખ્યો હતો. પોતાના પ્રિય પતીની એવી સ્થિતિ નજરે જોઇને જે કાંઇ તારાબાઇની સ્થિતિ થઇ તે વિસ્તારથી લખવાની શક્તિ આ મારી નિર્બળ કલમમાં ક્યાંથી રહે ?

તારાબાઇએ રૂદન કરીને પોતાના પ્રિય પતીના દેહને ભીંજવી નાંખ્યું અને તે પતી પાસેજ શોક કરતી પડી. તે વેળાનો તેનો શોક કોઇ પણ પથ્થર જેવા કઠણ હૃદયના માણસે જોયો હોત તો તેનું પણ અંતઃકરણ ફાટ્યા વગર રહે નહિં. તેનો શોક એટલો વધી ગયો કે 'મ્હારા વ્હાલા! મ્હારા પ્રિય પતી!' એ નામ વગર તેના મુખમાંથી બીજો કોઇ પણ બોલ બહાર પડતો ન હતો. જે વેળા તેના પ્રિયપતીનો દેહ બાળવા માટે તેના માણસોએ ચિતા રચીને તે ઉપર મુક્યો. તે વેળા તે શુરી પત્ની તારાબાઇએ તે ચિતામાં કુદકો માર્યો. અને પોતાના પ્રિય પતી સાથે સ્વર્ગલોકનું સુખ ભોગવવા માટે ગઇ. એવી રીતથી એ શુરાં પતી પત્નિનો અંત થયો. આવી તારાબાઇ સરખી સ્રીઓ આ ભરતખંડને ભૂષણરૂપ થઇ એમાં શંકા નથી.

ધરમચંદ લાલચંદ.

સંમાપ્ત.

# वहु चोरी.

## ( २)

મંદા ધીમે ધીમે સીડી ચ્હડીને સ્વામીના શયનગૃહ આગળ જઇ પહોંચી. કમાડની તડમાંથી જોયું તો દીવો બળી રહ્યો છે. અંદર પ્રવેશ કરતાં તેને ઘણો ભય લાગ્યો. હૃદય ધડકવા લાગ્યું. પગ ઉપડયા નહીં. આખરે ઘણી હિમ્મત ધરીને બારણું ખોલીને ચુપચાપ પ્રવેશ કર્યો.

અંદર જઈ જુએ છે તો માથા ઉપર લેમ્પ બળતો રાખીને પતિ નિદ્રાવશ થયેલા છે.

કમાડની સાંકળ અંદરથી બંધ કરી. દીવો બુઝાવી નાંખ્યો. ચાંદનીનો પ્રકાશ જાળીઓમાં થઇને આખા ઓરડામાં પડતો હતો. અને એ જ્યોત્સ્નાને લીધે મંદાને પોતાના સ્વામીનું મુખ સ્પષ્ટ દેખાતું હતું. તેણે ઉભા રહીને ઘણીવાર સુધી એ સુતેલા પતિનું મુખ ન્હાળ્યાજ કર્યું. મનમાં વિચાર ઉદભવ્યો ' આ મ્હારા સ્વામી! સ્વામી તો ઘણા સુન્દર છે!

આ પ્રમાણે એક મિનિટ વીતી ગઇ. મન્દા મનમાં વિચારવા લાગી: આ તો બહુ સારૂં કહેવાય, બીજાને પોતાને ત્યહાં બોલાવીને પોતે લસલસાટ ઉંઘે છે.

શું કરવું ત્હેના વિચારમાં કેટલોકવાર રહી. આખરે વિચાર કર્યો કે હજુ સુધી કોઇ દિવસ સ્વામીજીના ચર્ણારવિન્દની સેવા કરી નથી; તો આજ એ પ્હેલવ્હેલો સુયોગ મળ્યો છે ત્હેનો લાભ શા માટે ન લેઉં?

આ વિચારથી એ પલંગ ઉપર બેસીને પોતાના કોમળ હસ્તવડે સ્વામીના પગ ચાંપવા લાગી. આરામથી અનાથ શરણની નિદ્રા વધારે ગાઢી બની. જાળીઓમાંથી મીઠો મીઠો દક્ષિણ વાયુ આવતો હતો. આમ કેટલોક વખત લગભગ અડધોએક કલાક વીતી ગયો. મંદા થાકીને સ્વામીના પગ આગળ સુઇ ગઇ.

ખરેખર એ વાગ્યે અનાથની આંખ ઉઘડી ગઇ. પૂરી ચેતના આવ્યા પછી થોડીવાર આમતેમ જોતો રહ્યો. જાણે કે કોઈને ખોળતો હોયની. ધીમે ધીમે સ્મરણ આવ્યું કે આજ મન્દાકિનીને આવવાનું કહ્યું છે. જાગતો હતો ત્હાં સુધી એની રાહ જોઇ હતી પણ સાડબાર વાગી ગયા ત્હારે મન્દાકિનીના આવવાની આશા છોડી દઇને સુઇ ગયો હતો. વિચારમાં ને વિચારમાં પાસું બદલ્યું. આ વખતે ત્હેના પગે મન્દાકિનીના અંગને ઠોકર મારી. કોમળ સ્પર્શથી વિસ્મિત થઈને અનાથ બેઠો થયો. જુએ છે તો મંદા ભર ઉંઘમાં છે. જ્યોત્સ્ના એ વખતે ખલીને મન્દાકિનીના મુખ ઉપર પ્રકાશ નાંખી રહી હતી. એ પ્રકાશમાં અનાથ નિદ્રા મગ્ન નવયૌવના પત્નીને જોવા લાગ્યો. લાગ્યું કે એ ઘણી સુન્દર છે. ત્હેના હોઠ વારા ફરતી ફફડતા હતા; સમજાયું કે મન્દા એ વખતે કોઇ સ્વપ્ન જોતી હશે.

સ્ત્રીનું મુખપાન કરતાં કરતાં અનાથ વિચારવા લાગ્યો. આ તો ઘણી સુન્દર છે! નગેન્દ્રબાલા કરતાં પણ સુંદર!! બે ત્રણ મિનિટ એ વીચારમાં ગાળીને ત્હેણે મ્હોં ફેરવી લીધું, આંખ મીંચીને અસ્ફુટ સ્વરે બોલ્યો 'હે ઇશ્વર! આ ક્ષણે હૃદયમાં બળ આપ.

ચન્દ્રનો પ્રકાશ હૃદયની દુર્બલતા આણશે, એમ ધારી અનાથે બતી સળગાવી. ઘાસલેટના તીવ્ર પ્રકાશથી મંદાનું સ્વપ્ન ઉડી ગયું હશે એમ ધારી મન્દાકિનીના પગ ઉપર હાથ મુકી ત્હેને જગાડી.

મન્દા ઉઠીને અત્યંત શરમાઇ ગઇ. ઉંઘમાં કપડા લત્તાનું ઠેકાણું નહોતું રહ્યું તે બધું ઠીકઠાક કરી રીતસર લાજ કહાડીને અનાથની તરફ ઘુમટાથી તીરછી નજરે જોતી નીચે મ્હોંએ બેઠી.

અનાથ બોલ્યો ' મન્દાકિની '

મન્દાએ નિમેષમાત્ર ઘુમટાની અંદરથી અનાથની તરફ જોઇને પાછું શરમાઇને નીચું માથું કર્યું.

' મન્દાકિની. આજ ત્હને શા સારૂ બોલાવી છે, એ જાણે છે?'

મન્દા ઝટ લઇને બોલી ઉઠી કે 'હું તો કાંઇ નથી જાણતી!

અનાથ બોલ્યો ' ત્હારે સાંભળ, મ્હારી સાથે ત્હારે આવવું પડશે. આવીશ ? '

મન્દાએ ઉત્તર આપ્યો નહી. અનાથે ફરીથી પુછયું ' આવીશ ને ? '

મન્દાએ મૃદુ સ્વરે જવાબ આપ્યોઃ મ્હને જ્યહાં લઇ જશો ત્ય્હાં આવીશ. '

'મ્હારા માબાપને જણાવ્યા વગર છાનામાના જવું પડશે. આવી શકીશ. ? '

મન્દાએ જવાબ આપ્યો નહીં. અનાથ બોલ્યો ' સવાલનો જવાબ દે. અત્યારે શરમાયે નહીં ચાલે. બોલ, આવીશ કે નહીં ? '

મન્દા બોલી 'મા બાપથી છાનાં કેમ ? ત્હેમની મંજુરી મેળવીને ? આજકાલ તો બધાએ પોતાની બૈરીઓને પરદેશ લઇ જાય છે.'

'એ પ્રસ્તાવ હું કાકા આગળ કહી ચુકયો છું પણ પિતાજીની મરજી એથી વિરૂધ્ધ છે. એ કહે છે કે આજકાલના છોકરાંની મતિનું ઠેકાણું શું? પોતાને ન્હુલામાં પડવું હોય તો ન્હુલામાં પડે, પણ મ્હારા ઘરની વહુવારૂ મ્હારા છતાં બુટ, મોજાં અને પોલકાં પહેરીને બ્રાહ્મ સમાજમાં જાય એ તો મ્હારાથી દેખ્યું જાય નહીં.'

'ત્હારે શું એ ખરી વાત કે હમે મ્હને બ્રાહ્મ સમાજમાં લઇ જશો ? '

'હા, આપણે બન્ને જણાં પવિત્ર બ્રાહ્મ ધર્મમા દિક્ષા લઇશું.'

મંદા સમજી કે આ તો પતિની ઘેલછા છે અથવા તો મ્હારી મશ્કરી કરી રહ્યા છે. તે બોલી હું ઠાકોરજીને અને દેવ દેવીઓને માનુ છું. હું બ્રહ્મજ્ઞાની કેવી રીતે થઇ શકું ?

અનાથે ગંભીરતાથી જવાબ આપ્યો, 'એ બધું ત્હારે છોડવું પડશે એ બધું ભુલી જા. હું કેવી રીતે એક ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી શકું છું ? '

'ત્હમે તો ભણ્યા ગણ્યા છો. મ્હને શું આવડે છે ? '

'ત્હને પણ લખતાં વાંચતાં શીખવીશ. કલકત્તા જઇને બધી ગોઠવણ થશે. છોકરીઓની નિશાળમાં ત્હને દાખલ કરાવીશું.

મંદાકિનીએ ઝટ જવાબ આપ્યો 'લખતાં વાંચતાં શીખવું હશે તો ત્હમારી પાસે શીખીશ. આટલી મ્હોટી ઉમરે કાંઇ નિશાળે જવાતી નથી.

અનાથ થોડીક વાર ચુપ રહીને બોલ્યો, 'તું ભુલ કરે છે. આપણે બન્ને એક જ ઘરમાં રહેવા નહીં પામીએ.'

મન્દાકિનીએ વિસ્મયભાવે પ્રશ્ન કર્યો. 'ત્ય્હારે હું કયાં રહીશ ? '

'એજ છોકરીઓની નીશાળમાં ત્ય્હાંજ છોકરીઓને ભણવાનો, રહેવાનો, તેમ જ ખાવા પીવાનો બંદોબસ્ત હોય છે.'

મન્દાએ દઢ સ્વરે જવાબ આપ્યો 'ત્ય્હારે હું આવીશ નહીં.'

અનાથે જોયું કે રોગની ખરી ચિકિત્સા થઈ નહીં. બધી વાત ખુલ્લે ખુલ્લી કહ્યા વગર છુટકો નથી. તે બોલ્યો 'આટલા દિવસ સૂધી હું ત્હને શા માટે મળ્યો નહોતો ત્હેની ત્હને ખબર છે ?

મન્દાએ કહ્યું 'હા, એ સંબંધમાં કાંઇ સાંભળ્યું હતું પણ પકકી ખબર નથી.'

'નથી સમજી તો હવે સમજવું પડશે. સાંભળ પહેલું તો એ કે આપણું લગ્ન પ્રેમના ફળરૂપ નહોતું. બીજું એમાં જે કર્મકાંડ થયું હતું તે મૂર્તી પૂજકોના મત મુજબ થયું હતું. આ બે કારણથી મ્હારા વિચાર પ્રમાણે, એ લગ્ન ફોગટ છે. તેથી તું મ્હારી સ્ત્રી નથી પણ બ્હેન જેવી છે, સમજી ? '

'ના.'

'તો હવે સાંભળ. હું ત્હને ચ્હાતો નથી.'

મન્દા બોલી 'એ તો હું રોજ જોતી હતી.'

'હું એક બીજીને ચાહું છું.

'ત્હારે મને કલકત્તા લઈ જઈને શું કરશો ?'

'જો મન્દા, મ્હેં ત્હારી સાથે પ્રેમ વગર લગ્ન કર્યું છે અને એમ કહીને ત્હારા ઉપર પુરો અત્યાચાર કર્યો છે તેથી ત્હારૂં બાકીનું જીવન નિષ્ફળ કરીને ત્હારૂં સત્યાનાશ વાળવા હું મંગતો નથી. આપણે બન્ને જણાં બ્રાહ્મ ધર્મ ગ્રહણ કરીશું. અને એમ કર્યાથી આપણું પહેલાનું વિવાહબંધન તુટી જશે. તે વખતે તું પણ સ્વતંત્ર થઇશ અને જેની સાથે મન હશે તેની સાથે લગ્ન કરી શકીશ. એટલા માટે કલકત્તા જઇને આપણા બેનું એકલા રહેવું અસંભવ છે હવે તો બધું સમજીને ?

મન્દાકિનીએ જરા વધારે ઘુમટો તાણ્યો કાંઇ પણ સવાલ જવાબ કર્યા નહીં. લાકડાની પુતળીની પેઠે બેસી રહી. કેટલીક વાર પછી અનાથ જોઈ શક્યો કે મંદા રોઈ રહી છે.

આથી અનાથના મનમાં દુઃખ ઉપજ્યું. ઇચ્છા થઇ કે મંદાનો ઘુમટો ખોલીને ત્હેના આંસુ લોહી નાંખું પણ ત્હેની કઠોર કર્તવ્ય બુદ્ધિએ ત્હેને તેમ કરતાં રોક્યો. આવી રાતે, નિર્જન ઘરમાં, એક યુવતી સ્ત્રીના અંગને સ્પર્શ કરવો એ એને નીતિ સંગત લાગ્યું નહીં. તેથી તેણે ફક્ત પ્રશ્ન જ કર્યો: મંદા રૂવે છે શા માટે ? હું ત્હારા મંગળને માટે તો આ યોજના કરૂં છું.'

પણ મંદાકિની કાંઈ બોલી નહીં. ત્હેનું રૂદન પણ બંધ થયું નહીં.

અનાથ બોલ્યો ' મન્દા ! ' આ વખત ત્હેનો સ્વર બીજા જ પ્રકારનો હતો. આ સ્વર આદરનો સ્વર હતો. આ સ્વર સાંભળી મંદા વધારે રડવા લાગી.

અનાથ વિસ્મિત થઈને વિચારવા લાગ્યો 'આ વાત સાંભળવાથી જ મંદાને આટલું બધું દુઃખ ઉપજ્યું ? આટલો બધો કલેશ ? ભવિષ્યના છુટકારાનો આનન્દ એ અનુભવી શકતી નથી ? હું ત્હેને ચ્હાતો નથી, ચ્હાઇ શકવાનો નથી. એ બધું એ જાણે છે; આ બંધન તુટી જતાં જીવનના સુખમય માર્ગે ચાલવાનો ત્હેને પ્રસંગ મળશે. છતાં પણ આ સૂચનાથી એને આટલું ખોટું શા માટે લાગ્યું? ત્હારે શું એ મ્હારા ઉપર પ્રેમ રાખે છે ? '

એટલામાં ઘડીયાળમાં ટન્ ટન્ ટન્ કરતો ત્રણ વાગ્યાનો ટકોરો થયો. મંદાએ ઉભી થઇને કહ્યું, હું જાઉં છું.'

અનાથે મંદાને સ્પર્શ કર્યો, ત્હેનો હાથ પકડયો. અને કહ્યું કે 'ત્હારા મનની વાત મ્હને હૃદય ખોલીને કહે મન્દા.'

મન્દાએ ધ્રુજતે સ્વરે જવાબ આપ્યો 'હમણાં મ્હારૂં ચિત્ત ઠેકાણે નથી.'

'ત્હારે કાલે આવજે, આવીશ ? '

'જોઇશ.'

'જોઇશ બોઇશ નહીં, મન્દા કાલ જરૂર આવજે.' અનાથના કંઠ સ્વરમાં આગ્રહનો ધ્વનિ સ્પષ્ટ જણાઇ આવતો હતો. મન્દાએ કહ્યું 'ઠીક,' આટલું બોલી બહાર ચાલી ગઇ.

* * *

બીજે દિવસે અનાથ પથારીમાંથી ઉઠયો ત્હારે દિવસ ચ્હડી ગયો હતો. ત્હેની આંખો આગળ મન્દાકિનીની આંસુભરી આંખો છબીની માફક તરવા લાગી.

અનાથ ઉઠીને બેઠો થયો, તો એણે જોયું કે બીછાનામાં સોનાનો કાંટો પડી ગયો છે. અનાથે પટ પેટીમાં મુકી દીધો.

દરરોજ પ્રાતઃકાળે એ બ્રાહ્મ ધર્મનું સંગીત ગાતો અને પરમાત્માની ઉપાસના કરતો હતો. એમાં કોઇ દિવસ અંતરાય પડવા દેતો નહીં. પણ આજ એ

પોતાનું નિત્યકર્મ પણ કરી શકયો નહીં. ત્હેનું મન આજે ઘણું ઉદ્વિગ્ન હતું.

ગામથી દુર નદી કિનારે જઇ અનાથ ફરવા લાગ્યો. થોડી વાર બાદ એણે જોયું કે ત્હેના ઘરનો નોકર માખનસિંહ દોડતો દોડતો, હાંફતો હાંફતો ત્હેની તરફ ચાલ્યો આવે છે.

એકાએક અમંગળની શંકાથી ત્હેનુ હૃદય કાંપી ઉઠ્યું. શું થયું હશે? એ મ્હને બોલાવવા આવ્યો છે? મન્દાકિનીને તો કાંઇ નહીં થયું હોય, કાંઇ નિરાશાની મારી એ કાંઇ કરી તો નહીં બેઠી હોય?

એટલામાં માખન પાસે આવ્યો. અનાથે જોયું કે એ રૂવે છે.

જલદી પુછ્યું 'કેમ માખન? શું થયું છે?'

માખન રોતાં રોતાં બોલ્યો 'ભાઈ શું કહું! સત્યાનાશ વળી ગયું, ભુવાને બોલાવવા જાઉં છું. સાપ કરડયો છે.

અનાથ સમજ્યો કે મંદાકિનીને સાપ કરડયો છે. માખન જલદી ભુવાને બોલાવવા દોડેલો હોવાથી કોને સાપ કરડયો છે એ પુછવું અનાથ ભુલી ગયો.

તરત અનાથ ઘેર પાછો ફર્યો. પહેલાં એ સાધારણ ચાલે ચાલ્યો, પછી ચાલનો વેગ જરાક વધાર્યો અને થોડી વાર પછી તો દોડવા લાગ્યો.

હવે તે પોતાના વિશાળ મકાનના આગલા દરવાજામાં પેઠો અને ત્હાંથી બગીચામાં પ્રવેશ કર્યો. બગીચામાં ઘરની નજીક આવતાં ત્હેણે વૃક્ષોની આડમાં હરિમતી અને મન્દાકિનીને જોયાં. એ બન્ને જણીઓ તળાવમાં ન્હાવા જતી હતી. ત્હેમને જોઇને અનાથને ધીરજ આવી. એ બન્નેનાં માથાં ઉઘાડાં હતાં. મન્દાનું મુખ કલાન્ત અને હરિમતિનું મુખ કૌતકપૂર્ણ હતું. આ બન્નેએ અનાથને પાસે આવતો જોયો ત્હારે મન્દાકિનીએ ઘુમટો તાણ્યો અને હરિમતિએ ત્હેજ મ્હોં મલકાવ્યું. જાણે કે કહેતી હોયની કે હું ત્હમારી બધી વાત જાણું છું. અનાથે ત્હેને પુછ્યું 'હરિ, સાપ કોને કરડયો?' હરિમતિએ વિસ્મિત થઇને કહ્યું 'સાપ કરડયો? કોને કરડયો? મ્હને તો ખબર નથી.'

અનાથને દિવાનખાનામાં ગયા પછી ખબર મળી કે માખનસિંહની સ્ત્રીને સાપ ડંખ્યો છે. એટલે એ માખનની ઓરડી તરફ ચાલ્યો. ત્હાં જઇને જુએ છે તો ઘણાંક લોક એકઠાં થયાં છે. ભુવાઓ જોરથી મંત્ર ભણી રહ્યા છે. પણ ખાલી મંત્રો ભણવાથી તે કાંઇ ઝેરી સાપ ઉતરે? સ્ત્રીને સાપ ઉતર્યો નહીં. અને માખન જ્યહારે બીજા ભુવાને બોલાવી આવ્યો ત્યહારે તો એની સ્ત્રી કય્હારનીએ બીજી દુનિયામાં પહોંચી ચુકી હતી. એ અવસ્થા જોઈને માખનની શી દશા થઇ! પાંચ વર્ષના છોકરાની પેઠે એ જમીન ઉપર આળોટી આળોટીને રડવા લાગ્યો. આ શોકજનક દૃશ્ય ઘણાઓથી જોઇ શકાયું નહીં. હાય, હાય, પોકારતા લોકો ત્હાંથી વીખરાવા લાગ્યા. અનાથ પણ આંખ મીંચીને પાછો ફર્યો; અને શાન્ત થઇને વિચારવા લાગ્યો કે, એક અભણ ગામડીઆ નોકરના સંસ્કાર વગરના હૃદયમાં આટલો બધો પ્રેમ!! ઇચ્છા થાય છે કે હેમન્ત કુમારને બોલાવીને એક વાર આ દૃશ્ય બતાવું. એ હમેશાં કહ્યા કરે છે કે પ્હેલેથી પ્રેમ બંધાયા વગર ખાલી મન્ત્ર ભણીને હસ્ત મેળાપ કરી આપે તે વિવાહ નહીં. એવા વિવાહોમાં પરસ્પર પ્રેમ હોવો એ બીલકુલ અસંભવ છે.

ઘેર જઇને જુએ છે તો હેમન્ત કુમારનો એક પત્ર પડયો છે. અનાથ આતુરતાથી એ પત્ર વાંચવા લાગ્યો.

કલકત્તા,
જ્યેષ્ઠ વદ ૨ સોમવાર.

પ્રિય ભાઇ,

ગઇ કાલે ત્હને જે પત્ર લખ્યો છે તે પહોંચ્યો હશે. આજ એક શુભ સમાચાર છે. કાન્તિ-

પુરના રાજા શ્રીયુકત અશ્વિનીરંજન બહાદુર હેમ-ના પુત્રને માટે એક શિક્ષકની શોધમાં છે. સ્હવારમાં બે કલાક ભણાવવું પડશે પગાર પચ્ચાસ રૂપિયા એ સાંભળીને હું હેમને મળવા ગયો હતો તું એ જગ્યા સ્વીકારીશ તો એ ઘણા ખુશી થશે પણ એ મંજુર હોય તો એક અઠવાડિયામાં કામ ઉપર જોડાવું પડશે માટે આ પત્ર પહોંચતાં તું પહેલાના નિશ્ચય મુજબ બ્હેન મન્દાકિનીને લઇને ચાલ્યો આવ. ત્હારો ઉત્તર મળતાંજ હું મહિલા વિદ્યાલયમાં હેને માટે બધો બંદોબસ્ત કરી મુકીશ.

નગેન્દ્રબાલા જ્યહારે મ્હને મળે છે ત્યહારે ત્હારી ખબર પુછે છે ત્હારા તરફ એનો પ્રેમ ઉત્તરોત્તર વૃધ્ધિ પામતો જાય છે તેમાં કાંઇ સન્દેહ નથી બ્હેન મન્દાકિનીને લઇ આવવાનો ઠરાવ તું બદલતો નહિં એમ કરવામાં વિઘ્ન નડે એમ હોય તો યાદ રાખજે ;, પૃથ્વીના ઘણા શુભ કાર્યો કરવામાં વિઘ્નો સ્હામા પ્રવું પડે છે.

ઇસુખ્રિસ્ત પોતાના પ્રિય ધર્મના પ્રચારને માટે પ્રાણ સુધ્ધાંત આપતાં અચકાયા નહોતા. સર્વ મંગળ-કારી વિધાતા ત્હને સ્હાય થાઓ!

ત્હારો,

શ્રી હેમન્તકુમારસિંહ.

અનાથે હેમન્તકુમારના પત્રનો કાંઇ પણ ઉત્તર લખ્યો નહીં. મન્દાકિનીનું અશ્રુપૂર્ણ મુખારવિન્દ હેની આંખ આગળ તરવા લાગ્યું. એની મરજી વગર શું કરવું? એ તો ઘણી દુઃખી છે!! કેમ કરીને એને કલકતે લઇ જવી!

આજ સ્હવારે માખનસિંહનું આચરણ જોઇને હેના વિચાર અને વિશ્વાસમાં એક આઘાત પહોંચ્યો હતો. એમ કેમ ન હોય કે મન્દાકિની હેને ચ્હાતી હોય અને તેથીજ વિવાહ બન્ધન તોડી નાંખવાની સુચનાથી એને એટલો બધો કલેશ પહોંચ્યો હોય! લગ્ન કરતાં પહેલાં પ્રણયનો સંચાર ન થયો હોય માટે પછીથી પણ થવો અસંભવ છે એ વિચારની દઢતા સંબંધે અનાથના મનમાં સંશય ઉત્પન્ન થયો.

સન્ધ્યાકાળે હેનો બાળક ભત્રીજો હેના હાથમાં એક કાગળ આપીને એકદમ પલાયન કરી ગયો. કાગળ પરબીડીયામાં બંધ હતો. પણ હેના ઉપર કાંઇ સરનામું નહોતું. અનાથે પરબીડીયું ફાડીને કા-ગળ વાંચવો શરૂ કર્યો. હેમાં લખ્યું હતું:—

પ્રિયતમ,

ત્હમે મ્હને જ્યહાં લઇ જશો ત્યહાં આવવા તૈયાર છું. હું ત્હમારી અનુગામિની થઇશ. આજ રાત્રે મળવા આવી શકાશે નહિ.

ચરણાશ્રીતા દાસી,

શ્રીમતી મન્દાકિની દેવી.

આ પત્ર વાંચીને અનાથ ઘણોજ વિસ્મય પામ્યો, આવવાને તૈયાર છે? વિવાહ બન્ધન તોડવાનું હેને કાંઇ દુઃખ નથી? પત્રની પંકિતઓ હેણે ફરીફરીને વાંચી. જો એમ માની લેઉં કે એને વિવાહ સંબંધ છોડવાથી દુઃખ થતું નથી તો એ સિધ્ધ થયું કે એનો મ્હારા ઉપર પ્રેમ નથી. પણ જો એમ હોય તો 'પ્રિયતમ' અને 'ચરણાશ્રીતા દાસી' શબ્દો લખ્યા છે હેનું તાત્પર્ય શું? ઘણો વિચાર કરીને એણે નિશ્ચય કર્યો કે એ તો લખવાની રૂઢી છે હેનો કાંઇ ખાસ ભાવાર્થ નથી. પણ આ સિધ્ધાન્ત ઉપર આવતાં હેના મનમાં એક જાતની પીડા ઉત્પન્ન થઇ.

પણ એ પીડા ક્ષણ માત્ર રહી. મનને એણે તરત સમજાવી દીધું કે એ હેને ચ્હાય કે ન ચ્હાય તેથી ત્હારે શું? મને જવાબ આપ્યો કે 'ના, મ્હારે હેની સાથે કાંઇ લાગેવળગે નહીં'. નગેન્દ્રબાલાની માનસિક પ્રતિમાનું એ ઘણા આગ્રહપૂર્વક ધ્યાન ધરવા લાગ્યો. નિશ્ચય કર્યો કે હવે એક પણ દિવસનો વિ-લંબ કરીશ નહિં. અને કાલ ને કાલેજ મન્દાકિનીને

લઈને કલકત્તા ઉપડી જઈશું. રાતના એક વાગ્યે ઘરમાંથી નીકળીશું. બે ગાઉ દૂર રતનપુર ગામ છે; ત્હાં સુધી પગે ચાલીને જઈશું. અને ત્હાંથી બેલગાડીમાં સ્ટેશને પહોંચીશું. તારકેશ્વર થઈને જતાં આઠ ગાઉનો રસ્તો છે, પાંડુઆથી અગીઆર ગાઉ થાય છે પણ પાંડુઆ થઈને જવું જ ઠીક છે. ગામના લોકને મળવાનો સંભવ નહીં રહે; જરા વધારે ચાલવું પડશે અને જરા વધારે વખત લાગશે. પણ કાંઇ ફીકર નહીં. આખી રાત ત્હેને ઉંઘ આવી નહીં. ભવિષ્યને માટેની અનેક કાલ્પનિક તૈયારીઓ કરવામાં ત્હેનું મગજ તપી ગયું.

બીજે દિવસે સ્હવારે ઉઠીને મન્દાકિનીને લખ્યું.—

પ્રિય બ્હેન,

આજ રાત્રે એક વાગ્યે આપણે મુસાફરીએ નીકળીશું. એ વખતે તું મ્હારી મેડીમાં આવજે. જણસોમાં એક બીજી સાડી સિવાય કાંઇજ લેતી નહીં

શ્રી અનાથશરણ બન્દોપાધ્યાય.

એ રાત્રે એક વાગ્યે વહુની ચોરી કરીને અનાથ પલાયણ કરી ગયો.

બે દિવસની મુસાફરી બાદ મધ્યાન્હના બાર વાગ્યે જ્યહારે પાંડુયાના બજારમાં અનાથશરણ મંદાકિનીને લઈને ગાડીમાંથી ઉતર્યો તે સમયે તાપ ઘણો જ સખત પડતો હતો. બન્નેનાં શરીર ઉપર પરસેવાના રેલા ચાલી રહ્યા હતા. ગાડી ભાડું ચુકાવીને અનાથ એક દુકાને ગયો. દુકાનદારે આગતા સ્વાગતા કરીને બીછાવવા માટે એક સાદડી આપી. અંદરથી એક મજુરણે આવીને મન્દાકિનીને સ્ત્રીઓના ઓરડામાં બેસવાની વિનતિ કરી.

એક ઘરની પછાડી એક પડાળી હતી. અને એ પડાળીની નીચે એક વાવ હતી. વાવનું પાણી ઘણું નિર્મળ હતું. મન્દાકિનીનું અંગ ઘણું તપી ગયું હતું; તરશના માર્યા ગળું સુકાઈ જતું હતું. ઘરની દાસીને બજારમાં સોદો લેવા મોકલીને મન્દાકિની સ્નાન કરવા ગઇ. અત્યાર સૂધી એને વિશ્રામ મળ્યો નહોતો. તેથી દાસી બજારમાંથી પાછી ન આવી ત્હાં સૂધી, લગભગ અડધા કલાક સૂધી, મન્દાકિની ઠંડા પાણીમાં જ બેસી રહી. દાસી આવી એટલે એણે હાથ પગ લુછી નાંખીને રાંધવાનું શરૂ કર્યું.

૪

કુદરતના નિયમનો આવી રીતે ભંગ કરવાની સજા મળતાં કાંઇ વધારે વાર લાગી નહીં. રાંધી રહેતાં પહેલાં જ મન્દાને સખત તાવ ચ્હડી આવ્યો.

ગાડીના ટાઈમની ખબર કહાડવા તથા હેમન્ત કુમારને તાર કરવા અનાથ સ્નાન કરીને સ્ટેશને ગયો હતો. પાછો આવી જુએ છે તો ઘેર આ દશા થઈ છે. મન્દાના શરીર ઉપર હાથ મુકયો. અંગમાં જ્વરને લીધે આગ સળગી રહી હતી. આંખ્યો લાલચોળ થઇ ગઇ હતી. ટહાડ ચ્હડવાથી હાથ પગ ઠન્ ઠન્ કાંપી રહ્યા હતા. સાથે નહોતું બીછાનું કે ફાલતુ વસ્ત્ર. મન્દા સુશે શેના ઉપર? ઓઢશે શું? અનાથ બોલ્યો 'જરા થોભ. હું અહીંથી કાંબળી માંગી લાવીને બીછાનું કરી આપું.'

મન્દાકિની બોલી 'પણ ત્હમે પહેલાં ખાવા બેસો. પ્હેલાં ત્હમને ખવડાવીને પછી સુઇશ.

અનાથ બોલ્યો 'ગાંડી! અત્યારે ખાવાનો વખત છે? ત્હને આટલી પીડા છે અને હું ખાવા બેસું?'

મન્દા ધ્રુજતે ધ્રુજતે બોલી, 'મ્હને પીડા છે તેમાં શું થયું? તેટલા માટે ત્હમારે કાંઇ ઉપવાસ કરવો? આ બે દિવસના કષ્ટમાં જ ત્હમારૂં મ્હોં સુકાઈને અડધું થઇ ગયું છે.'

અનાથે દુકાનદાર પાસે જઈને એક ગોદડું અને ત્રણ ચાર કાંબળીઓ માંગી લાવ્યો. મન્દાને માટે એની પથારી કરીને બોલ્યો, 'સુઇ જા' મન્દા બોલી 'એ શું બોલ્યા? ત્હમે નહીં ખાસો ત્હાં સૂધી હું સુઈ નહીં જાઉં.'

અનાથે ત્હેના કહ્યા ઉપર ધ્યાન ન આપ્યું અને મન્દાકિનીને સુવાડી. પથારીમાં પડ્યે પડ્યે

મન્દાકિની બે ત્રણ વાર બોલી, 'ભાત ટ્હાડો થતો હશે. ત્હમે ખાઇ લ્યો' પણ હવે ત્હેનામાં વધારે આગ્રહ કરવાની શકિત ન્હોતી રહી. ધીમે ધીમે તાવના જોરથી એ બેહોશ થઇ ગઇ.

* * *

ત્રણ દિવસ પછી જ્યહારે મન્દાકિનીને ભાન આવ્યું, ત્યહારે આંખ ઉઘાડીને જુએ છે તો સ્વામી પથારીની પાસે બેઠા છે,

અનાથે પુછ્યું, 'મન્દા, કેમ છે ?'

મન્દા બોલી 'ઠીક છે. ત્હમે ભાત ખાધો ?' બોલતાં બોલતાં એણે આસપાસ દૃષ્ટિ નાંખી તો એ દુકાન નથી, એ ઘરજ નથી. પોતે પલંગના ઉપર સુતેલી છે. પુછ્યું 'આ શું ? હું આ ક્યહાં આવી છું ?'

અનાથે કહ્યું, 'મન્દા, મ્હને આશા ન્હોતી કે મ્હારી સાથે ફરીથી વાતચીત કરીશ. ત્રણ દિવસ થઈ ગયા. આ અહિંના એક જમીનદારનું ઘર છે.'

મન્દા બોલી, 'ત્રણ દિવસ થયા ?'

'હા મન્દા, ત્રણ દિવસ તું બેભાન રહી. હવે તું બચે તો સાર્થક થાય.'

થોડીક વાર ચુપ રહીને મન્દા અત્યંત નમ્ર સ્વરે બોલી 'મ્હારે ત્હમને એક વાત કહેવી છે!'

અનાથે પુછ્યું 'શી વાત મન્દા ?'

'મ્હને બચાવશો નહીં.'

આ વાત સાંભળીને અનાથના ચક્ષુમાંથી જળ વ્હેવા માંડ્યું. એ બોલી ઉઠ્યો, 'એ શું બોલે છે, મન્દા, એ શું બોલે છે. ત્હને મટી જશે. તું બચી જઇશ.'

મન્દાના બન્ને હોઠ કાંપવા લાગ્યા. આંસુભરી આંખો અનાથની તરફ ફેરવી ને બોલી, 'મ્હને બચાવીને શું કરશો ? મ્હને જવા દો.'

અનાથ બોલ્યો 'ના મન્દા ' ત્હને હું જવા નહીં દઉં'.

'મ્હને જીવાડીને શું કરશો ?'

'હું ત્હને ચ્હાઇશ '

રોગિનીનું દુર્બલ મસ્તક ચિન્તાનો ભાર હવે વધારે સહન કરી શક્યું નહીં. આંખ મીંચીને તે પથારીમાં પડી.

થોડીવાર પછી ડાકટર આવ્યો. અનાથે હસતે મ્હોંએ ત્હેને નમસ્કાર કરી કહ્યું. 'બપોરની દવાએ ત્હેના ઉપર સારી અસર કરી છે. ત્હેને ભાન આવ્યું છે. થોડીવાર ઉપર વાતચીત કરતી હતી.

ડાકટરે કહ્યું : તો હવે કાંઇ બ્હીવાનું નથી. બે દિવસમાં તાવ ઉતરી જશે. પણ ત્હમે તો ભુખે મરી ગયા હશો. ત્રણ દિવસથી કશુંએ ખાધા વગર ત્હમે અહિંયા ત્હેની ચાકરીમાં બેસી રહ્યા છો. ત્હમારી માફક પત્નીના ઉપર પ્રેમ રાખનાર સ્વામી થોડાજ હશે.

અનાથ મનમાં બોલ્યો ' ઘણા થોડા !! ' પ્રકાશમાં બોલ્યો કે ' એ મ્હારી સ્ત્રી છે. અને ત્હેની સેવા કરવી એ તો મ્હારી ફરજજ છે. પણ આપે જે મહેરબાની બતાવી છે ત્હેના જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે.'

પ્રવીણ ડાકટર સાહેબ આત્મ પ્રસંશાથી સંકુચિત થઇને બોલ્યા. ' મ્હેં કાંઇ વિશેષ કર્યું નથી. એ તો અમારો ધંધોજ છે.'

' ત્હમે જો જમીનદારને કહીને આ ઘર ન ઉઘડાવી આપ્યું હોત તો એ દુકાનમાં સાદડીઓ ઉપર સુઇને મ્હારી સ્ત્રી બચી શકત . ?

ડાકટર સાહેબે વાત ફેરવી નાંખી અને ઔષધ તથા ખાનપાન વગેરેની સુચના આપીને ચાલતા થયા.

એ રાત્રે દશ વાગ્યે મન્દાનો તાવ ઉતર્યો. એ આખી રાત એને સારી ઉંઘ આવી. ત્હેની પાસે સુઇ રહીને અનાથ પણ ઘણે દિવસે સારી પેઠે ઉંઘ્યો.

